ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ—૫

# નવલગ્રંથાવલિ

તારણ કાઢનાર

નરહરિ દ્વારકાદાસ પરીખ



નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

પણ લાગે છે કે મહાવિદ્યાલયના પ્રથમ અને દ્વિતીય વર્ષના વિદ્યાર્થીઓ આ પુસ્તક વાંચે તો સાહિત્ય વિષેની સમજ અને સાહિત્યવિવેચનનાં ધોરણો તેમના મનમાં બહુ સ્પષ્ટ થાય. નવલરામભાઈનું વિવેચન આજથી લગભગ ૬૦ વર્ષ પૂર્વેનું હોઈ અને ગુજરાતી સાહિત્યમાં પહેલું જ હોઈ કાંઇક પ્રાથમિક સ્વરૂપનું છે પરંતુ તે ઊંચી જાતનું છે અને ગંભીર વિચારો બહુ જ સાદી અને સીધી ભાષામાં તેમણે દર્શાવેલા હોઈ સાહિત્યના અભ્યાસનો આરંભ કરનાર વિદ્યાર્થીને એ બહુ ઉપકારક થઈ પડે એવું છે.

આ તારણમાં નવલગ્રંથાવલિના ત્રીજા ભાગમાંથી શિક્ષણ-શાસ્ત્રને લગતા લેખોમાંથી કાંઈ લીધું નથી, કારણ એ લેખો વિશિષ્ટ વર્ગને ઉદ્દેશીને લખાયેલા છે અને તે જુદા જ પુસ્તકમાં સંગ્રહાય એ ઉચિત છે.

આ પુસ્તકની શરૂઆતમાં નવલરામભાઈની જીવનકથા અને તેમણે કરેલી સાહિત્યસેવાની કંઈક સમાલોચના આપી છે. જીવનકથાની બધી માહિતી તો ગોવર્ધનરામભાઈએ લખેલા તેમના જીવનચરિત્રમાંથી જ લીધી છે — તે સિવાય બીજી માહિતી ઉપલબ્ધ પણ નથી — એટલે ઘણી જગ્યાએ ગોવર્ધનરામભાઈના જ શબ્દો અથવા આખાં વાક્યો અને ફકરા પણ લીધા છે. માત્ર જ્યાં એમના અભિપ્રાયો જણાવ્યા છે ત્યાં એ એમના તરીકે દર્શાવ્યા છે. નરસિંહરાવભાઈએ નવલરામભાઈની સાહિત્યસેવાનું જે વિવેચન કર્યું છે તેમાંથી પણ ઠીકઠીક ઉતારા લીધા છે. આ ઉપરાંત શ્રી. ડાહ્યાભાઈ દેરાસરીએ લખેલા નવલરામજીના જીવન-સંસ્મરણોમાંથી હકીકત લીધી છે અને તેમની સાથે રૂબરૂ વાતચીતમાંથી પણ કેટલીક માહિતી મેળવી છે. એ ત્રણે વિદ્વાનોનો હું ઋણી છું.

આ પુસ્તકમાં મૂકેલા બે ચિત્રોમાંથી નવલરામભાઈના ચિત્રનો બ્લોક ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી શ્રી. હીરાલાલ પારેખ તરફથી મળ્યો છે. બીજું ચિત્ર શ્રી. ડાહ્યાભાઈ દેરાસરી તરફથી મળેલ છે તે માટે એ બંને સજ્જનોનો આભાર માનું છું.

# પ્રસ્તાવના

સન ૧૯૧૮માં કાકાસાહેબને સારા ગુજરાતી ગદ્ય અને પદ્યના નમૂના હુ વાંચી સંભળાવતો ત્યારે નવલગ્રંથાવલિના લેખોમાંના વિવિધ વિષય ઉપરના દીર્ઘદર્શી વિચારો સાભળી કાકાસાહેબે મને કહ્યું કે આ ચાર ચોપડીમાં પડેલા લેખો કોઈ વાંચશે નહિ અને નવલરામભાઈના વિચારો તો આજે પણ પ્રજા સમક્ષ રહે એ આવશ્યક છે એટલે તમે એમાથી તારણ કાઢી એક પુસ્તકમાં બધા સારા સારા લેખો આપો તો ગુજરાતી સાહિત્યના વિદ્યાર્થીઓની એક મોટી સેવા થશે. મને એ સૂચના ગમેલી પરંતુ વિવિધ વ્યવસાયોમાં એ કામ રહી જ ગયું. પછી જ્યારે શ્રી. ઓઝાસંપાદિત શાળોપયોગી નવલગ્રંથાવલિના બે ભાગ લગભગ ખલાસ થઈ રહેવા આવ્યા ત્યારે નવલરામભાઈનાં પુત્રવધુ ગં૦ સ્વ૦ વસુમતી બહેને નવલગ્રંથાવલિ ફરી છપાવવાની વાત પૂજ્ય ગાંધીજી આગળ કરી અને એ કામ મને સોંપવામાં આવ્યુ. લગભગ ૧૯ વર્ષ ઉપર ઉદ્દ્ભવેલો સંકલ્પ આમ જુદા જ સંજોગોમાં સિદ્ધ કરવાનો પ્રસંગ મળ્યો તે માટે મારે વસુમતી બહેનનો આભાર માનવો જોઈએ.

નવલગ્રંથાવલિ સૌથી પહેલી હું જ્યારે કોલેજમાં ઈન્ટર આર્ટ્સ ભણતો ત્યારે વાચેલી. તે ઉપરથી ગુજરાતી ભાષાના સામર્થ્યનો ખ્યાલ આવ્યો અને ગુજરાતી સાહિત્યનો વ્યવસ્થિત અભ્યાસ કરવાની પ્રેરણા મને મળી; અને મને હજુ

# સ્વ. નવલરામભાઈ

## બાલ્યાવસ્થા

નવલરામનો જન્મ સુરતમાં સન ૧૮૩૬ના માર્ચ માસની નવમી તારીખે સં. ૧૮૯૨ના ફાગણ વદ ૬ ને દિવસે થયો હતો. તેમના પિતા પંડ્યા લક્ષ્મીરામ માણેકચંદ સુરતમાં ગુમાસ્તી કરતા હતા. તે જાતે વિસનગરા નાગર બ્રાહ્મણ હતા. પંડ્યા લક્ષ્મીરામ અને સૌ. નંદકોરનું એકનું એક સંતાન નવલરામ. નંદકોર નવલરામની હયાતીમાં ગુજરી ગયાં. લક્ષ્મીરામ, નવલરામના મરણ પછી કેટલેક દિવસે ગુજરી ગયા. નંદકોરને લખતાંવાંચતાં આવડતું નહોતું, છતાં ત્રણચાર વર્ષના નવલરામ માની પાસે બેસી એકડેએક લખે, તે મા જોઈને ભૂસી નાખે, અને દીકરો ફરી લખે, એમ મા પાસે એમનું ભણતર ચાલતું. સુરતમાં ભાગાતળાવ આગળ ગોવિંદ મહેતાની ગામઠી નિશાળે નવલરામે અભ્યાસ શરૂ કર્યો. એ નિશાળ આઠમે વર્ષે છોડી, ને મહેતાજી દુર્ગારામ મંછારામની સરકારી–ગુજરાતી નિશાળે બેઠા. તે જ વર્ષમાં તેમને જનોઈ દીધું. અગિયાર વર્ષની વયે ગુજરાતી નિશાળનો અભ્યાસ પૂરો કર્યો. પરીક્ષામાં પાઘડી અને પુસ્તકો ઇનામમાં મળ્યાં. તેને લીધે અંગ્રેજી હાઈસ્કૂલમાં ફ્રી સ્કોલર તરીકે એમને દાખલ કરવામાં આવ્યા. સોળ સત્તર વર્ષની

ડિયર" નર્મદાશંકર ઉપર અંગ્રેજીમાં કાગળ લખી પોતાનો આ પ્રથમ સરસ્વતી–પ્રસાદ પ્રસિદ્ધ થાય ત્યારે એ રસિક કવિને અર્પણ કરવાની માગણી કરી. એ જ અરસામાં કવિને લખેલા એક પત્રમાં નવલરામે 'જૂની સ્કૂલનો અસ્ત' અને 'નવીનો ઉદય' જગતને જાહેર કરનાર પ્રથમ પરીક્ષક રૂપે આગળ આવવાનો અભિલાપ ઉત્સાહપૂર્વક પ્રગટ કર્યો. I am very ambitious to have the merit of being the critic who first perceived its existence and beauties. પોતાનો આ અભિલાપ તેમણે સુંદર રીતે પાર પાડ્યો અને ગુજરાતના ઉત્તમ સાહિત્યવિવેચકનું પદ પ્રાપ્ત કર્યું. તેમની પછી ઘણા સમર્થ અને પ્રૌઢ વિદ્વાનોએ એ કાર્ય કર્યું હોવા છતાં, તેમની ગાદી તો આજે સૂની જ છે.

લાઈબલ કેસ વિષે ઇનામી કવિતા લખીને તેમણે જાહેર રીતે પોતાની સાહિત્યપ્રવૃત્તિ શરૂ કરી જણાય છે. જેણે 'નવી સ્કૂલ'ના પરીક્ષક થવાનો અભિલાપ પ્રગટ કર્યો તેણે અલબત્ત આ પહેલાં કાંઈક પ્રયત્નો તો કર્યા જ હશે પણ તે વિષે આપણને કશી માહિતી નથી. પણ જે ઉમંગથી તેમણે પોતાની પ્રવૃત્તિ શરૂ કરી એ ઉમંગને યોગ્ય સત્કાર મળ્યો જણાતો નથી. ગોવર્ધનરામભાઈ કહે છે:

"પાછલી અવસ્થામાં નવા ગ્રંથકારોનો યોગ્ય ઉમંગ ખીલવવાનું નવલરામ ભૂલતા નહિ એ પરોપકારવૃત્તિમાં આ પોતાના ઉમંગનો ભંગ કેમ ન હોય?" કવિ નર્મદાશંકરનો ઉત્તર આ ઉમંગ તોડે એવોયે ન હતો તેમ વધારે તેવોયે ન હતો. તે લખે છે કે, "મને નવાઈ લાગે છે કે તમને આટલું બધું લખવાને ફુરસદ ક્યાંથી મળી? આવા નીરસ વિષય ઉપર તમને લખવાનું સૂઝ્યું ક્યાંથી?" અર્પણની બાબતમાં કવિ લખે છે કે, "ગોંદરે ભેંસ ને ઘેર ઝડકા" જેવું તમે કરો છો. પરિણામ જણાયા વિના અર્પણ કેવું? વગેરે. "શુભેચ્છક" નર્મદાશંકરની કાગળ નીચે સહી છે.

પોતાની કવિતા પાસ થઈ કે નપાસ થઈ તે વિષે ઘણા દિવસ સ્વાભાવિક ઉત્કંઠા રહી. સાડાસાત મહિના સુધી પરિણામ ન જણાયું એટલે અધીરા ઉમેદવારે દફતર આશકારા

પ્રેસના મિ. બેરામજી ફરદુનજી ઉપર પત્ર લખ્યો. પરીક્ષકોએ ત્રણે દિવસે નવલરામને અર્ધું ઇનામ આપવાનો ઠરાવ કર્યો. આ ઇનામ નવલરામે કબૂલ કર્યું નહિ, અને આ ઠરાવથી નારાજ થઈ તેમણે ઇનામ આપનાર ઉપર એક લાંબો પત્ર લખ્યો, નિબંધ પાછો મંગાવી લીધો, અને પ્રથમ "માય ડિયર" હતા તેને ઠેકાણે "સાહેબ" શબ્દો સંબોધી "મિ. નર્મદાશંકર લાલશંકર કવિ" ઉપર તેમજ "મિ. દલપતરામ ડાહ્યાભાઈ, ગુજરાત પ્રાંતના કવીશ્વર" ઉપર એમ બે લાંબા પત્ર ૧૮૬૪માં લખ્યા. પ્રશ્નમાળા પૂછી તેમને આ કવિતાની પરીક્ષા કરવા વિનંતિ કરી. આ પત્રોના ઉત્તર શા મળ્યા તે જણાતું નથી. કવિતા જાતે છપાવવાનો વિચાર પણ નવલરામે કર્યો જણાય છે, પણ પાછળથી એ વિચાર માંડી વાળ્યો. ઊભા રહેલા પાણીદાર ઘોડાને સતેજ કરવામાં માત્ર ચાબુક ઉગામ્યાનું જેવું માહાત્મ્ય છે તેવું જ નવલજીવનને આ પ્રસંગનું માહાત્મ્ય થયું કહીએ તો ચાલે. તેમની મહેચ્છાને મુંબઈના પરીક્ષકોએ તિરસ્કાર કરી સવિશેષ ઉશ્કેરી અને ઉછાળી.

મહેચ્છાઓ હોય છે તો ઘણાને, પણ પુરુષાર્થ વિના તે પાંગળી રહી જાય છે. નવલરામના જીવનનું રહસ્ય એ છે કે ડગલે ડગલે સાધન અને સાધ્ય બન્ને વધ્યાં છે. જે વખત લાઇબિલની કવિતા સંબંધી ક્રોધ ઊછળતો હતો અને પત્રો લખાતા હતા, તે જ વખતે વીરમતી નાટકનું હાડપિંજર ગોઠવાતું હતું, તર્કસંગ્રહનો અભ્યાસ કરવા પ્રયત્ન થતો હતો, અને બેકનનું "નોવમ ઑર્ગેનમ," અને તેવામાં નવી રચાયેલી ભાંડારકરની માર્ગોપદેશિકા વગેરે પુસ્તકો ખરીદવામાં આવ્યાં અને પાછળથી ગુરુ વિના યથાશક્તિ વાંચ્યાં પણ જણાય છે.

સુરત ગોપીપરા બ્રાંચસ્કૂલ નામની નવી કાઢેલી સરકારી શાળાના નવલરામ કામચલાઉ હેડમાસ્તર હતા તે વખતે શાળાના ધોરણોમાં કેટલોક ફેરફાર થયો હતો અને તેથી ગમ્મત ભરેલી ગૂંચવણો ઊભી થઈ હતી. જૂનાં ધોરણોમાં છોકરાઓ મોટી ઉંમર સુધી પરિપક્વ ગુજરાતી અને ગણિત શીખતા અને પછી અંગ્રેજી આરંભ કરતા. ૧૮૬૩માં એવું ધોરણ બંધાયું

કે, થોડુંક ગુજરાતી ભણે એટલે અંગ્રેજીનો આરંભ કરાવવો, અને તે અંગ્રેજીની સાથે વધારે ગુજરાતી ભણાવવું. આના પરિણામ બાબત નવલરામ પોતાના ઉપરીને રિપોર્ટમાં કડવી ફરિયાદ કરે છે કે, અંગ્રેજી ભણવાને અમારા જેવી જ નિશાળો હોવાથી જૂની રીત પ્રમાણે ગુજરાતી પૂરું ભણેલા મહેતાજીઓ અમારી સ્કૂલમાં આવે છે, ગુજરાતી ત્રીજી ચોથી ચોપડી ભણેલા પોતાના જ વિદ્યાર્થીઓના વર્ગમાં તેમને બેસવું પડે છે, અને આથી બંનેને હરકત પડે છે. આ હરકતો અને તેના ઉપાયોની ચર્ચા નવલરામે ઘણી ચતુરાઈથી કરી હતી, અને એમના ઉપરીઓએ એમને વિશે ઊંચો અભિપ્રાય બાંધ્યો હતો.

ભરૂચ આગળ નર્મદાના પુલનો પ્રશ્ન તે વખતે મહા વિકટ ગણાતો. માણસો પુલ બાંધે, નર્મદા તોડે, અને માણસો ફરી બાંધે. આ પુલમાં ઘણાં ઘણાં મગજો રોકાયાં હતાં અને જુવાન નવલરામનું મગજ પણ થોડો કાળ તેમાં રોકાયું હતું. ૧૮૬૫માં એક વખત એ પુલના ભૂંગળાંની એ મહા નદીના પાણીનો ધક્કો સહેવાની શક્તિ વિશે પ્રશ્ન ચર્ચાતો હતો અને તેમાં રોકાયલા મિ. રિચમંડ નામના ગૃહસ્થે નવલરામને એ પ્રશ્ન પૂછવાથી નવલરામની ગણિત બુદ્ધિ અંકાઈ. સાહેબ પ્રસન્ન થયા, નવલરામના ઉપરીને ભલામણ કરવા ઇચ્છા દર્શાવી, પણ નવલરામને ભલામણ કરાવવી હલકી લાગી અને માત્ર સર્ટિફિકેટ લીધું. આ પરીક્ષાએ નવલરામની જાતપરીક્ષા દૃઢ કરી, અને તેમનો ઉત્સાહ વધાર્યો.

૧૮૬૬ના જાન્યુઆરીમાં હાઈ સ્કૂલમાં એમનો પગાર એંશી રૂપિયાનો થયો, તેવામાં જ સુરતમાં ટ્રેનિંગ સ્કૂલ સ્થપાવાની વાત ચાલતી હતી, અને નવલરામે એ જગા વાસ્તે ઉમેદવારી જણાવી. પણ એ જગા નવલરામને ન મળતાં આપણા પ્રસિદ્ધ અને લોકપ્રિય પ્રથમ નવલકથાકાર શ્રી. નંદશંકર તુળજાશંકરને મળી. નવલરામે પોતાનું મન પાછું વાંચવાલખવામાં પરોવ્યું. એક તરફથી "એડિસન" વંચાવા લાગ્યો, અને બીજી પાસથી કલમ પણ ચાલવા લાગી. "હિંદુસ્તાનની હાલની સ્થિતિ" "અને ગ્રંથકારનો ધંધો" એ વિષે ઊગતો દેશવત્સલ અને ગ્રંથકારપણાનો

ઉમેદવાર પોતાના વિચારને અંગ્રેજી અને ગુજરાતી નિબંધ રૂપે લખવા લાગ્યો. સિંહના ઉપર ઉપકાર કરનાર ગુલામ "એંડ્રોકલીસ" ઉપર પણ કવિતા લખાઈ. આ સર્વ કવિતા છિન્નભિન્ન અને અપૂર્ણ છે.

### મંથનકાળ

નર્મદજીવનમાં નવલરામ ૧૭થી ૨૨ વર્ષ વચ્ચેની વયને 'આત્મમંથનકાળ' નામ આપે છે; અને લખે છે કે તે સમયમાં સ્ત્રીવાસના તેમ 'નામાંકિત થવાની' અને એવી બીજી મહેચ્છાઓ આત્માને ડહોળી નાખે છે અને 'જુવાનીના કારમા ચગડોળ' પર ચડાવે છે. પરંતુ નવલરામ આ અવસ્થાએ ઘણી મોડી વયે પહોંચ્યા અથવા વહેલા પહોંચ્યા હોય તો ઘણાં વર્ષ સુધી એ વાસના સુષુપ્ત રહી. શાન્ત, ગંભીર અને નિશ્ચેષ્ટ દેખાતા આ જુવાને છેક ત્રીશમે વર્ષે અસ્વસ્થતા અનુભવી અને તેમનું મન ઘણી રીતે મંથન પામ્યું. મે માસમાં કવિતા લખાઈ કે :

> પ્રભુ, પ્રેમ અપૂર્વ મને પીડતો, કરું હું કેમ ?
> પાપ ગણી તું રખે ચીડતો; કરું હું કેમ ?
> સ્વધર્મ પ્રમાણે મન આચરે, કરું હું કેમ ?
> પ્રીતિપાત્ર દેખીને પ્રીતિ પાગરે, કરું હું કેમ ?
> વારી વારી થાક્યો હું મન માહરું, કરું હું કેમ ?
> પ્યારી પ્યારી છબી ન ક્ષણુ વીસરું, કરું હું કેમ ?
> હજી શુદ્ધ સમાલી રાખ્યો દેહને, કરું હું કેમ ?
> પછી પાપ ગણો તો ફૂટ્યું કર્મને, કરું હું કેમ ?

આજ અરસામાં લખેલી એક કવિતાની છેલ્લી કડી ઉપર ટીકા લખે છે કે:

How strange I am! I have turned an epicurian so late! most persons are epicurian in their juvenile days, and stoics or at least prudent in manhood. I was a perfect stoic at twenty.

હું કેવો વિચિત્ર છું. આટલો મોડો હું વિલાસપ્રેમી બન્યો! લોક નાની ઉમરે વિલાસપ્રેમી હોય છે અને મોટા થતાં વિરક્ત અથવા કાંઈ નહિ તો ડાહ્યા થાય છે. વીસ વર્ષની વયે મારું ચિત્ત પૂર્ણ વિરક્ત હતું.

પરંતુ જેમ કાળ જાય છે અને વર્ષ પૂરું થવા આવે છે, તેમ ચિત્ત સ્વસ્થ થવા પામે છે અને થઈ ગયેલા ચિત્તના ઉછાળા ઉપર વિચાર ઊભરાય છે:

> પ્રીતિ દેવીને દેહરે અરે પૂજારી પાપી મનોજ
> તે તો દેશે કેમ પૂજવા જેની જોડે જુધ રોજ?
> હરિ! આ તે શું તારા રાજ્યમાં અંધારાથી અંધેર?
> પ્રીતિ દેવીને મંદિરે પૂજારી પાપી દેડ;
> તેથી જ હમેશાં નીચ એ ફાવી જાય છે જગમાંય
> પ્રીતિ પૂજવાને કારણે ઊંચ જન એને વશ થાય.

છેલ્લી કડી નીચે ટીકા છે કે: "ઘણા ઊંચા મનના માણસો વિષયમાં પડે છે તે કામને લીધે નહિ, પણ પ્રીતિને લીધે. ૧૮૬૫–૬૬ માં આવા 'ઊંચા મનના માણસો' એમની દૃષ્ટિમાં હશે, પણ નવલરામનું મન તો જુદી જ રીતે ઊંચું હતું.

> ઊંચો ટેકી નવલ ભલો, નીચો કદાપિ ન થાય
> ઈશ્વર નીતિ ને ધર્મની નથી ફૂંક પણ નહિ ગભરાય.

ટીકા: "પણ હું અત્યાર સુધી ઊંચા મનનો, ટેકી અને ભલો કહેવાતો આવ્યો છું અને એ ગુણને માટે આટલું અભિમાન રાખું છું, એવો જે હું તે શું કદી નીચ કામ કરીશ? નહિ, કદી નહિ કરનાર. અગર જો ઈશ્વર એ કામમાં મદદ કરશે એમ હું માનતો નથી, અથવા જગતનો એવો જ ધર્મ છે કે મૂઆ પછી (બૌદ્ધ પ્રમાણે) પોતાના કર્મ પ્રમાણે સારી નઠારી ગતિ થશે એમ હું માનતો નથી, અથવા આ જગતમાંજ કંઈ નઠારાં કામથી નુકસાન નિશ્ચય થાય છે એમ હું માનતો નથી, તો પણ હું એ નીચ કામ કરવાનો નહિ. નવલ તો જાતિ સ્વભાવથી જ શુદ્ધ રહે છે.

જા શંકરશત્રુ રે! કોપ તું! દુઃખ દે તુજથી જે દેવાય;
તાપે આપે રસ મીઠડો, આંબો આંબલી નવ થાય!

આ કઠણ કસોટીમાંથી પાર ઊતરતાં નવલરામને ઘણો શ્રમ પડે છે. પણ આત્મમંથનના આ યુદ્ધનો આખરે અંત આવે છે અને ૧૮૬૬ નું વર્ષ પૂરું થાય તે પહેલાં ક્ષોભ શમી જાય છે.

સ્વ. ગોવર્ધનરામ તેમના આ આત્મમંથન વિષે લખે છે: "માયાની જાળમાં ફસાવાના પ્રસંગ ન જ આવ્યા હોય એવા ભાગ્યશાળી તો હોય છે, પણ એ જાળમાં દૈવવશાત્ પડતાં તેમાંથી છૂટવા ઇચ્છનાર યોદ્ધાઓ વિરલ હોય છે. એવા યોદ્ધાઓના પુરુષ-પ્રયત્ન ઉપર ઇશ્વિરની કૃપા જ હોય છે. × × ×

"સંસારના અનુભવ સર્વને થોડાઘણા થાય જ છે, પણ બુદ્ધિશાળી અને શુદ્ધ સદ્ગુણી અંતઃકરણ ઉપર પડેલા અનુભવના ઘા ઉત્તમ દશા ઉપજાવે છે તેનું આ એક દૃષ્ટાન્ત છે.

"જે ગ્રન્થકારોનાં અંતઃકરણ અને ચરિત્ર બેધડક ઉઘાડાં મૂકી શકાય, જેમને કાંઈ પણ કાદવ લાગ્યો હશે તો તે ધોઈ નાખવા અને વધારે સ્વચ્છ રહેવા માટે તેમણે કરેલા મહા પ્રયાસની કીર્તિ ગાતાં અંતે વિજય જ વર્ણવવાનો છે, એવાઓની જીવનકથા સાધુકીર્તન જેવી છે અને તે લખનાર તથા વાંચનારને આનંદ પમાડે છે. આવાં જ કારણોથી નવલરામનું આત્મમંથન અતિશય પ્રીતિકર છે. બુદ્ધિ અને સદ્ગુણ ઉભયનો યોગ સોના અને સુગન્ધના યોગ જેવો કોને નહિ લાગે?"

## સાધના

૧૮૬૬ની સાલે તેમના ચિત્તને ડહોળી નાંખ્યુ તેમાંથી એમને મુક્ત કરનારા વિષયોમાં પ્રથમ વિષય "ગ્રંથકારનો ધંધો" એ નામનો એમને જડયો. ભોજ વગેરેના પ્રસંગ સંભારી, હાલમાં તો શેઠિયાઓને ભોજ કરવા પડે છે વગેરે વાતો કહેતાં આ ટૂંકો નિબંધ બોલે છે કે, "સુથાર સરખાના ધંધામાં પણ કેટલાંક વરસ કોઈના હાથ નીચે કામ કરતાં શાખવું પડે છે અને પછી પણ જ્યારે તેમાં દરરોજ મહાવરો કરે છે ત્યારે જ તે પોતાનું કામ મનમાનતી રીતે સારું કરવાને શક્તિમાન થાય છે,

તો પુસ્તક લખવાનું અઘરામાં અઘરું જે કામ તે, તેની પછાડી જ તનમન લગાડ્યા વગર કેમ થાય? પણ હાલ આપણા ઘણાખરા કેળવાયેલા જુવાનોને તો પેટને સારુ વેપારીની અથવા સરકારની આખો દહાડો નોકરી કરવી પડે છે, અને બાકીના વખતનો કેટલોક ભાગ ઘરખટલાની ખટપટમાં જાય છે. હવે એ લોકો પોતાના જૂજ ફુરસદના વખતમાં કેટલું લખી શકે? અને લખ્યું તો પણ શરીરની અને મનની શક્તિઓ દહાડાની મહેનતથી થાકી ગયા પછી સારું શી રીતે લખી શકે? જ્યાં લગી ગ્રંથકારનો ધંધો બીજા ધંધાઓથી જુદો પડ્યો નથી × × × ત્યાં લગી વિદ્યાનો વધારો થાય એમ અમને લાગતું નથી." આ પ્રમાણે ગ્રંથકારનો ધંધો જુદો પડવો જોઈએ છતાં કેમ નથી પડતો તેનાં કારણમાં લખે છે કે, "પુસ્તકોનો શોખ હજી પેદા થયો નથી" "હાલ લોકો ચોપડી વાંચવા ચાહે છે ખરા પણ પૈસો કાઢતાં પોતાની જૂની ટેવ વચમાં આવી હાથને અટકાવે છે," "અંગ્રેજી બૂટ, સ્ટૉકિંગ, અને લાલ પાણીનો ખપ વધ્યો, પણ હજી એ સુબોધકારી અને રસિક વિચારોનો કોઈ ભાવ પૂછતું નથી એ ઘણું શરમ ભરેલું છે." વળી આ જ પ્રસંગે સંસારસુધારાના વિષયો પર નવી રીતના વિચાર ગુજરાતમિત્ર વગેરેમાં નવલરામ મોકલાવતા હતા. તેવામાં પ્રસિદ્ધ થયેલા "કરણઘેલા" ઉપર એક વિવેચન પણ એ જ પત્રમાં આ અરસામાં લખેલુ છે.

હજી સુધી નવલરામ ગ્રંથકાર થયા નહોતા! તેમનુ લખાણ તેમની "નોટબૂકો"માં ટપકાઈ ત્યાંનું ત્યાં જ રહેતું, તેમાંથી થોડુંક વર્તમાનપત્રોમાં વગરનામે ક્વચિત્ છપાતું. પરંતુ હવે એક પાસથી આ ગર્ભાશયમાં રહેલાં લખાણ જગ સમક્ષ જન્મવા લાગ્યાં, ત્યારે બીજી પાસથી નવાં નવાં લખાણ તૈયાર કરવાનો પ્રયત્ન અનેકધા સ્ફુરવા લાગ્યો.

૧૮૬૭ના માર્ચમાં નવલરામે ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન સર અલેક્ઝાંડર ગ્રાંટને અરજી કરી તેમાં લખ્યું કે, સુરત ટ્રેનિંગસ્કૂલના હેડમાસ્તરની જગા મને મળવાનો સંભવ હતો પરંતુ શ્રી. નંદશંકર તુળજાશંકરે એ જગા સ્વીકારવાથી હું હતો ત્યાંને

ત્યાં રહ્યો, અને હું મેટ્રિક્યુલેશનમાં પાસ થયો નથી એટલે હાઈસ્કૂલમાં મને વધારે નોકરી મળવાનો સંભવ નથી. આ કારણો બતાવી ખેડા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની જગા નવલરામે માગી, પણ એ જગા તેમને ન મળી. જે ટ્રેનિંગસ્કૂલમાં માગ્યું ત્યારે ન જવાયું તે જ સ્કુલમાંથી ત્યાંના હેડમાસ્તર શ્રી. નંદશંકર લાઇસન્સ ટેક્સ ખાતામાં ગયા એટલે તેમની જગા નવલરામને ૧૮૬૭ના મે માસમાં મળી. એ જગાનો પગાર સો રૂપિયાનો હતો. આ જગા એમને મળવાથી આપણે ખુશી થવાનું એક કારણ એ છે કે આ વર્ષના આરંભમાં એમણે કાયદાનો અભ્યાસ આરંભ્યો હતો, એ આરંભ્યો હોત તો "ગ્રંથકારનો ધંધો" જુદો પાડવાની એમની યોજના પાર પડત નહિ, અને આ નોકરીમાં સ્વતંત્રતા, અવકાશ, અને પ્રતિષ્ટા વધારે મળવાથી તથા એમના મનમાં સંતોષ વળવાથી પોતાની યોજના કેટલેક અંશે પાર પાડવાનું એમને સાધન મળ્યું એ કદાચ ન મળત.

આ વર્ષમાં એમણે કાંઈ ફારસી વાંચવા માંડ્યું, "વ્યાકરણલેખ"ના પાઠ લખવા માંડ્યા, કાયદાની નોટ લખવા માંડી, "નગરખંડસાર" માંથી ઉતારા કરવા માંડ્યા, અને સંસ્કૃત શબ્દોના અર્થ કાઢવા માંડ્યા. એમ કરતાં કરતાં એપ્રિલ માસમાં વિચાર કર્યો કે કંઈ પુસ્તક લખવું. પુસ્તક લખવાની જુદી જુદી યોજનાઓ કરવા માંડી. થોડોક વખત "સંભાષણ ચિત્ર" લખવા ધાર્યું. વળી લખી રાખેલા વીરમતી નાટકના શૃંગારથી સંતોષ વળ્યો નહિ અને તેથી વધારે શૃંગાર લખવાની ઇચ્છા કરી. "વ્રજવિલાસ નાટક" * લખવા ધાર્યું અને તેનાથી "Pastoral Poet" (ગોપ–કવિ) બનવાની હોંશ કરી. વળી "શામકવચ" નામની વાર્તા લખવાનો વિચાર કર્યો. કેટલાક દિવસ તો એને નાટકનું રૂપ આપવું કે વાર્તાનું આપવું તે, વિષે દ્વૈધીભાવ થયો, એને કરુણાંત કરવાનું ધાર્યું, અને પાત્ર ગોઠવવા માંડ્યાં. વળી એ "ગંભીર

---

* આના મંગળાચરણની એક કડી;
"અખંડ વ્રજ આ વિશ્વ, જડ ચૈતન પ્રમદા;
રાસરમણ સંસાર, તલ્લીન તે ( આત્મા ) સદા."

નિબંધ" લખવા ધાર્યું અને વિષયમાં "નીતિતત્ત્વ" તથા ભાષા અને શૈલીના વિષયો સૂઝયા. વળી "બ્લેર્સ સર્મન્સ" વાંચવા માંડયાં અને તેમાંથી ટિપ્પણ કાઢવા માંડયું. પિંગળ, રસ, અને ગુજરાતી કહવતોનું અંગ્રેજીઃ એ વિષયો પણ વરૂણી-માંથી રહી ન ગયા. મે માસની ૩૧ મી તારીખે "લાલિત્યલહરી" નામની વાર્તા લખવા ધારી, અને તેમાં લાલિત્યલહરી, જ્ઞાનાનંદ વગેરે પાત્ર કલ્પવા માંડયાં. વળી એને સારુ નાટક ઠીક પડશે કે વાર્તા તેની તુલના કરવા માંડી અને એ બે પ્રકારના લાભાલાભ સરખાવ્યા. આ કામ આગળ વધતાં પહેલાં "પોપટિયો સુધારો" નામની કવિતાનું હાડપિંજર ગોઠવવા માંડયું. આ હાડપિંજરની પાંસળીઓ આ પ્રમાણે છેઃ—"સઘળા સુધારાવાળાના ગુણ પ્રમાણે પોપટ કલ્પવા; કેટલાક મુબઈના ટાઉન હૉલમાં ભાષણ સાંભળી આવીને સુધારો બોલતાં શીખ્યા. એ ભાષણનું વર્ણન કરતી વખત હાલના પ્રખ્યાત સુધારાવાળા પર ઠીક "સપાટા લગાવવા." એમ કરતાં કરતાં પોતાની જાત ઉપર સપાટો લગાવવાનો પ્રસંગ મળે છે, અને પોતે લખે છે કે, "ઈર્ષ્યા એ પ્રાણીમાત્રનો સ્વભાવ જણાય છે. આટલાં વર્ષે આજે જ મારા મનમાં એ રાક્ષસનાં અશુભ પગલાં થયાં. M....એ મારો મિત્ર છે તથાપિ એને ઘણો આશ્રય મળવાનો સંભવ છે એવું સાંભળીને હું દિલગીર થયો, અને મારા મનને મેં બારીકીથી તપાસી જોયુ ત્યારે મને લાગ્યું કે તેને જો આશ્રય ન મળે તો એ પાપી મન ખુશ થાય ખરું. એ મનના કહ્યા પ્રમાણે અલબત્ત સાધન મેં એકે કીધું નહિ એ વાત તો ખરી તોપણ મનનો એવો સ્વભાવ નથી એમ તો મારાથી કદી કહી નહિ શકાય." આમ મનોવૃત્તિના વેગને રોકી બળહીન કરી દેવા "ઈર્ષા તે શું?" એ પ્રશ્ન પોતાને પૂછી તે ઉપર નિબંધ લખવા બેસી જાય છે. અંતે લખે છે કે, "મારામાં ઈર્ષ્યા થોડી છે, તેનું કારણ એટલું કે મારામાં ઉત્સાહ ઘણો થોડો છે. ઉત્સાહી પુરુષ હમેશાં ઈર્ષ્યાવંત હોવા જોઈએ. ઉત્સાહને ન્યાયની સાથે સંબંધ નથી ત્યારે ઈર્ષ્યાને શા માટે હોવો જોઈએ?" × × × "ઈર્ષ્યાનું મૂળ આશા" + + + "માણસ જેમ વધારે કેળવાયેલો

હોય છે તેમ ન્યાયાન્યાય જોઈને આશા બાંધે છે. માટે અજ્ઞાની લોકોની દૃષ્ટિમાં ન્યાયાન્યાયનો વિચાર થોડો, અને વિદ્વાનમાં વધારે." આ વર્ષના નવેંબરમાં "ટેટ્સ ફિલોસોફી ઑફ એડ્યુકેશન" વંચાતી હતી અને તેના વાચનથી નવલરામના મનમાં વિચાર અને ચર્ચા ચાલતાં હતાં કે બાળક, જુવાન, વૃદ્ધ અને બીજી સર્વ દશાને અનુકૂળ પડે અને લોકને કેળવે એવાં પુસ્તક ગુજરાતીમાં શી રીતે રચાય ?

આટલી બધી માનસિક પ્રવૃત્તિવાળું વર્ષ દેખીતું ફળ ન આપે તો નવાઈ ગણાય. સ્વાભાવિક રીતે શરમાળ નવલરામને તેમના ચિત્તે આખરે શરમ છોડાવી આગળ ખેંચી આણ્યા અને જનમંડળ સમક્ષ એમણે "ભટનું ભોપાળું" મૂક્યું.

## ભટનું ભોપાળું—(૧૮૬૭)

મોલિયેરના ફ્રેન્ચ નાટક ઉપરથી અંગ્રેજીમાં થયેલા 'મૉક ડૉક્ટર' નાટકનું આ વેશાન્તર કહી શકાય. નવલરામભાઈ ભાષાન્તરના ત્રણ પ્રકાર પાડે છેઃ "શબ્દાનુસારી, અર્થાનુસારી અને રસાનુસારી. રસાનુસારી ભાષાન્તરમાં શ્રોતાના દેશકાળને અનુસરવાની પ્રથમ જરૂર છે, કેમકે નહિ તો રસને સ્થળે વિરસ કે કુરસ થઈ જાય. રસાનુસારી ન કહેવું હોય તો એને દેશકાળાનુસારી કહો પણ એમ કર્યા સિવાય એક દેશનું કે એક કાળનું કાવ્ય બીજા દેશકાળના લોકને કદી પણ ધારેલો રસ આપી શકશે નહિ." દેશકાળને અનુસરતા આ ફેરફાર એમણે આ નાટકમાં એટલી ચતુરાઈથી કર્યા છે કે એ બીજા કોઈ નાટક ઉપરથી રચ્યું હશે એવી કલ્પના પણ અજાણ્યાને આવવી કઠણ છે. મૂળ નાટકનો ઉદ્દેશ વિનોદમય કટાક્ષ મારફત સંસાર સુધારો ઉપદેશવાનો છે તે આમાં પણ સંપૂર્ણ રીતે સચવાયો છે. યુરોપિયન લોકાચાર આપણાથી જુદા પડે અને તેથી વસ્તુસંકળના કરવામાં અનેક મુશ્કેલીઓ આવે પણ નવલરામે અદ્‌ભુત કૌશલ્યથી તેનો ઉકેલ આણ્યો છે. યુરોપમાં કન્યાઓ મોટી વય સુધી કુંવારી રહે અને

પોતાની પસંદગી પ્રમાણે લગ્ન કરે તથા તેમાં અંતરાય આવતાં નાસી પણ જાય એ બધું નવલરામના જમાનામાં આપણા સમાજમાં અસંભવિત હતુ. તેમ છતાં કેટલીક ન્યાતોમાં શ્રીમંત અને મૂરખ વર પાસેથી વધારે પૈસા મેળવવા કન્યાને મોટી ઉંમર સુધી કુંવારી રાખનારા લોભી બાપ જોવામાં આવે છે એ રૂઢિનો આશ્રય લઈ ચંદા, નથ્થુશા અને ઝૂમખાશાહનાં પાત્રો તેમણે સર્જ્યાં છે. આવી મોટી ઉમરની કન્યા ચંદાની પેઠે મૂંગી થઈ બેસે એમાં પણ નવાઈ જેવું નથી. વળી નથ્થુશા જેવા મૂર્ખ શેઠિયા સાથે તેનો નોકરવર્ગ અઘટિત છૂટ લે અને ઠોળિયાબાજી કરે એવું સુરત તરફના ટીખળી સમાજમાં અસંભવિત લાગતું નથી. શિવકોર ભટાણી અને ભોળા ભટ જેવાની વઢવાડો પણ આકૃત સમાજમાં રોજની છે.

છતાં હંમેશાં જુસ્સામાં જ વર્તનારા અને તે કારણે સદા ગાંભીર્યના વાતાવરણમાં રહેનારા કવિ નર્મદાશંકરને આ નાટકમાં હાસ્યરસ જ ન પરખાયો અને અસંભવિતપણાનો દોષ દેખાયો. આ આક્ષેપના ઉત્તરમાં સ્વ. નવલરામે તેમને એક કાગળ લખ્યો. અને તેમાં જણાવ્યું કે 'કવિ તમે હાસ્યરસનું શાસ્ત્ર સમજતા નથી.' એ કાગળમાં કરેલી હાસ્યરસની મીમાંસા વિષે નરસિંહરાવભાઈ કહે છે:

"એ ઉપરથી જેમ નર્મદ કવિની હાસ્યરસના જ્ઞાનની ખામી જણાય છે તેમ બીજે પક્ષે નવલરામભાઈની વિદ્વત્તા અને રસતત્ત્વ-પરીક્ષાશક્તિ જણાઈ આવે છે. એમની ફિલસૂફ જેવી ગંભીર વિચારતરંગમાં રમતી મુખાકૃતિની અંદરથી પણ હાસ્યરસની પરામર્શશક્તિ (Sense of humour)—બારીકીથી જોનારને ડોકિયાં કરતી જણાઈ આવતી હતી. હાસ્યરસની એ પરામર્શ-શક્તિનું ઊંડું બીજ <u>પ્રમાણની સમજશક્તિ</u> (Sense of proportion) ઉપર આધાર રાખે છે; અને તે શક્તિ <u>નર્મદ જેવા જોસથી જ વર્તનારા જ કવિમાં ના હોય, અને નવલરામ જેવા ગંભીર ઠરેલ જ્ઞાનીમાં હોય એ સ્વાભાવિક જ છે.</u>"

(મનોમુકુર પા. ૩૧૨–૩૧૩) આ કાગળ વિષે ગોવર્ધનરામભાઈએ નવલરામની જીવનકથામાં જે અભિપ્રાય દર્શાવ્યો છે તે વિષે નરસિંહરાવભાઈ લખે છે :

"એ મીમાંસામાં ગોવર્ધનભાઈ નવલરામની 'ઊગતી પૃથક્કરણ શક્તિ' અર્થાત કચાશ જુએ છે, અને નર્મદ કવિ 'હાસ્યરસનું શાસ્ત્ર સમજતા નથી' એ નવલરામના વચનમાં ઉશ્કેરાયેલી મનોવૃત્તિનું દર્શન કરે છે, તે નવલરામને કાંઈક અંશે અન્યાય આપનારું જણાય છે. એ મીમાંસામાં જે પૃથક્કરણ ટૂંકામાં પણ સૂચક રીતે કર્યું છે તે નવલરામનું રસમીમાંસાનું ઊંડું જ્ઞાન સૂચવે છે. એટલું સ્મરણમાં રાખવાનું છે કે આ બધી નોંધ કેવળ કાચા ટિપ્પણરૂપ હતી, તેથી તેને નિબન્ધરૂપ ગણી તેના ગુણદોષ જોવા એ વાજબી નથી. × × × નવલરામના ચિત્તનો પ્રધાન રસ હાસ્યરસ નહોતો એમ ગોવર્ધનરામભાઈ કહે છે, એ કાંઈક અંશે ખરું હોય; પરંતુ 'એ પુસ્તક ઉપર છેલ્લે સુધી એમને ભાવ હતો' એમ પણ ગોવર્ધનભાઈ બતાવે છે. તો તેથી ખરું અનુમાન તો એ જ સંભવે છે કે હાસ્યરસ નવલરામભાઈને ઘણો પ્રિય હતો, પરંતુ ગંભીર ચિંતન, અનુભવ વગેરે પડોમાં દબાઈ રહેલો હતો; છતાં એમની મુખમુદ્રામાં, મેં ઉપર કહ્યું છે તેમ ગૂઢ રહેલો પણ ડોકિયાં કરતો હતો તે નિરીક્ષકને જણાય એમ હતું." (મનોમુકુર પા. ૩૧૨–૩૧૩ ટિપ્પણ)

માર્મિક કટાક્ષોથી ઉપહાસ કરવાની નવલરામભાઈની અદ્ભુત શક્તિનો એક દાખલો અહીં જ નોંધીશું. બાળગરબાવળીમાંની 'જનાવરની જાત' વાળી અમર ગરબીમાં

સાજને શ્રેષ્ઠ ઊંટડા હીંડે ઊંચી ઓડે,
એનાં અરાઢે વાંકડાં કામદારોની ગોડે;

કામદારોનાં લક્ષણો ઉપરનો આ જબરો કટાક્ષ, તેમ જ—

હારમાં એક બે હાથી છે, મોટા દાંત જ વાળા,
નીચું ન્યાળી ડોલતા, હીંડે શેઠ સૂંઢાળા

એ સાજનોમાંના શેઠિયાઓનું ચિત્ર,—અથવા

ટટ્ટુઓ ટગુમગુ ચાલતાં, પૂંઠે ગરીબ ગધેડા
હાજી હાજી કરી હીંડતા,—

એ ખુશામતખોરોનું ચિત્ર, અને

વરરાજા એ માસનું બાળ એં એં કરતું
ઝડપાયું ઝટ ઝોળીમાં મન માડીનું ડરતું

બાળલગ્નની પૂરેપૂરી ઠેકડી કરનારી આ કડી વાંચી કોણ કહી શકશે કે નવલરામને હાસ્યરસ પ્રિય નહોતો ? એમનામાં એક પ્રકારની નૈસર્ગિક વિનોદવૃત્તિ હતી તે તો એમના શાસ્ત્રીય લખાણોમાં પણ ઢાંકી રહેતી નથી.

ઈ. સ. ૧૮૬૮ માં નવલરામ સુરત ટ્રેનિંગ સ્કૂલમાં એકસો વીશ રૂપિયાને પગારે કાયમ થયા. એમની કલમ આ વર્ષમાં પણ એમની ખાનગી નોટબૂકમાં ટપકતી હતી અને મન મહેચ્છાઓ ભણી આતુર આંખે જોતુ હતું. પિંગળ, તાલ, ગરબીઓ વગેરેનુ મનન થતું હતુ અને ગરબીઓમાં કયા નિયમ પળાય છે તેનું સંશોધન થતું હતું.

વળી જુલાઈમાં વિચાર કરે છે કે સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓ કયારે અને કયાં બોલાતી હશે અને થોડા દિવસ તેનો જ શોધ કરે છે. પછી સંવત ૧૧૬૮, ૧૪૫૦, ૧૮૬૫ વગેરે સાલોમાં લખાયેલાં ગુજરાતી પુસ્તકો શોધે છે, વાંચે છે, અને તેની ભાષાની નોધ કરે છે. વ્યુત્પત્તિશાસ્ત્રનું પણ મનન કરે છે; સંવત ૧૬૭૨ માં ભાલણ કવિની કેટલીક કૃતિઓની નકલ થયેલી તેમાંથી પણ ઉતારા કરે છે. પ્રેમપલ્લવી, ત્રૈલોક્યતિલકા, વગેરે પાત્રો કલ્પી એક વાર્તા આરંભે છે, અને પછી વળી તેને નાટકનું રૂપ આપે છે. આવાં સાહિત્યસ્વપ્નોમાં આ વર્ષ ચાલ્યુ જાય છે.

## વીરમતી નાટક

૧૮૬૯ ના આરંભમાં વીરમતી નાટક છપાવી બહાર પાડે છે. આ નાટક ઘણા દિવસથી લખી રાખેલું હતું. એ આપણે આગળ

જોઈ ગયા છીએ. પણ ગોવર્ધનરામભાઈ કહે છે તેમ શરમાળ પ્રકૃતિને લીધે પરકલ્પિત 'ભટનું ભોપાળું' બહાર પાડ્યા પછી જ એને લોક આગળ મૂકવાનું તેમણે સાહસ કર્યું. નરસિંહરાવભાઈ આ નાટક વિષે કહે છે: "આ નાટકમાં અનેક જણે અનેક દોષો દીઠા છે. પરંતુ એની ખરી કિંમત આંકવાની કોઈએ નિષ્પક્ષપાત દૃષ્ટિ વાપરી જણાતી નથી. નાટકરચનામાં કેટલાક સાધારણ પ્રકારના દોષો એમા આવી ગયા છે એ કબૂલ કરવું જોઈએ. પરંતુ એ નાટક સમગ્ર વાંચી વિચારી જોતાં એમાં પણ સમર્થ, વિદ્ગત્તાવાળો, જનસ્વભાવને આલેખવાની શક્તિવાળો, રચનાર ડગલે ડગલે જણાઈ આવ્યા વિના નહિ રહે. તેમજ એમાંનાં કેટલાંક ક્લિષ્ટ કાવ્યો બાદ કરતાં બાકીની કવિતા પણ ઉત્તમ કવિનું દર્શન કરાવે છે." નવલરામ પોતે આ નાટકમાંની કવિતાઓ વિષે નોંધ કરે છે: "મારું વીરમતી નાટક થોડા જ દહાડા થયાં છપાઈને આવેલું છે. તેમાંનો 'ભરેલો સંકોચે ગુપત ગિરિ મધ્યે જળઝરો' એ શિખરિણી છંદ નર્મદાશંકરે વાંચ્યો હશે, તેની ખૂબી કહેવાને માટે જ પોતે આજ સાંઝે આવ્યા હતા. તેમની અતિ પ્રસન્નતા તથા મારી કવિત્વશક્તિની તારીફ સાંભળીને મને તે સમયે તરંગની લહેરમાં એ નાટકમાંની મારી બીજી કવિતાઓ ફરીથી પરખી જોવાનું મન થયુ. તે પ્રમાણે જોતાં મને એમાંની પહેલી સાખીઓ ઘણી જ રસ ભરેલી લાગી. એમાં સંપૂર્ણ કરુણ રસ છે. માણસનું મૃત્યુ થાય છે અને તે વખતે જે લાગે છે તે ખરેખરો કરુણ રસ છે, અને તે સમયે જેવી મનોવૃત્તિ માણસની થાય તેવી જ આ સાખી ગાતાં જગદેવની હતી એમ મારી આંખે મૂર્તિમાન દેખાવા લાગ્યું."

આ ઉપરાંત આ વર્ષની નોટબૂકમાં રા. ઝવેરીલાલ ઉમિયાશંકર તથા રા. દલપતરામ ખખ્ખરે કરેલાં શાકુંતલનાં ભાષાન્તર ઉપર વિવેચન, પ્રેમાનંદની હારમાળા વાંચતાં ઊઠેલા વિચાર, કેફની આત્મા ઉપર અસર, સહજાનંદની શિક્ષાપત્રીની ભાષા, પિંગળ, વેદની ઉત્પત્તિ, વગેરે વિષયો ઉપર છૂટક છૂટક નાનાં મોટાં લખાણ જોવામાં આવે છે.

નવલરામે પુસ્તકપરીક્ષાનું કામ સને ૧૮૬૭મા કરણઘેલા ઉપર વિવેચન લખીને શરૂ કર્યું જણાય છે. ત્યાર પછી ૧૮૬૯માં 'શકુન્તલા નાટકના ગુજરાતી તરજુમા' ઉપર વિવેચન બહાર પાડ્યુ. પણ આ સાલનું તેમનું નોંધવા જેવું વિવેચન તો 'રઘુવંશ કાવ્ય'ના ભાષાન્તર ઉપરનું છે. એમાં ભાષાન્તર કરવાના જે નિયમો સૂચવ્યા છે તે ભાષાન્તરકારોએ હૃદયમા કોતરી રાખવા-જેવા છેઃ "ભાષાન્તર કરનારનું કામ મૂળ કવિના પ્રતિસ્પર્ધી થવાને ઠેકાણે તેના ભક્ત, તેના આજ્ઞાંકિત સેવક, તેના એકાન્તિક મિત્ર થવાનું છે. જે ગ્રન્થ ઉપર આપણી ભક્તિ નથી, એટલે જે તરફ આપણે સાનંદાશ્ચર્યથી જોતા નથી, તે ગ્રન્થનું ભાષાન્તર આપણે કદી પણ સારુ કરી શકવાના નહિ. × × × જે ગુણ, જે દોષ, જે છટા, જે ભાષાની મીઠાશ મૂળમાં છે તે સઘળી ભાષાન્તરમાં આવવી જોઈએ—જાણે તે જ કવિ આપણી ભાષામાં લખવા બેઠા હોય તો તે કેમ લખે"

પરંતુ આ સર્વ કરતાં એક વધારે મોટું સો સવાસો પાનાનું લખાણ આ વર્ષમાં નવલરામે અંગ્રેજીમાં કરેલું છે. આ લખાણનો વિષય Fatalism અથવા પ્રારબ્ધવાદ છે, અને તે ઘણુ કરીને મિત્રમંડળ આગળ ભાષણ સારુ ચર્ચેલો છે. એ લેખનો સાર એ છે કે, જગતમાં જેમ પ્રારબ્ધનાં બંધન છે તેમ જ પુણ્યપાપનાં બંધન પણ છે. પ્રારબ્ધ જાતે ખસતું નથી. પુણ્યપાપની બુદ્ધિ ખસતી નથી. એ ઉભયનો સંયોગ ઈશ્વરની અકલિત માયાનું એક દૃષ્ટાન્ત છે, અને માનવીની બુદ્ધિએ એ બેને ઈશ્વરદત્ત ગણવાં. એ વાતમાં ઈશ્વરના મર્મ છોડવા બુદ્ધિ પહોંચે એમ નથી.

૧૮૬૯ ની સાલ આમ પૂરી થવા આવે છે તે અરસામાં નાના નાના કેટલાક ઉત્તેજક પ્રસંગો બને છે તેની અહીં નોંધ લઈશુ. બારણે કોઈ બ્રાહ્મણ 'વેલાવર' રાગમાં બાર મહિના ગાતો હતો તેમાં માલિની છંદની ચાલ વચ્ચે સાંભળી વિચાર થયો કે આપણા છંદો કેટલા વપરાયેલા છે તેની બારીક શોધ થવી જોઈએ. એવામાં કર્ટિસ સાહેબ વર્ષેક દિવસની રજા ઉપર

ગયેલા તે પાછા આવ્યા તે દિવસે નવલરામ તેને મળવા ગયા. તે સંબંધમાં લખે છે કે, "હું આજ મળવા ગયો ત્યારે હમણાં બહાર જાઉં છું એમ કહેવાની સાથે હું પાછો તો વળ્યો, પણ મારા મનમાં બહુ માઠું લાગ્યું કે અરે પરદેશીઓની આવી વર્તણૂક આપણે સહન કરવી પડે છે!

"સાહેબ ઉપર એક વસે સમરથ સરજનહાર,
"કોણ મુરખ તું માનવી સાહેબ આપ થનાર?"

શ્રી. ડાહ્યાભાઈ દેરાસરી પાસેથી જાણ્યું છે કે: નવલરામભાઈને પોતાના ઉપરી અધિકારીઓને મળવા જવાની ટેવ નહોતી. ના છૂટકે જ તેઓ તેમ કરતા. બ્યુલર સાહેબ તો નવલરામના ખાસ પક્ષપાતી હતા, અને તેમના પાંડિત્ય વિષે બહુ આદર રાખતા. છતાં નવલરામભાઈને સાહેબ લોકો સાથે વધારે પડતી લપ્પનછપ્પન રાખવાની ટેવ નહોતી તેનુ કારણ શુ આ પ્રસંગ હશે?

આ અપમાનની અસર તાજી હતી, તેવામાં તરત યોજના કરી કે, "હિંદુસ્તાન વિષે એક કાવ્ય લખવા ધાર્યું છે તેમાં પ્રથમ વિક્રમ રાજા અંગ્રેજી રાજ્યનુ ચિત્ર જુએ છે એમ આણવું અને તેમાં હલકા, નાદાન, કાચી વયના છરાયલા છોકરાઓ કુલીન વૃદ્ધ પંડિતો સાથે શી રીતે વર્તે છે, તેઓ ફોજદારી મુકરદમા કેવી સ્વચ્છંદી રીતે ચલવે છે, મોટા મોટા રાજાઓને પોલિટિકલો શી રીતે નચવે છે—ઇત્યાદિનુ ચિત્ર આપવું." વળી કલ્પના કરે છે, કે "અંગ્રેજોનાં ન્યૂસપેપરો કોઈ વખત બંડનું મોટું કારણ થઈ પડશે." આમ મગજને ઉશ્કેરી ૧૮૬૯નું વર્ષ પૂર્ણાહુતિ પામ્યુ.

૧૮૬૯ની સાલ અસ્ત પામતાં એટલે ચોત્રીસમુ વર્ષ પૂરું થતાં નવલરામનો આત્મમંથનકાળ અસ્ત પામ્યો. પાંત્રીશમા વર્ષથી એમનો ઇતિહાસ જુદો રંગ પકડે છે. તનમનાટને ઠેકાણે શાંતિ થાય છે, મનમાં અનેક નવા બુટ્ટા કલ્પવાને બદલે પ્રસિદ્ધ રીતે કંઈ પણ કામ હાથમાં લે છે. નવાં નાટક અને વાર્તાઓની યોજના કરવી ધીમે ધીમે પડતી મૂકી વ્યવહારજાળના કર્મધર્મમાં પડી જાય છે, અને આરંભેલા વિષયોને પોતાના અંત સુધી વળગી રહેવા યત્ન કરે છે.

## અમદાવાદમાં બદલી

૧૮૭૦માં સુરતમાં ટ્રેનિંગ સ્કૂલ બંધ થઈ અને તેના ઉપરી નવલરામ સવાસો રૂપિયાને પગારે અમદાવાદ ટ્રેનિંગ કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ નિમાયા. રાવસાહેબ મહીપતરામ રૂપરામ એ શાળાના પ્રિન્સિપાલ હતા અને તેમના હાથ નીચે ફેબ્રુઆરીમાં નવી નોકરીનું કામ આરંભ્યુ. આ જગા ઉપર ૧૮૭૬ સુધી નવલરામ રહ્યા. ગુજરાત શાળાપત્રનું તંત્રીપણું અને બાળવિવાહ નિષેધક મંડળીનુ મંત્રીપણું એ બે કાર્ય એમણે અમદાવાદમાં માથે લીધાં, એ બે વડે "બહાર પડયા," એ બે કામ ઉત્સાહથી બજાવ્યાં, અને અમદાવાદ છોડયું ત્યાં સુધી હાથમાં રાખ્યાં.

અમદાવાદ અને સુરતમાં અને તેના વતનીઓમાં ઘણીક જાતનો ફેરફાર છે, અને એમાંના એક નગરનો વતની બીજામાં પહેલવહેલો જાય ત્યારે તેને ઘણી નવાઈ લાગે છે અને ઘણુંક જોવા જાણવાનું મળે છે. વડોદરાનું સ્ટેશન આવતાં જ "તુળસી" ને ઠેકાણે "તળસી" શબ્દ સાંભળી નવલરામને નવાઈ લાગી હતી. વળી અમદાવાદ અને અમદાવાદના વતનીઓ વાસ્તે પ્રથમથી જ કનિષ્ટ અભિપ્રાય બાંધી આવેલા એટલે એમણે ઘણીક કલ્પનાઓ કરી નાખી પણ અનુભવે તેમાં ફેરફાર કરાવ્યો. વડોદરાથી તે અમદાવાદ સુધીનાં સ્ટેશનો પર પાણી ન મળે; સેકંડ કલાસની ગાડીમાં પોતાના સિવાય બીજો કોઈ ઉતારુ ન મળે; આ ઉપરથી અમદાવાદીઓની કંજૂસાઈ પ્રત્યક્ષ થઈ. અમદાવાદ સ્ટેશન પર તેમના અમદાવાદી ન્યાતભાઈઓ અને મિત્રો રા. લાલશંકર ઉમિયાશંકર તથા રા. દોલતરાય લેવા આવ્યા હતા. ઉતારો લાલશંકરને ત્યાં રાખ્યો. બીજે દિવસે શનિવારે મહીપતરામને મળવા ગયા અને સુરતમાં એમના સ્વભાવ વિષે લોકોએ ખરું ખોટું ભરવ્યું હતું તેમાંનું કાંઈ પણ ન જણાતાં "હજુ સુધી તો એમનો સ્વભાવ માયાળુ લાગ્યો." બીજા ઘણાકને મળવાનુ થયુ. કર્ટિસ સાહેબે માયાળુપણું દેખાડયું તેમાં કંઈક સ્વાભાવિક અને કંઈક ઉપર ઉપરનું લાગ્યુ. રાવસાહેબ વાસુદેવ જગન્નાથ કીર્તિકરની રીતભાત ઘણી આકર્ષક લાગી.

નર્મદના આ મિત્ર નર્મદના પ્રતિસ્પર્ધી દલપતરામ કવિને પણ મળ્યા, અને એ કવિ કેવા લાગ્યા ? "He seems to be a man devoid of lively imagination or deep reflection. He talks on literature but betrays no marks of a sound education. His physiognomy is of a collected, self-satisfied × × × with a slight suppressd humour. His intelligence is rather below the common level but it is clear as far as it goes. The only poetic element on his face is a roguish humour. The education he has received from the world has perhaps dwarfed this natural power of his mind and rendered him a heavy companion and prosy humourist. Some electric shocks would do him good, I believe. He is quite the converse of Narmad. No wonder they cannot agree. One is a type of cold formalism, while the other personates the dancing egotism of a youth." સુરત અને અમદાવાદના સ્વભાવોનો ગંગા–જમના જેવો સંગમ થતાં આવા ભાવ ઊપજે એ સ્વાભાવિક છે. નવલરામ પોતે કબૂલ કરે છે કે એમનો પોતાનો સ્વભાવ પણ અમદાવાદની હવાએ બદલવા માંડ્યો હતો. "This travel has taught me to pocket the delicacy of my pride and seek our own comforts from rather unwilling persons ! I think this is the way to be a man of the world. Then fie upon a man of the world !" વળી વિચાર કરે છે કે આ નગરમાં ઘણાંક ઘરો તો એવાં જૂનાં અને પડી જાય એવાં છે, અને ગલીઓ એવી સાંકડી છે કે જો એકાદ આગ લાગે તો લંડનમાં એક વેળા આગના જેવાં સારાં ફળ થયાં હતાં તેવાં અમદાવાદમાં પણ થાય ! "અમદાવાદના

લોક મોંમાં પાણી ભરી વચ્ચેથી બોલતા હોય એમ બોલે છે અને સુરતીઓ ઓઠના ખૂણા આગળથી બોલે છે." અમદાવાદમાં સુરતના "ગિલ્લી, મકું, હજામત, ધણી," વગેરે શબ્દોને ઠેકાણે "મોઈ, વાત કહું, વતાં, ભાયડો," વગેરે શબ્દો બોલાય છે તેની નોંધ કરે છે. આખરે કંઈ રસ્તે પડવાનો વિચાર કરે છે અને અમદાવાદમાં રહેવાનું થાય એટલામાં શું શું કામ કરવું તેનો ઠરાવ કરે છે કે: "૧. કાયદાનો અભ્યાસ કરી આવતી પરીક્ષામાં ગમે તેમ કરી જવું અને ઘરમાં એકલો છું એટલામાં એ વખત જવા દેવો નહિ — આ શાળાપત્ર બળી જાય તો ઠીક (કે કંઈ વખત મળે!) ૨. જૂના કવિઓના અને સ્વામીનારાયણના ગ્રંથો એકઠા કરવા, ૩. પોળના લોક મને Spectator ના જેવો મૂમડો* ગણે છે માટે એ બધામાં વધારે મળતાવડા થવું, ૪. મોટાં માણસો અને તેમાં વિશેષ ન્યાય ખાતાનાં માણસો સાથે મિત્રતા કરવી." આ બધું શી રીતે કરવું તેનો વિચાર થાય છે, મળતાવડા થવા બાબતનો નિબંધ લખવો હોય તેમ લખે છે, અને પુસ્તકો એકઠાં કરવા દલપતરામની દોસ્તી કરવી પડશે અને તે મદદ આપશે કે નહિ તેનો વિચાર કરે છે. કાયદાનો અભ્યાસ શરૂ કરે છે. મળતાવડા થતાં વાતો કેવી કેવી બાબતની કરવી તે શોધે છે ને તેમ કરવાનાં સાધનો હાથમાં આવે છે કે ૧. છાપાં વાંચવાં, ૨. સરકારી બાબતોની માહિતી રાખવી, ૩. બજાર ગપો એકઠી કરવી, ૪. આ બધી નવાજૂની બીજાઓને કહેવાની ટેવ પાડવી, ૫. "મોહન" ભાષા બોલવી, ૬. આનંદી થવું અને ૭. સામા

---

* તેમનાં જીવનસ્મરણોમાં શ્રી. ડાહ્યાભાઈ દેરાસરી લખે છે, 'એ બોલ લગીર ભારે પડતો છે. પોળનાં એમને એકમાર્ગી અને સીધે રસ્તે જનાર લેખતાં હતાં.' તેઓ બહુ ઓછા બોલા હતા અને મળતાવડા નહિ હોય એનો એક પુરાવો શ્રી. ડાહ્યાભાઈના જીવનસ્મરણોમાંથીજ મળે છે; તેઓ લખે છે: "શિવલક્ષ્મી કોઈ કરીને એક વૃદ્ધ સગાંએ મને કહેલું હજીયે યાદ છે કે 'આ પુસ્તક (ભટનું ભોપાળું) છપાયું ત્યારે અમે બધાં અચંબામાં પડયા કે આ મૂગાં મતરંગ જેવાએ આવું અસ્હી અસ્હીને મરી જઈએ એવું સ્હી રીતે લખ્યું હોસે."

માણસની સારીનરસી દશા જાણવાને આપણે આતુર હોઈએ એમ બધાં સાથે વાતો કરવી. દાક્તરો, અદાલતનાં માણસો, સ્ટેશનના નોકરો, બે ત્રણ વકીલો, શેઠિયાઓ, વગેરેમાંથી કોની કોની સાથે ઓળખાણ કરવું તેની યાદી કરે છે. એક પારસી બાબત લખે છે કે—'કેવો બેવકૂફ માણસ' એને વળી માસિક-પત્ર કાઢવું છે ને તંત્રી થવું છે તે મારી સલાહ પૂછે છે! પુસ્તકો છપાવવાની લોકને ઘેલાઈ લાગી છે તે જે તે શક્તિ વગરનો જુવાનિયો લખવા ઊભો થાય છે!!' આ બધા વિચારો કરતાં કરતાં પણ મોટા લોકનાં ઓળખાણ એકદમ થતાં નથી તેથી અસંતોષ થાય છે અને શોધ કરે છે કે આ કામ લાલશંકરના સાધનથી પાર પડે એમ નથી કારણ કે એમને પોતાને જ ઘણા થોડા મિત્રો છે!—હવે તો ભગવાનદાસને શોધવા જોઈએ. આખરે આ કઠણ કામ પાર પડતું નથી તેમાં પોતાના જ સ્વભાવનો દોષ છે એવું માલૂમ પડે છે. "આ કામમાં મોટુ વિઘ્ન તો એ છે કે હું પોતે જ વાતો કરતાં કરતાં ઘડી ઘડી મારા પોતાના વિચારમાં પડી જાઉ છું. કર્ટિસ સાહેબે કંઈક તિરસ્કારથી પણ શુભેચ્છાથી કહ્યુ તે ખરું છે કે વાતો કરતાં કરતાં મને સ્વપ્નમાં આવે છે! મારી સાથે સામુ માણસ બેઠું છે એ વાત તો હું ઘડી ઘડી ભૂલી જાઉ છું અને ઉત્તર આપવો પડે છે ત્યારે મને બહુ વસમુ પડે છે—બસ, મારે આ ટેવ ટાળવી જોઈએ કારણ કે જનમંડળ પ્રત્યે મારે મારા ધર્મ બજાવવાના છે અને આ સારુ ખાસ કરી રોજનીશી રાખવી જોઈએ."

ગુજરાત શાળાપત્ર કેવી રીતે ચલાવવું એનો વિચાર કરતાં નવલરામને લાગ્યું કે એ પત્રને ઊંચી પંક્તિમાં આણવું હોય અને એને કેળવણીનું વાદ્ય જોઈએ તેવું કરવું હોય તો તો બધું મારે જાતે જ લખવુ જોઈએ. પણ કાયદાના અભ્યાસમાં વિઘ્ન ન આવે તે આવશ્યક હતું; શાળાપત્રથી સાક્ષરમંડળમાં નામ થાય એ વાત ખરી, પણ કાયદાના અભ્યાસથી થવાનો લાભ આટલા સારુ પડતો મૂકવો અયોગ્ય લાગ્યો. "જો શાળપત્રમા બધી રીતે મન રોકું તો મારા મનનો સ્વભાવ એવો છે કે કાયદો સૂઝશે જ નહિ." "ત્યારે તો શાળાપત્ર જેવું કંગાળ છે તેવું કંગાળ રહેવાને

સરજેલું છે," "તોયે આ વાતનો કંઈક વિચાર તો કરીશ." અંતે મેઘદૂતનું ભાષાંતર એમાં જાતે લખવાનો ઠરાવ કર્યો; મુનશીનું આગે-બહારનું ભાષાંતર જારી રાખવું, લાલશંકર પાસે પદાર્થ—શાસ્ત્રીય વિષયો લખાવવા, બાકી રહે તે રતનલાલ પાસે લખાવવું, અને કર્ટિસ સાહેબે પત્રને સોળ પાનાનું કરી નાંખવાની રજા આપી છે તેનો પણ લાભ લેવો એવો ઠરાવ કર્યો. "સોળપાનાનું નાનું શાળાપત્ર થશે તે જોઈ મહીપતરામના 'પક્ષ' વાળા અવળો અર્થ કરશે તો કરવા દો"—"એનો કાંઈ ઉપાય નથી"—"કાયદાના અભ્યાસને સારુ એ આવશ્યક છે." સોળ પાનાં કરવાં જ એમ ઠરાવ્યુ. એ પત્રનું વાર્ષિક ખરચ રૂ. ૭૮૨ તું ગણ્યુ અને ઊપજ રૂ. ૮૦૦ ની ગણી.

અમદાવાદમાં માણસો, ઇમારતો, ભાષા, વિદ્યાકળા વગેરે અનેક વસ્તુઓની મુદ્રા નવા આવનાર નવલરામના મન ઉપર જેમ જેમ પડી અને તાજી રહી ત્યાં સુધી તેમની કલમ તેનાં વર્ણન કવિ નર્મદાશંકર વગેરે મિત્રોને લખે છે, અને તેમાં ઐતિહાસિક સંસ્કારો સ્ફૂરે છે. કવિ નર્મદાશંકરના કાગળમાં લખે છે કે આ નગરમાં "મોટી ઇમારતો ઠેકાણે ઠેકાણે ઘણી જોવામાં આવે છે; પણ તેની બાંધણીમાં રસજ્ઞાનને ઠેકાણે, તમારો શબ્દ વાપરું તો, જાડાશ બહુ જણાય છે." જુમામસીદની "ભવ્ય બાંધણીની મધ્યમાં ઊભા રહી તેના અગણિત મોટા સ્તંભો તથા વિશાળ મોટા ઘૂમટ તરફ નજર કરીએ છીએ ત્યારે કોઈ નવી દુનિયામાં જ ગયા હોઈએ એમ આપણને લાગે છે. અને વળી એમ વિચાર કરીએ છીએ કે એક વખત આ જગામાં હજારો જુસ્સાવાળા અને ઇમાનને સારુ પ્રાણ આપવાને તત્પર એવા મુસલમાનો એક અવાજે, એક સમુદાયમાં, એક પરમેશ્વરની, એક અંતઃકરણથી પ્રાર્થના કરતા હશે ત્યારે એ દેખાવ કેવળ Sublime થઈ જાય છે અને મુસલમાનના બળની આપણા મનમાં મૂર્તિ બંધાય છે." "હઠીસિંગનું દહેરું પણ ખરેખરું જોવા લાયક છે. એમાં આરસની નાની નાની શિલાઓ ગોઠવવામાં શિલ્પજ્ઞાનનુ સારું જ્ઞાન બતાવ્યું છે, અને નાના પ્રકારના રંગનું

સામ્ય શુદ્ધ રસિકતાથી કીધું છે. એ દહેરાની સાથે બંગલો અથવા મહેલ બાંધ્યો છે તે તો દેશી અને અંગ્રેજી શૈલીનો ખરાબ ખીચડો છે." દહેરા ઉપરનો અશુદ્ધ સંસ્કૃત લેખ જોઈ નવલરામને તિરસ્કાર અને 'અફસોસ' ઉપજે કે, ઇમારત ઉપર લાખો રૂપિયા ખરચનાર ધણીને આટલો લેખ શુદ્ધ રચાવવા જેટલા પૈસા કોઈ વિદ્વાનને આપવાનું સૂઝયું નહિ. "માંડવીની પોળમાં તો ગંદકીનો પાર નથી."

## લેખકોને એક સૂચના

સુરતના રા. મધુવચરામ બલવચરામ સાથે નવલરામને મિત્રતા તથા પત્રવ્યવહાર હતાં. આ વખતે નીકળતા સુરતના "વિદ્યાવિલાસ" ચોપાનિયામાં તેમનો હાથ હતો. તે સંબંધી તેમને લખતાં સર્વ ચોપાનિયાં બાબત નવલરામ "એક સામાન્ય સૂચના" લખે છે કે "જે વિચાર આપો તે વિષે પ્રથમ ખૂબ વિચાર કરવો, અને ચાલતી બાબતો જેમકે, ગ્રંથવિવેચન, સુધારાના પ્રસંગો ઇત્યાદિ વિષે તો બહુ જ સાવચેતી રાખવી અને કોઈના કહેવાથી અથવા પોતાના મનના ઉછાળાથી સત્યનો ત્યાગ અજાણતાં પણ ન થઈ જાય તેને માટે નિરંતર દિલમાં ખટકો રાખવો. વિદ્યાવિલાસની સતેજ ઉજ્જવળતા ઉપર ડાંડિયા જેવી લેશ માત્ર કાળાશનો અંશ પડવા દેવો નહિ." "જે લખો તે સકારણ, ગંભીર, રસીલું લખજો. પક્ષપાતનો વિચાર મનમાં આવવા દેવો નહિ એટલે સકારણ તો સહજ લખાશે," "જુસ્સાને હદમાં રાખજો," "જે લખો તે બે ચાર દિવસ શાંત થઈ પછી તપાસીને છપાવવા આપજો," ઇત્યાદિ. આ સર્વ બોલવું ઘણું સુલભ છે, પણ તે સમજવું કઠણ છે, અને તે પ્રમાણે વર્તવું હજી વધારે કઠણ છે. કેવળ વિદ્વતાથી જ આ ગુણ આવતા નથી, પણ વિદ્વતા સાથે અનુભવ અને સાત્ત્વિક વૃત્તિ આ ગુણને આવશ્યક છે અને તે કેમ રાખવી તે જાણવા ઇચ્છનારને નવલરામનાં વાક્યો દિગ્દર્શન કરાવશે.

ઈ. સ. ૧૮૭૧માં "ભટનું ભોપાળું" મુંબઈની કોઈ પારસી નાટકમંડળીએ ભજવેલું જણાય છે. મંડળીવાળાઓ તરફથી

નાટકની ભાષા પારસીઓ સમજે એવી સૂચનાઓ કરવામાં આવી હતી અને તે અમલમાં પણ આણી હતી. નાટકનાં પાત્રોનાં ચિત્ર કોઈ બંગાળી ચિત્રકાર પાસે કઢાવ્યાં જણાય છે. આ ચિત્રોનુ ખરચ તથા તે ઉપરાંત પણ કંઈક રકમ નવલરામને મળી હતી. વીરમતી નાટક પણ કેટલીક શાળાઓમા ઇનામમાં અપાતું હતું. આણી પાસથી કાયદાનો અભ્યાસ પણ વધતો હતો અને પાછળથી એક વખત નવલરામ મુનસફની પરીક્ષામાં પણ જઈ આવ્યા જણાય છે, પણ નપાસ થવાથી એ વાત મૂકી દીધી અને તેથી જ શાળાપત્રનુ ભાગ્ય ઊઘડયું.

સુરતમા આત્મમંથનકાળમાં જે જે ચિત્રવિચિત્ર તર્કો ઊઠતા હતા તે સૌ અમદાવાદ આવ્યા પછી નવલરામ ભૂલી જ જાય છે અને તે આપણે જ જોઈએ છીએ એમ નથી પણ નવલરામને પોતાને પણ સુઝે છે. ૧૮૭૩ના મે માસમાં તેઓ લખે છે કે, “ઘણા જ લાંબા વખત પછી આ ચોપડી * હાથમાં લીધી છે. એ દરમ્યાન ઘણા તરંગ ઊઠ્યા હતા ખરા, પણ નોંધી રાખવાનો વિચાર મનમાંથી દૂર જ જતો રહ્યો હતો, તોપણ સુરત કરતાં અહીં થોડા તરંગ ઊઠે છે એ વાત તો ખરી. તેનાં કારણ: ૧. કેફ થોડી અને ક્વચિત જ કરવામાં આવે છે’ (આ કેફ તે ભાંગની હતી) ૨. મિત્રમંડળમાં રહેવાનું વધારે થવાથી એકાંતમાં વિચાર કરવાનો વખત થોડો મળે છે. ૩. જે મિત્રો મળે છે તે તરગને ઉત્તેજન આપે એવા નથી. ૪. વખતે અવકાશ મળ્યે તરંગ ઊઠે છે તેને નોધી રાખવાનો અવકાશ મળતો નથી. હવેના તરંગ પહેલાના તરંગથી જુદા માલૂમ પડે છે—હવેના તરંગ તો ખરું કહીએ તો તરંગ નથી, પણ Sober બુદ્ધિની નોટ છે”

નવલરામના મથનકાળને ઠેકાણે શાંતિ-કાળ થયો તેનાં કારણ એમણે આપ્યાં છે તે આપણે જોયાં. પણ એ સંક્રાંતિનો અર્થ

* નવલરામભાઈ કોરા કાગળની એક મોટી નોટબૂક બંધાવીને વાપરતા. તેમાં પોતાના વિચારો નોંધી રાખતા અને લેખો પણ તેમાં જ લખતા. તેમાંથી પાનાં ફાડીને લખાણ છાપવા માટે આપતા.

એવો નથી કે ઉદ્યોગ અને ચંચળતા એમના મગજને ખાલી કરી ગયાં અને પાછળ શૂન્ય આળસ અને જડતાને મૂકી ગયાં. એ મગજ તો સુરતમાં મંથનકાળમાં જેટલું કામ કરતું હતું તેટલું જ અમદાવાદમાં કરતું હતું — એટલું જ સવેગ અને સતેજ હતું. ફેર માત્ર એટલો થયો કે ઉછાળાને ઠેકાણે ઠરેલપણું દેખાવા લાગ્યું અને નોટબૂકોમાં અનેક જાતના તરંગોના અધૂરા ગર્ભપાતને ઠેકાણે શાળાપત્રની કૂખથી સંપૂર્ણ અવયવવાળાં જીવતાં બાળકો જન્મવા લાગ્યાં.

## મેઘદૂતનું ભાષાન્તર

ઈ. સ. ૧૮૭૧ થી શાળાપત્રમાં શરૂ કર્યું છે. તે માટે તેમણે નવો મેઘ છંદ દેશીની રીતિનો યોજ્યો છે. મૂળના મન્દાક્રાન્તા છંદના પ્રૌઢ માધુર્યનો તેમને ખ્યાલ નહોતો એમ તો નથી જ પરંતુ તેમણે લાગ્યું કે, સંસ્કૃત છંદો ગુજરાતીમાં ક્લિષ્ટ થઈ જાય છે અને જૂના લોકો એથી બિલકુલ અજાણ્યા છે. વળી તેમને વિચાર કર્યો કે પ્રેમાનંદ સરખા કવિની ચતુરાઈ જેટલી રસ મૂકવામાં રહેલી છે તેટલી જ પ્રસંગને અનુસરતી દેશીઓ ચૂંટી કાઢવામાં રહેલી છે. એટલે તેમણે દેશીમાં અનુવાદ કર્યો અને તેમાં અમુક પ્રકારનો વિજય પણ મેળવ્યો. છતા નરસિંહરાવ કહે છે તે સાચું જ લાગે છે કે 'મૂળ કાવ્યના ગંભીર સુંદર છંદનો ત્યાગ કરવાથી ભાષાન્તરમાંથી પોણા ભાગનું આકર્ષણ નીકળી ગયું છે. સંસ્કૃતમાંથી ગુજરાતીમાં સમશ્લોકી ભાષાન્તર કરવામાં મુશ્કેલીઓ નડે છે એ નવલરામભાઈએ દર્શાવ્યું છે અને તે કેવળ ખોટું કારણ નથી. પરંતુ તેમના જેવા સમર્થ કવિથી એ નડતરમાંથી વિજયી થઈને પાર ના પડાય એમ નહોતું. આ વાતો બાદ કરતાં એ ભાષાન્તરમાં ભાષાની શૈલી, રસિકતા વગેરે ગુણોનું કેટલુંક આકર્ષણ છે એ નિર્વિવાદ છે.

## બાળલગ્ન બત્રીશી

ઈ. સ. ૧૮૭૦ના અરસામાં અમદાવાદમાં બાળલગ્નનિષેધક સભા સ્થપાઈ હતી. તેના નવલરામ એક મંત્રી હતા. એને અંગે તેમણે એ વિષયનું જે સાહિત્ય લખ્યું તેમાં બત્રીશ-

ગરબીઓનો આ સંગ્રહ એ મુખ્ય છે. 'બત્રીશી પોતાના ઉદ્દેશ પ્રમાણે યોગ્ય છે પણ સાક્ષરગણનાનો ઉદ્દેશ કંઈ એમાં છે જ નહિ' એમ ગોવર્ધનરામભાઈએ લખ્યુ છે એ ચોખ્ખો અન્યાય થયો છે. નરસિંહરાવ લખે છે એ યોગ્ય જ છે કે 'એ ગરબીઓમાં જે જોશ, સત્ય શ્રદ્ધાનું પૂર, નિર્ભય વાણીનું બળ ઇત્યાદિ ગુણો છે તે સાથે ગુર્જર વાણી ઉપર પ્રભુતા અને શૈલીની સરળતા અને સ્પષ્ટતા જોડાયાથી સર્વ રચનામાં અસાધારણ સામર્થ્ય આવ્યું છે. બાળલગ્નનો નિષેધ ઇચ્છનાર સુધારકનું હૃદયબળ સમર્થ કવિના કવિત્વ જોડે યોગ્ય સંયોગ પામ્યું છે. સુધારાનુ બળ સાહિત્યમાં પુરાયુ છે, ને સાહિત્યનુ બળ સુધારામાં પુરાયુ છે." એમાં કેટલીક ગરબીઓમાં કાંઈક અશિષ્ટ વાણી આવેલી છે પરંતુ એ વિષય એવો છે અને ખરી વસ્તુસ્થિતિની મન ઉપર જોરથી છાપ પાડવાના હેતુથી તેમ થયેલુ છે. એકેએક ગરબીમાં ઉત્સાહ અને લાગણીનું બળ ભરપૂર છે.

આ સિવાય બાળલગ્ન નિષેધક સભા તરફથી પ્રગટ થતી બાળલગ્નનિષેધક પત્રિકામાં લેખો લખીને પણ સુધારાની સેવા તેમણે કરી છે. સ્વ. નરસિંહરાવ લખે છે કે "એ લેખોમાંનો એ રમૂજી લેખ મારા સ્મરણમાં હજી છે. "વનચરનો વિવાહ" એમ મથાળું એ લેખનુ હતું. એમાં વાંદરાઓની સભા મળી હતી અને લગ્ન સંબંધી નિયમો કરવા વગેરે બાબત કાંઈક ચર્ચાનું વર્ણન હતું—અને એ પ્રકારની અન્યોક્તિ દ્વારા બાળલગ્નના રિવાજનો ઉપહાસ સમર્થ રીતે કર્યો હતો. (મનોમુકુર પા. ૩૦૨) આ સંગ્રહમાં આ લેખ મૂકવા માટે મેં બહુ શોધ કરી પણ મળી શક્યો નહિ. બાળલગ્નનિષેધક પત્રિકાના અંકો કોઈની પાસે હોય તે લખી જણાવશે તો કૃપા થશે.

## અમદાવાદનાં વિવેચનો

અમદાવાદના નિવાસ દરમ્યાન ગ્રન્થવિવેચનો તેમણે કર્યાં છે પરંતુ તેમનાં ઉત્તમ વિવેચનો તો તેઓ રાજકોટ હતા તે દરમ્યાનનાં છે. આ કાળનાં તેમનાં વિવેચનોમાં નોંધવા જેવું વિવેચન રામારત્નનિરૂપણનું ગણાય. હવે 'સખત ટીકાકારની જરૂર

છે,' 'પુસ્તકપરીક્ષાના જ એક ત્રૈમાસિક ગ્રન્થનો સમય આપણા દેશમાં આવ્યો છે,' 'સારા ગ્રન્થને વખાણવા અને નઠારાને તોડી પાડવા એ ગ્રન્થપરીક્ષકોનો દુનિયામાં સઘળે ઠેકાણે ધર્મ ગણાય છે,' તેથી કેટલેક ઠેકાણે સારા કે નઠારા ગ્રન્થની પહોંચ કબૂલ કરતાં 'ઠીક છે, સારો છે, વાંચવાલાયક છે,' એમ લખવાની ટેવ પડી ગઈ છે તે કાઢી નાખવી જોઈએ, અને એમ બારે રાશિકા ભલા કહેવાને બદલે ગ્રન્થ સારો હોય તો ખખડાવીને કહેવું કે સારો છે, અને નઠારો હોય તો શરમ રાખ્યા વિના બેલાશક થોડા ચાબખા લગાવવા" વગેરે વચનો ગ્રન્થવિવેચનનું કાર્ય તેમનામાં મનમાં કેવું રમી રહ્યું હતું અને હવે પછી તેઓ એ કાર્ય કેટલી ઊંચી કર્તવ્યબુદ્ધિથી, પૂરી સમવૃત્તિ રાખીને ઊંડી રસજ્ઞતાથી સમર્થ રીતે કરવાના હતા તેની આગાહી આપે છે.

શાળાપત્રને હાથમાં લીધુ ત્યારથી કેળવણીની ઊંચી પંક્તિના પાઠમય બનાવવાના હેતુથી તથા પોતાના શિક્ષકબંધુઓ તથા શિષ્યોને બને તેટલા મદદરૂપ થવાની દૃષ્ટિએ શિક્ષણવિષયક તેમ જ બીજા સામાન્ય જ્ઞાનના લેખો તેમણે ઠીક લખ્યા છે. મહેતાજીનો ધંધો વાળા લેખમાં મહેતાજીના ઉચ્ચ પદનું ભાન કરાવતાં મહેતાજીઓ ઉપર પોતાના ખરા બન્ધુભાવનો ઉછાળો ઢાંક્યો રહેતો નથી. એ ઉપરાંત શિક્ષણશાસ્ત્રની જરૂર તથા નિશાળનો વખત એ લેખો મુખ્ય છે. આ અરસાના સૌથી મહત્ત્વના લેખો તો ભાષા અને જોડણીને લગતા છે. એ લેખો વાંચતાં સ્વ. નરસિંહરાવનાં આ વચનોની સત્યતા આપણને પ્રતીત થયા વિના રહેતી નથી કે "નવલરામ કાંઈ સામાન્ય સાહિત્યચર્ચા કરનારા પંડિત હતા એમ નહોતું. એમની દૃષ્ટિ દૂર ભવિષ્યમાં પહોંચનારી હતી. હાલ જે જે મહત્ત્વના પ્રશ્નોનું મંથન આપણે કરીએ છીએ તે સર્વના આદ્ય દ્રષ્ટા અને સમર્થ ચર્ચક એ હતા." હજી કેટલાક એવું માનનારા પડ્યા હશે કે આપણા દેશમાં એક સામાન્ય ભાષા અંગ્રેજી થવી જોઈએ અને થશે. પણ છેક ઈ. સ. ૧૮૭૧ માં તેમણે સ્પષ્ટ ઉચ્ચાર્યું હતું કે 'એ વાત અમને તો કોઈ પ્રકારે સંભવિત લાગતી નથી' 'હિંદુસ્તાની જ હિંદુસ્તાનની એક ભાષા

કરવી એના જેવું કંઈ સહેલું નથી' એ મતનો સબળ પૂર્વપક્ષ કરી એ ચર્ચા ગુજરાતી ભાઈઓ આગળ ગંભીરાઈથી વિચાર કરવાની ભલામણ સાથે એમણે મૂકી છે. શ્રી. રણછોડભાઈ ઉદયરામે પોતાનું હરિશ્ચન્દ્ર નાટક બાળબોધ લિપિમાં છપાવ્યું તેનો સત્કાર કરતાં આપણા દેશમાં એક લિપિની આવશ્યકતા પણ તેમણે સબળ રીતે બતાવી છે અને લખવામાં ભલે ગુજરાતી લિપિ વપરાય પણ છાપવામાં તો દેશને માન્ય એવી દેવનાગરી લિપિ વાપરવાથી કશી તરેહનું નુકસાન નથી અને ફાયદા ઘણા છે એ બતાવ્યું છે. 'ભાષાનું ઐક્ય તો થવાનું હશે ત્યારે થશે પણ લિપિનું ઐક્ય તો સહેજે બની શકે એવું છે માટે આપણે શા માટે ન કરવું જોઈએ ?

## 'વાચનમાળાની જોડણી'

અને 'જોડણીના નિયમનું અર્થગ્રહણ' (૧૮૭૨) એ લેખને આનંદશંકરભાઈએ 'અતિ પ્રૌઢ અને વિચારશીલ વાર્તિક'નું નામ આપ્યું છે અને કહ્યું છે કે, 'એ લેખ આ વખતના ઇતિહાસમાં એક મૂલ ગ્રન્થ જેટલી પ્રતિષ્ઠાને યોગ્ય છે'

વાચનમાળાની જોડણીની અવ્યવસ્થા વિષે લખવાનો પ્રસંગ પોતાને 'બારેજાના મહેતાજી પુરુષોત્તમ મુગટરામની સીધી અને બહાદુરી ભરેલી ચાલથી મળ્યો છે' એમ લખી એ મહેતાજીને ધન્યવાદ આપ્યા છે અને પછી જોડણીના નિયમોનું અર્થગ્રહણ કરવામાં અદ્‌ભુત કૌશલ્ય, વિશાળ અને ઉદાર દૃષ્ટિ અને દરેલ વિચારો તેમણે દર્શાવ્યા છે.

ઈ. સ. ૧૮૭૩માં લખાયેલા દેશી પિંગળ વિષેના લેખને નરસિંહરાવભાઈ ખાસ ધ્યાન ખેંચનારો ગણે છે અને તેનાં મુખ્ય બે કારણો આપે છે: "(૧) એમાં દેશીઓ અર્થાત ગરબીઓ, જૂના કવિઓએ વાપરેલી જુદી જુદી પદ્યરચનાનો,—જે છન્દઃશાસ્ત્રમાંના અક્ષરમેળ કે માત્રામેળ છન્દોથી જુદા પ્રકારની છે તે સર્વમાં પદ્યરચનાનો અમુક નિયમ હોવો જ જોઈએ એ તત્ત્વનું પ્રતિપાદન કરવાનો અપૂર્વ, સત્ય અને સ્તુત્ય પ્રયાસ છે. (૨) એ ચર્ચાને પ્રસંગે પદ્યરચનાનો કવિતા તેમજ સંગીત સાથે શો સંબંધ છે તે

વિષે બહુ સૂચક અને ઉપયોગી વિચારો દર્શાવ્યા છે." આ આખો લેખ સાદા શબ્દોમાં શાસ્ત્રીય અને ગંભીર વિચારો સૂચવવાની શૈલીનો સરસ નમૂનો છે.

અમદાવાદની તેમની સાહિત્યપ્રવૃત્તિનું પ્રકરણ પૂરું કરી આગળ જતાં પહેલાં એક વસ્તુની નોંધ અહીં જ કરી લેવી અનુકૂળ છે. તેમની પરીક્ષણ શક્તિ અતિ સૂક્ષ્મ હોવા છતાં શરૂઆતમા પ્રેમાનંદ અને નર્મદાશંકરની કવિતાની તુલના કરવામાં, અને પાછળથી પણ કયા વિષય કવિતાને યોગ્ય ગણાય એ બાબતમાં તેઓ છક્કડ ખાઈ ગયા છે.

'કાવ્ય શાસ્ત્ર સંબંધી વિચારો' એ નોંધ તા. ૧૫–૪–૧૮૬૭ ની છે. તેમાં કવિતા અને માયાની કલ્પનાનો સંબંધ નરસિંહરાવ-ભાઈ કહે છે તેમ કાંઈ અપૂર્વ બુદ્ધિવ્યાપારથી ઉપજાવ્યો છે, અને તા. ૨–૫–૧૮૬૭ની નોંધમાં રસના સ્વરૂપની મીમાંસા સફળતાથી કરી છે. છતાં તે જ સાલમાં કરેલી કવિ નર્મદાશંકરની કવિતાની પરીક્ષામાં સખત છક્કડ ખાધી છે. એટલે સુધી કે 'નર્મ શૃંગારરૂપી સદા બળતા અને બીજાને બાળતા શુદ્ધ સૂરજની આગળ દયારામભાઈનું ખરા પાણીએ ચમકતું શૃંગારરૂપી રત્ન' 'તુચ્છ અને રમત સરખું' લાગ્યું. પ્રેમાનંદની કવિત્વશક્તિ અને રસનિરૂપણશક્તિનાં ભારે વખાણ કર્યાં છતાં પ્રેમાનંદથી એ (નર્મદાશંકર) રસમાં ઊતરે એમ કહેવું એ ખરો ન્યાય તો નહિ એમ જણાયું અને છેવટે પ્રેમાનંદ સુધ્ધાં સઘળા ગુજરાતી કવિઓ કરતાં નર્મકાવ્ય ઘણી ઊંચી જાતનું છે, અને અગર જો નિત્યના સહવાસથી નર્મદાશંકરના કવિત્વની ખૂબીનો પૂરેપૂરો ખ્યાલ આપણા મનમાં આવી શકતો નથી, તોપણ આવતા જમાનામાં એ કવીશ્વર હમણાં કરતાં ઘણું વધારે માન પામશે અને કદાપિ તે વખતના વિદ્વાનોને અચરત જેવું પણ લાગશે કે આવા જૂના કવિઓ સાથે એનો મુકાબલો શા માટે કીધો હશે.' એમ નિર્ણય આપે છે. આ વિચારો અમદાવાદ આવ્યા પછી બેશક બદલાયા છે. અમદાવાદમાં લખેલા પ્રેમાનંદ પરના વિવેચનમાં નામ દઈને તુલના નથી કરી, પણ એવું તો લખે છે કે "રસની બાબતમાં કોઈ પણ ગુજરાતી

કવિ પ્રેમાનંદના પેંગડામાં પગ ઘાલે એવો નથી" — "હજી લગી એના જેવી પાત્રતા જાળવી શકે એવો કોઈ ગુજરાતી કવિ થયો નથી." એક ખાનગી પત્રમાં તો પ્રેમાનંદને ગુજરાતનો હીરો ગણ્યો છે. નર્મદની વિરુદ્ધ કાંઈ લખ્યું નથી પણ જેને વાસ્તે સુરતમાં આટલું માન હતું તેનું કવિત્વ, તેનુ કોઈ પણ કાવ્ય સરખુ અમદાવાદમાં સાંભરતુ પણ નથી. દલપતરામ હજી એવા મોટા કવિ લાગતા નથી. પણ એ Roguish face વાળો લાગેલો પુરુષ વધારે human લાગતો હોય તેમ તેમનું નામ કાળક્રમે કંઈ વધારે પ્રીતિ અને માન સાથે લેવામાં આવે છે.

છતાં ભરૂચ જિલ્લાના કેળવણી ખાતાનો ઇતિહાસ મહેતાજી ગણપતરામ રાજારામે કવિતામાં લખ્યો તેનું ઈ. સ. ૧૮૭૮માં વિવેચન કરતાં લખે છે 'જે રીતે આ લખાયેલી છે તે જોતાં પદ્યરૂપ ગ્રહણ કરવામાં કાંઈ ભૂલ કરેલી જણાતી નથી. કવિતાને યોગ્ય વાતો જ ચૂંટી ચૂંટીને જ બહુધા તેમાં સમાવવામાં આવી છે અને લખવાની બાની તે પ્રમાણે જ રસભરી છે. બાની ગમે તેટલી રસભરી હોય તો પણ કેળવણી ખાતાના ઇતિહાસ તે વળી કવિતાને યોગ્ય થતો હશે ?'

બીજો દાખલો 'શ્રી કચ્છભૂપતિપ્રવાસવર્ણન' ઉપર ટૂંકી નોંધનો છે. નવલરામ લખે છે: "રાજાના પ્રવાસનું વર્ણન યથાર્થ આપતાં દરેક સ્થળે ઉપમાઉત્પ્રેક્ષાદિક અનેક અલંકાર એની સાથે એવા જોડી દીધા છે કે સઘળું કાવ્યરૂપ હોઈને બોધ તથા આનંદ બન્ને સમાન રીતે જ આપી શકે છે." આ પુસ્તકમાં કેટલાક વર્ણન મનોરંજક હશે અને નવલરામભાઈએ આ કાવ્યને ચાતુર્યપ્રધાન શૈલીનું જ ગણ્યું છે, તો પણ એકંદરે આ વર્ણનો કેવા છે તે તો સ્વ. મણિલાલ નાભુભાઈએ આ જ પુસ્તકની નોંધ પોતાના સુદર્શનમાં લીધેલી તેમાંથી ઉતારો આપીને જ અમે બતાવીશું. સ્વ. મણિલાલ લખે છે: "વર્ણનો કરવામાં બે મોટી ખામીઓ અમારી નજરે આવી છે, ને તે આપણા પ્રસિદ્ધ દલપતરામથી માંડીને તેમના તમામ અનુયાયીઓમાં કેલાઈ રહેલી છે, માટે તે ઉપર અત્રે વિશેષ ટીકા કરવી ઉચિત લાગે છે.

પ્રથમ ખામી એ છે કે વર્ણનોમાં અમે કહ્યું તેમ વ્યંજનાત્મક લખાણ નથી, પણ પ્રત્યેક પ્રકારની બારીક બારીક બીનાનો સમુદાય ભેગો કરેલો છે. એક સમાજનું વર્ણન માંડે છે તો તેમાં પાથરણાં, તકિયા, ચાદરો, માણસો, ફળ, 'રાજા સર્વનું વર્ણન આવે છે. તે પણ એવું કે પ્રત્યેક વસ્તુ ગણાવતા જવું, ને બહુ સારી હતી એમ કહેવું, કે બને તો એકાદ ઉત્પ્રેક્ષા કરવી. આમ કરવાથી કોઈ પણ ચમત્કાર સિદ્ધ થતો નથી ને ઊલટી મૂળ વર્ણનને હાનિ થાય છે." લગભગ ભુલાઈ ગયેલી ચોપડી વિષે આટલા લાંબા ઉતારા એટલું સ્પષ્ટ કરવાના હેતુથી જ આપ્યા છે કે બીજી ઘણી બાબતોમાં નવલરામ પોતાના જમાનાથી આગળ વધેલા હોવા છતાં કાવ્યપરીક્ષામાં તેઓ પોતાના જમાનાની મર્યાદાને વટાવી શક્યા નહોતા. 'બુલબુલ' કેવળ શૃંગારરસનું કાવ્ય હોવાથી તેનું વિવેચન આપવું નવલરામને યોગ્ય નથી લાગ્યું અને 'કલાન્ત કવિ'માં તો ઠેકાણે ઠેકાણે ઉઘાડા શૃંગાર સાથે તેમને પરકીયા ભાવ જણાયો તેથી તેનું વિવેચન જ લખવા રાજી નથી એમ કરી પતાવ્યું છે. હરિલાલ ધ્રુવના 'એક ચિત્રદર્શન' ને સહર્ષ ઊંચી કવિતા કહી છે અને તેના ભાષાકાઠિન્ય ઉપરથી 'સંસ્કૃતમય ગુજરાતી' વિષે આપણને એક ઉત્કૃષ્ટ લેખ મળ્યો છે. કુસુમમાળાની પ્રસંશા સાથે નોંધ લીધી છે. પણ એકે નવા કાવ્ય કે કાવ્યસંગ્રહનું તેમણે વિસ્તૃત વિવેચન નથી કર્યું. બાળાશંકરે તો બિચારાએ શાળાપત્રમાં આવેલી નોંધ સામે મણિલાલ નભુભાઈને ફરિયાદ કરી તેમનો અભિપ્રાય જણાવવા વિનંતી પણ કરી છે અને તે ઉપરથી મણિલાલભાઈએ સુદર્શનમાં નોંધ લખી. તેમાં તેઓ જણાવે છે કે "અમે તો કાલિદાસનું आपरितोषाद्विदुषां એ વાક્ય વીસરી જતા નથી. પણ જો વિદ્વાનોને સંતોષ થવાથી કાવ્યની કૃતાર્થતા છે એવા તો ગુજરાતશાળાપત્રના અધિપતિ રા. નવલરામભાઈ જેવા થોડા જ હશે. આ કામ માટે રા. નવલરામભાઈએ પોતે જ ગુજરાત શાળાપત્રમાં આપેલો અભિપ્રાય લખ્યો હોય એમ માનવાની પણ અમને હાલ તો મરજી નથી. આમ છતાં અને ગ્રંથકર્તા પોતાનું વિત્ત જાતે સમજવા છતાં શા માટે નિરાશ થઈ ખરું ખોટું કરાવવાનો આગ્રહ કરે છે?"

## રાજકોટમાં બદલી

પણ આપણે સમયાનુક્રમથી આગળની વસ્તુ ઉપર ઊતરી પડ્યા હતા ત્યાંથી પાછા જઈએ, અને અમદાવાદથી રાજકોટ પહોંચીએ. ૧૮૭૬ના ડિસેમ્બરમાં નવલરામભાઈ રાજકોટ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ એકસો ચાળીસ રૂપિયાના દરમાયાથી નિમાયા અને દરમાયો ધીમે ધીમે વધતાં બસો સુધી પહોંચ્યો. ત્યાં તેઓ અંતકાળ સુધી રહ્યા અને બધાં થઈ બાર વર્ષ ગાળ્યાં. રાજકોટ-નિવાસનાં બાર વર્ષમાં ગ્રન્થવિવેચન વિશેષ સૂક્ષ્મ અને પ્રૌઢ થાય છે. તેની સાથે શિક્ષણવિષયક અને સામાન્ય જ્ઞાનને લગતા લેખો લખવાની પ્રવૃત્તિ તો ચાલુ જ રહે છે. અમદાવાદમાં શિક્ષણવિષયક લખાણની શરૂઆત જ થયેલી પણ રાજકોટમાં એની ધારા અવિચ્છિન્ન ચાલી છે. નવલગ્રંથાવલિના ત્રીજા અને ચોથા ભાગમાના ઘણા લેખો આ દશકામાં લખાયેલા છે. તેમાં શિક્ષણશાસ્ત્ર ઉપરના લેખો ઉપરાંત દેશી કારીગરીને ઉત્તેજન, બાળલગ્ન અને બળાત્કારનું વૈધવ્ય, નાતસુધારો, બાપદાદાનો ધંધો, ખરો દેશાભિમાન, સ્વભાષાનું અગત્ય વગેરે સમાજના નવવિધાનમાં મહત્ત્વના પ્રશ્નો ઉપર દીર્ઘદર્શી, ઠરેલ અને ગંભીર વિચારો દર્શાવતા નિબંધો તથા લેખો મુખ્ય છે.

## બાળગરબાવળી

આ ગરબીસંગ્રહ રાજકોટમાં આવ્યા પછી તરત લખ્યો છે. નરસિંહરાવ લખે છે કે 'મને એમ કાંઈક યાદ છે કે અસલ 'નવલગરબાવળી' નામથી ગરબીસંગ્રહ એક એમણે પ્રગટ કર્યો હતો. પરંતુ તે આજ જડતો નથી. આ સુંદર ગરબીઓ બાળકીઓને અર્થે રચેલી છે છતાં એમાં નવલરામનું કવિત્વ, રસિકતા, શૈલીની સુઘટ સુંદરતા, જનસમુદાય અને વિશેષ લોકના સ્વભાવાદિકનું સંક્ષિપ્ત શૈલીમાં આલેખન, એમની દેશપ્રીતિ, ધાર્મિકતા ઇત્યાદિ અનેક લક્ષણોનું સચોટ દર્શન થાય છે.' (મનોમુકુર પા. ૩૦૪)

'જે આ જગતને નિભાવે, ભજું તે જ ભાવે' વાળી લીટીથી શરૂ થતુ ઈશ્વરસ્તવન બાળકને મોઢે ચડી જાય એવી સાદી અને સીધી ભાષામાં ઈશ્વરના અકળ સ્વરૂપનું ભાન કરાવે છે.

માથું મારી, ઉછાળી લાતરે,
ધાવું તેમ તેમ થઈ રળિયાતરે,
કોણ મીઠડાં લેતું મુખ,
પામી મહા સુખ? તે તો તું જ માવડી.

એ કડીમાં નરસિંહરાવભાઈ કહે છે તેમ 'પ્રેમથી ધવડાવતી માતા, અને જીવનબળનું જોર ઊભરાઈ જતા ધાવતા તોફાની શિશુનું સુન્દર તદ્રૂપ ચિત્ર છે એટલું જ નહિ, પણ એ ચિત્રમાં વત્સલતા, અને વત્સલતાની પાછળ નિગૂઢ રહેલા માતૃત્વના લહાવાનો આનંદ એ એનો અદ્‌ભુત રંગ પુરાયેલો કોને નહિ નજરે પડે?'

એમની દેશપ્રીતિનું દર્શન કરવા "ઇતિહાસની આરસી" એ ગરબી આખી જ વાંચવા જેવી છે.

લઢ્યા પડ્યા હજારો શૂર કહેતા 'મરિયે, મારિયે'
વહ્યું લોહી, જેમ જલપૂર, ડૂબ્યો દેશ તે દરિયે,
એ દિવસ પડી જે પોક હજી ગગને ગાજે!
એ દિવસ દેશિઓ શોક કરો ને મળી આજે!
એ દિવસ થકી પરતંત્ર થયા, લાગી ખાંપણ રે!
એ આગે હતા સ્વતન્ત્ર હિંદુ સૌ આપણ રે!
વધ્યો શોક થંભ્યું મુજ ગાન, જ્ઞાન આ એક જ રે,
વિના ધર્મ, નવલ, આ સ્થાન ચલિત સૌ છેક જ રે.

આમાં દેશભક્તિ ઉપરાંત પારતંત્ર્યની કરુણતા અને ધર્મભાવના ઊભરાય છે.

કટાક્ષ અને ઉપહાસ કરવાની નવલરામની શક્તિનું જે દર્શન 'જનાવરની જાન'માં આપણને થાય છે એ વિષે ઉપર કહેવાઈ ચૂક્યું છે. જનસ્વભાવનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની શક્તિનો પરિચય આપણને 'ગુજરાતની મુસાફરી' વાળી ગરબીમાં થાય છે. સુરતીઓનો શોખીલો સ્વભાવ, ચરોતરીઓની જાડી બોલી, અમદાવાદીનો ઉદ્યોગ અને કરકસર, કાઠિયાવાડીઓની મીઠાશ અને ખટપટ વગેરેની થોડા પણ સચોટ શબ્દોમાં છાપ પાડી છે.

## અકબર–બીરબલ કાવ્યતરંગ

રાજકોટ આવ્યા પછી એક તરફથી ગરબાવળીનું કામ ચાલતુ હતુ ત્યારે બીજી તરફથી અકબર–બીરબલ નિમિત્તે હિંદી પદ્યરચનામાં મન ગૂંથાયુ હતું. આ લેખને વિષે ગોવર્ધનરામભાઈ કહે છે કે "તે નવલરામને ગુજરાતી ગદ્ય લેખકોના પ્રથમ વર્ગમાં મુકાવવા સમર્થ છે, એટલું જ નહિ પણ એમાંનું છૂટક પદ્ય — જે આ ગદ્યનો આત્મા છે — તે ભાષા કવિઓની કવિતા સાથે સફળ સ્પર્ધા કરે એવું છે. × × × વીરમતી જેવા અપકવ પણ આશાજનક ઊગતા કોમળ રોપાઓની ભૂમિમા આખરે અકબર–બીરબલ કાવ્ય જેવું સજડ થડવાળું અને સારા ફૂલફળના ફાલવાળું વૃક્ષ ઊગ્યું. એ વૃક્ષ વગર નવલગ્રન્થાવલિનો પ્રથમ ભાગ (જેમાં એમના સ્વતંત્ર ગ્રન્થોનો સંગ્રહ છે) એવો કીર્તનીય ન થાત અને નવલરામની સાક્ષરગણના એક તેમની પુસ્તકપરીક્ષક બુદ્ધિ ઉપર જ રહેત." આ ચાતુર્યપ્રધાન લેખને ગોવર્ધનરામભાઈ આમ પ્રશંસાને શિખરે ચડાવે છે એ જોઈને નરસિંહરાવભાઈને કેવળ આશ્ચર્ય જ લાગે છે તેઓ કહે છે કે "નવલરામની કીર્તિ આ સિવાય વધારે મહત્ત્વના ગુણવાળા લેખોના સ્તમ્ભ ઉપર ટકી શકે એમ છે" વધારે મહત્ત્વના ગુણવાળા એ ગદ્ય લેખોમાં સુધારાનું ઇતિહાસરૂપ વિવેચન, નર્મદની જીવનકથા અને અંગ્રેજ લોકનો ઇતિહાસ એ સહેજે નજરે તરી આવે છે. તેનો વિચાર યથાક્રમે કરીશું.

## ખુશામતનો અણગમો

પરંતુ આગળ જતાં પહેલાં તે વખતે ઉપસ્થિત થયેલા પારસી-ગુજરાતી વિરોધની કાંઈક નોંધ લેવી ઘટે છે. ઈ. સ. ૧૮૭૮ના અરસામાં 'રાસ્ત ગોફતાર'ના અધિપતિ મિ. કેખોશરો કાબરાજીના સંબંધમાં કેટલીક ગેરસમજૂતીઓ થઈ. લોર્ડ લિટનના વખતમાં આખા ભરતખંડમાં અસંતોષ વ્યાપી રહ્યો હતો અને સરકારનાં કેટલાંક પગલાં એવાં હતાં કે જેથી સરકારને લાભ થાય નહિ અને પ્રજાનાં મન ઉશ્કેરાય. સરકારે આ

અસંતોષને વિરોધ ગણ્યો અને વિરોધ દાબી નાંખવાને આકરા ઉપાયો અજમાવ્યા. મહારાણી પાસે "કૈસર"ને નામે બાદશાહી નામ ધારણ કરાવ્યુ અને દિલ્હીમાં દરબાર ભર્યો. આટલું બસ ન લાગ્યાથી પાછળથી દરેક દેશી ભાષામાં રાજગીત રચાવ્યુ, અને મિ. કાબરાજી ગાયનકળામાં પ્રવીણ ગણાવાને લીધે ગુજરાતી રાજગીત રચવાનુ તેમને સોંપવામાં આવ્યુ. આ રાજગીતના ગુણદોષની બાબતમાં ભારે ચર્ચા ચાલી રહી, કેટલાકે તે પસંદ કર્યું, અને કેટલાકે તેની વિરુદ્ધ કડક શબ્દોમાં લખ્યુ. વિરુદ્ધ મત આપનારાઓમાં નવલરામ પણ હતા. આ રાજગીતની તકરારમાથી "પારસી–ગુજરાતી" શૈલીની તકરાર નીકળી. અને આ વિરોધે આખરે જાતિ–વિરોધનુ રૂપ ધારણ કર્યું. નવલરામ એક મિત્રને લખે છે કે, 'એક પારસી ગૃહસ્થે અથવા મનસુખરામની શાળાના કોઈ લેખકે આ ગીત રચેલું ગણાત તો હું વાંધો લેત નહિ—કારણ તે જાતે જ ભુલાઈ જાત—પણ એને જ્યારે રાજભક્ત ગુજરાતી પ્રજાનું ગીત કહેવામાં આવે છે ત્યારે મારે સ્પષ્ટ સામુ બોલવું જોઈએ.' અર્થાત્ ગુજરાતના એક મોટા પક્ષે કાબરાજીનો ગુજરાતી પ્રજા તરફથી આવી ભાષાવાળું ગીત જોડવાનો હક નાકબૂલ કર્યો, અને મિ. કાબરાજીએ તેને પોતાના ઉપર અને પારસીઓ ઉપરનો હુમલો ગણ્યો, ફળ એ થયુ કે વગર કારણે કડવો વિરોધ થયો. આ પછી કેટલેક દિવસે ગુજરાતીના અધિપતિએ "હિંદ અને બ્રિટાનિયા" નામનુ પુસ્તક રચ્યું. મુસલમાન થયેલા મરનાર અંગ્રેજ મીરઝાં મોરાદ અલીનું "India on the mountain–top" નામનુ સમર્થ લખાણ ભાવનગરમાં પૂર્વે નીકળતા "મનોરંજક રત્ન" નામના ચોપાનિયામાં પ્રસિદ્ધ થતું હતું. એ લેખને આધારે શ્રી. ઇચ્છારામે હિંદ અને બ્રિટાનિયા લખ્યુ, અને રાસ્તે તેની રચના રાજદ્રોહી ગણી કઠોર હુમલો કર્યો. પુસ્તક ઉપર કલકત્તા સરકાર સુધી ખબર લેવાઈ, પણ સરકારે પુસ્તક ઉપરનો આરોપ સ્વીકાર્યો નહિ. શ્રી. ઇચ્છારામના પુસ્તકની આ દશા થવા છતાં એ પુસ્તકનું વિવેચન શાળાપત્રમાં થયું તે બાબત પણ રાસ્તે હુમલો કર્યો. જો કે એ વિવેચનમાં વચમાં વચમાં પ્રશંસાયુક્ત ઉદ્ગારો સાથે પુસ્તકનો

સાર આપવા ઉપરાંત બીજું કાંઈ છે જ નહિ. એટલે સાધારણ રીતે તેના ઉપર હુમલો કરવાનું સૂઝે એમ નથી છતાં રાસ્તને તેમ કરવાનું સૂઝયું. અને તેની જ સૂચનાથી નવલરામના ઉપરીઓએ નવલરામ પાસે ખુલાસો માગ્યો. ખુલાસાથી ઉપરીઓ તૃપ્ત થયા, અને પ્રકરણ પતી ગયું.

આવો જ એક બીજો પ્રસંગ શ્રી. ડાહ્યાભાઈ દેરાસરીએ આપેલા જીવન સંસ્મરણોમાંથી અહીં જ નોંધી લઈશું.

"રાજકોટમાં પ્રતિવર્ષે કારભારીઓની સભા ભરાતી. જેમ ગોસાંઈજીનાં સાતે સ્વરૂપ એકઠાં થયાં હોય એમ કારભારીઓની આ સભાના વખતમાં બની રહેતું. કેટલાક તો સવારસાંજ મળવામાં જ ગાળતા. . . . નવલરામજી આમ કોઈને મળવા જતા ન હતા. તે માટે કોઈએ નિંદા કરી હતી કે ખુશામતને એવા ધિક્કારનારા છે, તો ગરબાવળીમાં ભાવનગરનાં વખાણ કેમ કર્યાં છે? નવલરામને કાને આ વાત આવતાં તેમણે કહાવ્યું કે એમને કહેજો કે, 'તમને વાંચતાંયે આવડતું નથી. મેં **ભાવનગર ભલપણમાં રે,** નહિ પણ **ભાવનગર ભળપણમાં રે** લખ્યું છે અને તે ખરું છે.'

"આવી એક કારભારીઓની મીટિંગના અરસામાં હાઈસ્કૂલના મેળાવડામાં બાળલગ્ન બત્રીશીની એક ગરબીએ નવલરામજીના રાજકોટના વસવાટ દરમ્યાન એક વખત ખળભળાટ મચાવ્યો હતો. હાઈસ્કૂલમા મિ. ગીમી હેડમાસ્તર હતા. મેળાવડા વખતે મિ. પીલ, જે પછીથી સર જેમ્સ પીલ થયા, તે પ્રમુખ હતા. એ સભામાં પ્રેસિડન્ટનુ ભાષણ બધાએ ઊભાં ઊભાં સાંભળવાની પ્રથા પહેલી જ પડી હતી! એવા કડક અમલદારની આગળ નવલરામની 'અંગ્રેજો રાજ કરે દેશી રહે દબાઈ' એ ગરબી છોકરાઓએ મુખપાઠ તરીકે ગાઈ. બધા સભ્યો, કામદારો, કારભારીઓ અને એજન્સીના દેશી અમલદારોના મોંનાં ચિત્ર લઈ લેવા જેવો તે સમય હતો. નવલરામે અને ગીમીએ મહા રાજદ્રોહ કર્યો હોય અને હવે શુંયે થશે, એમ બધા ગભરાયા હતા! રાત્રે કેટલા તો સલાહ આપવા, ધીરજ આપવા, અગર ચેતવણી આપવા આવ્યા હતા!"

## વિવિધ યોજનાઓ

એક તરફથી અકબર બીરબલને અંગે હિંદી પદ્ય રચવાનું ચાલતું હતું ત્યારે બીજી તરફથી આ વખતે નવલરામ બીજી પણ ઘણી જાતની પ્રવૃત્તિમાં ગૂંથાયા હતા. ગુજરાતી ભાષાના શબ્દોને સંસ્કૃત, પ્રાકૃત, લૅટિન, ગ્રીક વગેરે ભાષાઓના શબ્દો સાથે સરખાવવા પ્રયત્ન કરતા હતા અને ડાકતર બ્યુલર તેમને ઉત્તેજન આપતા હતા. તેમના આ અભ્યાસના ફળરૂપ 'વ્યુત્પત્તિ પાઠ' નામની ચોપડી આપણને મળી છે. આજે વ્યુત્પત્તિ અને ભાષાશાસ્ત્ર સંબંધી વધેલા જ્ઞાનના જમાનામાં આ ચોપડી ખામીવાળી અને અધૂરી લાગે; પણ નવલરામે તો બીજા વિષયોની માફક આમાં પણ આપબળે પ્રવેશ કરીને અગસ્ત્ય કાર્ય (pioneer work) કર્યું છે તે જોતાં તેમની નૈસર્ગિક શક્તિ અને અસાધારણ બુદ્ધિબળ વિષે માન જ ઉપજે છે.

"વાણીવિચાર" નામનો નિબંધ અને "ભારતોદ્ધાર શકારિ વિક્રમાદિત્ય બીરકાવ્ય" લખવાની કલ્પના અને યોજના પણ આ જ અરસામાં કરે છે. આ કાવ્ય હિંદીમાં લખવાનું હતું. એમાં કલ્પના એવી હતી કે બધો દેશ શક લોકોને આધીન થઈ ગયો હતો, લોકો જુલમથી ત્રાહે ત્રાહે કરી રહ્યા હતા, પણ રાજકર્તાના બળ, વિદ્યા અને રાજનીતિ આગળ કોઈનું ચાલતું ન હતું, "હથિયાર પણ લઈ લીધાં" "આ દુઃખમાંથી વિક્રમ પાસે દેશને છોડાવવો". કાવ્યનો રંગ પ્રાચીન વખતનો જ—રાખવો પણ હાલની સ્થિતિને allegorize અને idealize કરવી. આ કલ્પના ૧૮૭૮ની છે. આ સાલમાં લૉર્ડ લીટન વાઈસરૉય હતો અને એના એકેકા કામના સમાચાર વાંચી ગરીબડી પ્રજા પણ દરરોજ ઉશ્કેરાતી હતી. પણ આ કલ્પના લાંબી પહોંચતી નથી, અને મન અભ્યાસમાં પડે છે. ન્યાય, અલંકાર વગેરેનો અભ્યાસ તો ધમધોકાર થાય છે જ. વળી De Quincey વાંચવા માંડ્યો. બંગાળી ભાષાનું "ગોવિંદ સામંત" વાંચ્યું. એક "ગ્રંથોત્તેજક સભા" અને તેનાં સાધનોની કલ્પના કરવા માંડી. બીજી પણ કેટલીક કલ્પનાઓ સુરતની પેઠે ઊભરાવા માંડે છે.

## કેટલીક અનારોગ્ય ટેવો

કલ્પના સતેજ કરવા નવલરામ ભાંગ સેવતા હતા, તે ક્વચિત જ લેતા હતા, કોઈની આપી લેતા હતા — પણ ભયંકર વસ્તુનો સ્વભાવ કેમ જાય ? ગોવર્ધનરામભાઈ કહે છેઃ "વ્યસનમાત્ર ખોટું છે. નવલરામે તે ખોટું જાણ્યું એ વિદ્વતા અને વિચારનું ફળ. કોઈ પણ નિમિત્તે, સારા પ્રયોજનથી પણ, સદર્થે પણ, દુષ્કર્મને સાધનભૂત પણ ન કરવું એ સર્વ ધર્મનું મહાવાક્ય છે. સિવાય ઘણો ઉજાગરો કરવો, અકાળે ઊંઘવું અને જાગવું એ પણ નવલરામનાં વ્યસન હતા અને તે આખો જન્મારો રહ્યાં. તેઓ રાત્રે બાર–એક વાગ્યા સુધી જાગતા, વાંચતા, લખતા કે કલ્પના કરતા, પ્રાતઃકાળે નવેક વાગ્યે ઊઠતા (એમને રોજનાં પચાસ પોણોસો પાન, પાશેરેક તંબાકુ અને નવટાંકેક સોપારી ખાવાની ટેવ હતી. . . . . આહાર બહુ થોડો, ઊંઘ પાછલી રાતની, ઊઠવાનું દસેક વાગ્યે (જીવન સંસ્મરણો.–શ્રી. ડાહ્યાભાઈ દેરાસરી). આવી ટેવો એ પણ એક શારીરિક પાપ છે, ઈશ્વર તેની શિક્ષા કર્યા વિના નથી રહેતો. એ શિક્ષા એકદમ આવતી નથી અને આવે છે ત્યારે માત્ર 'નસીબ'નો દોષ ગણાય છે. નવલરામે સર્વ જાણ્યુ, પણ ઘણું મોડું જાણ્યુ."

## સાંસારિક ઉપાધિઓ

શાળાપત્ર રાજકોટ ગયું તેની સાથે એનું કદ પણ વધારવામાં આવ્યું હતુ. રાજકોટ બદલી થઈ તેવામાં જામનગરવાળા પ્રખ્યાત શ્રી. જગન્નાથને લખે છે કે, "ડાહ્યો દીકરો દેશાવર ભોગવે એ ન્યાયે ડાક્તર બ્યુલરે મારી કદર બૂઝીને મને તમારા કાઠિયાવાડમ. કાઢ્યો છે અને અહીંયાં હુ 'very dull life' ગાળું છું; હું જાણું છુ કે રાજકોટને 'dull' હું કહું તો મારી સાથે તમે એકમત નહિ થાઓ, પણ અહીંયાં કંઈ જાહેર મંડળી કે સભા કે એમાંનું કાંઈ જ નથી, અને જો થોડાક મિત્રોને મળવાહળવાનું ન હોત તો એક દિવસ પણ ગાળવો કઠણ થાત." બહારની પ્રવૃત્તિ મંદ થતાં અંતરની પ્રવૃત્તિ જાગે છે; ન જતો વખત કલમ રોકવા માંડે છે અને તેનું ધમકભર્યુ પરિણામ કેવું થયું

તેનો સાક્ષાત્કાર તેમના આ કાળના લેખોમાંથી થાય છે. પણ આ સમયની ઉદાસીનાં બીજાં પણ કારણ હતાં. ગૃહસંસારની જાળ નવલરામની આસપાસ વીંટાતી હતી અને એની ચિંતાઓ તેમને આ વખત ઘેરતી હતી. એમની પુત્રી બ્હેન કમળાનો છેક નાની વયે વિવાહ કરવો બંધ રાખી બાળલગ્ન-નિષેધક મંડળીના નિયમ પ્રમાણે અથવા પોતાના વિચાર પ્રમાણે કન્યાનું વય વધવા દીધું, પણ ધારેલું વય આવી પહોંચતાં વર ન મળ્યો. વીસનગરા નાગરોમાં કન્યાઓની છત હતી અને છોકરાઓ કુંવારા ન જડતા. એક છોકરાને કમળા દેવાનું ધાર્યું હતું; તે સગો નીકળ્યો ને તેના માબાપે ચોખ્ખી ના કહી. દીકરીને પરગામ કાઢવાનો વિચાર કર્યો — ત્યાં પણ કોઈ છોકરા નહિ. અમદાવાદમાં એક છોકરો શોધી કાઢ્યો પણ શોધતામાં તે ક્યાંક પરણી ચૂક્યો. બાકી છોકરા જડે તે "બળદિયા જેવા અભણ." કંઈક ભણેલો હોય તો કમળા કરતાં ઓછું ભણેલો મળે. આ બાબતના આ અનુભવથી ખિન્ન થઈ એક મિત્રને લખે છે કે, "મારી ખાતરી થઈ કે હાલ આપણા દેશની રીતભાત જોઈ છોકરીનો વિવાહ તો પાંચેક વર્ષની હોય ત્યાંથી જ કરી મૂકવો — અને લગ્ન મોડું કરવું — એ ડહાપણ ભરેલું છે — આઠ નવ વર્ષની કર્યા પછી યોગ્ય ઉંમરનો છોકરો મળવો અશક્ય છે." "જે આંધળિયાંને હું આટલું બધું નિંદતો હતો તે જ મારે કરવાનો વખત આવ્યો છે. પાંચ મહિના થયાં એક દિવસ એવો જતો નથી કે જેમાં કમળા સંબંધીની ચિંતા ઘડી પણ વિસારે પડે. અહોનિશ મનમાં એક ખૂણે એ વિચાર ચાલ્યા કરે છે, રસ્તો સૂઝતો નથી અને દિલ દુઃખાય છે." આણી પાસથી આ દુઃખ હતું અને બીજી પાસથી અમદાવાદની બાળલગ્નનિષેધક સભાના મેમ્બર સાથે પત્ર દ્વારા એ સભાના નિયમોની ચર્ચાઓ ચાલતી હતી. વરકન્યા વચ્ચે પાંચેક વર્ષનો ફેર ઉત્તમ, દશબારનો મધ્યમ, અને સભાના કેટલાક મેમ્બરોએ વધારેમાં વધારે ત્રીશ વર્ષનો કહ્યો તે તો હસવા લાયક, એમ નવલરામનો અભિપ્રાય થયો. આ સભાના બંધારણ વિષે કેટલીક ચર્ચા ચાલે છે. આણી પાસથી ચિંતાનું અભ્યાસી બનેલું મન

ચિંતા કરવી છોડી દે છે, અને દેશપરદેશ, ગુજરાતમાં, ઉત્તર હિંદુસ્તાનમાં વગેરે સ્થળોએ પોતાની નાતના વરની શોધ ચલાવે છે, પણ કંઈ પત્તો લાગતો નથી. ઈશ્વર નેળનાં ગાડાં નેળમાં રહેવા દેતો નથી એમ આખરે બન્યુ. નવલરામના બાળપણના મિત્ર શ્રી. નરભેરામની પત્ની ગુજરી ગયાં, અને તેમને કન્યાદાન કર્યું.

## સુધારાનું ઇતિહાસરૂપ વિવેચન

નવલરામને ઘડપણ બહુ વહેલું દાખવ્યું. પિસ્તાળીશ છેતાળીસ વર્ષનું વય (૧૮૮૧–૮૨) થયુ તેની સાથે શરીરનું બળ નમ્યું. કંઈક આધિ–વ્યાધિ જણાવા લાગ્યા, પણ મનનો વેગ નબળો ન પડ્યો. એક પાસથી ધર્મ ઉપર દૃષ્ટિ વળવા લાગી, અને છાંદોગ્ય અને તૈત્તરીય ઉપનિષદો તથા બ્રહ્મસૂત્ર તથા સાંખ્યસૂત્ર વગેરે પુસ્તકો ભણી મન ખેંચાયું અને તેનાં અંગ્રેજી ભાષાંતર મંગાવ્યાં. બીજી પાસથી "પેન્શન"નો વિચાર કરવા માંડ્યો, તે એવી રીતનો કે મોડાં વહેલાં પેન્શન લેઈ મુંબઈમાં રહેવું, રાજમંત્રી અથવા આર્યમંત્રી નામનું પત્ર પ્રગટ કરવું. આર્ય નાટક મંડળી ઊભી કરવી, નવી ઢબના હરદાસ ઊભા કરવા, Epics અને National Ballads લખવાં, પુસ્તક વેચાનારાઓનો ધંધો દેશની રીતભાતને અનુકૂળ કરવો, અને દેશસુધારાને અર્થે સમર્પણીઓની એક સભા કરવી. આ સંકલ્પવિકલ્પ ચાલે છે એવામાં મુંબઈમાં નર્મદાશંકરે બાજુ બદલી લખાણ કરવા માંડ્યાં અને જેવા વેગથી પ્રથમ સુધારાનાં વાજાં વગાડ્યા હતા તેથી વધારે વેગથી સુધારાની સામે ઝંડો લઈ, એક જુદી જ જાતના આર્ય માર્ગ પર જૂન પંથીનો રણડંકો વગાડવા લાગ્યા. 'ગુજરાતી'ના આધપતિએ કવિની સાથે યુદ્ધ કરનાર કોઈ યોદ્ધો શોધ્યો, અને નવલરામે એ આમંત્રણ સ્વીકાર્યું. નવલરામે કવિના જવાબમાં શરૂ કરેલું વિવેચન અધૂરું જ રહી ગયું અને તે એમના જીવતાં પ્રસિદ્ધ પણ નહોતું થયું. સુધારાનું ઇતિહાસરૂપ વિવેચન એ નામે નવલગ્રંથાવલિ ભા. ૨માં તે પ્રથમ પ્રગટ થયું.

એમાં નર્મદના પાછલા કાળમાં બદલાયેલા વિચારોનો સમર્થ ઉત્તર નવલરામભાઈએ આપ્યો છે. ચર્ચવાના મુદ્દા ઉપર એકાગ્ર રહી તેમણે પોતાના કથનને વિશદ કર્યું છે અને પોતાના સમયમાં પ્રવર્તતાં બળોની યોગ્ય આંકણી કરી છે. એ લેખ પૂરો થઈ શક્યો હોત તો આપણા સાહિત્યમાં બહુ મૂલ્યવાન થઈ પડત. જેવો છે તેવો પણ નવલરામની ઉત્તમ પૃથક્કરણ અને તોલન શક્તિનો પરિચય તો આપણને તે કરાવે જ છે

## શિક્ષક તરીકે

આ અરસામાં કેળવણીનાં ચાલતાં ધોરણોમાં કેવો ફેરફાર થઈ શકે એમ છે તેના વિચાર નવલરામ કરે છે. પોતાની ટ્રેનિંગ કોલેજ વગેરેને સુધારવા શાની અગત્ય છે તે વિચારે છે. આંક વગેરે બાબતો હાલની કેળવણીની પદ્ધતિથી ભુલાય છે તેના લાભાલાભ તથા ઉપાય વિચારે છે. વાચન અને હિસાબના વર્ગ જુદા કરવાની યોજના વિચારે છે. તે સર્વ વિચાર કેવી રીતે અમલમાં આવ્યા તે કહેવાનું તો સાધન નથી. પણ કેટલેક પ્રસંગે ઊંડા શોકની વરાળ નીકળતી જણાય છે અને એક સ્થળે લખે છે કે "હે પ્રભો, મારો આત્મા આમ કેમ ખિન્ન થાય છે? મને એમ લાગે છે કે હું failure છું — નોકરીના કામમાં તેમજ સર્વ પ્રકારે. ગ્રન્થકાર કે પંડિતપણામાં પણ સ્નેહ—" આગળ લખ્યું નથી, પણ શું લખત એ સ્પષ્ટ છે.

નવલરામભાઈના ઉપરના ઉદ્‌ગારો તેમના કડક આત્મ-પરીક્ષણનું પરિણામ ગણાય. બાકી શ્રી. ડાહ્યાભાઈ દેરાસરી જેઓ રાજકોટની ટ્રેનિંગ કૉલેજમાં ઘણાં વર્ષો એમના હાથ નીચે રહેલા અને જેઓ તેમના ખૂબ જ અંગત અને નિકટ સંબંધમાં આવી એમના વિશેષ પ્રીતિપાત્ર હતા તેમની પાસેથી સાંભળ્યું છે કે નવલરામભાઈ બહુ સુંદર શિક્ષક હતા. નવલરામે પોતે જ કહ્યું છે તેમ તેમનો સ્વભાવ કાંઈક dreamy તરંગી — સ્વપ્નશીલ હતો પરંતુ જ્યારે તેઓ વર્ગ લેતા હોય કે વાત કરતા હોય ત્યારે તેમનામાં તેમનો પોતાનો જ શબ્દ વાપરીએ તો અજબ 'ધમક' આવતી. જે વિષય શીખવતા હોય તેનું રસમય

નિરૂપણ કરવાની શક્તિથી વિદ્યાર્થીઓનાં ચિત્ત તેઓ વિષયમાં એકાગ્ર કરી શકતા. એમનો વર્ગ ચાલતો હોય તે આપણે જુદા ઓરડામાં બેસીને સાંભળતા હોઈએ તો પણ સાંભળવું છોડવું ગમે નહિ એટલી રસિક રીતે અને કુશળતાથી તેઓ વર્ગ ચલાવતા. *

શિક્ષકના ધંધા પ્રત્યે તેમને કેટલો આદર હતો અને પોતાના શિક્ષકબંધુઓને મદદરૂપ થવાની તેમનામાં કેટલી ધગશ હતી તે તો જૂની નવલગ્રંથાવલિ ભા. ૩ માં તેમના શિક્ષણવિષયક લેખો જોઈએ ત્યારે જ આપણને બરાબર ખબર પડે છે. જુદા જુદા વિષયો કેવી રીતે શીખવવા, તેમાં શું શીખવવું, વર્ગની વ્યવસ્થા કેવી રીતે રાખવી, સજા કરવાના લાભાલાભ, વગેરે શિક્ષણશાસ્ત્ર તથા શિક્ષણપદ્ધતિના અનેક વિષયો ઉપર તેમણે જે ચર્ચા કરી છે તેમાં કેટલાંક સૂચનો અલબત્ત અંગ્રેજી ગ્રન્થોમાંથી તેમણે લીધાં હશે પણ જે આપ્યુ છે તે પચાવીને, પોતાનું કરીને, પોતાના અનુભવની કસોટી ઉપર તપાસીને આપ્યું છે. અને આજે પણ પ્રાથમિક શાળાના શિક્ષકોને તે બહુ મૂલ્યવાન થઈ પડે એવું છે. જે વિષય પોતે હાથમાં લે એનું શાસ્ત્રીય પૃથક્કરણ અને વર્ગીકરણ કરવાની તેમની અદ્‌ભુત શક્તિ જેટલી સાહિત્યવિવેચનમાં ઝળકે છે તેટલી જ શિક્ષણવિષયક વિવેચનમાં પણ ઝળકે છે. પોતાને માટે જે ઉચ્ચ અભિલાષો તેમણે બાંધ્યા હશે અને કેળવણીનાં ધોરણોમાં તથા પોતાની ટ્રેનિંગ કોલેજમાં જે સુધારા કરાવવા

---

* નવલરામમાં આકર્ષક રીતે વાત કરવાની શક્તિ હતી સામાન્ય રીતે તો મૂંગા, બોલે નહિ એવા હતા પણ જ્યારે વાતમા રસ પડે ત્યારે એ સ્વભાવ કયાંયે જતો રહેતો તેમજ તેઓ ગમે તે વિષય ઉપર વાત કરી શકતા. ઇજનેરની જોડે વાત કરે તો એના વિષય ઉપર, દાક્તર જોડે એના વિષય ઉપર, એમ તેઓ બહુશ્રુત હતા નાતના વઘરાની વાત કરતા સાંભળીએ તો કોઈ લડાઈખોર આઠિયો નાતનો પટેલ વાત કરતો હોય નહિ, એવી એવી તકરારો લાવે. વેપારની વાત કરતા સાભળીએ તો કોઈ શેરદલાલ જ વાત કરતો હોય એમ લાગે અને ખરેખાત રાજકોટમાં ઘણા માણસો એમની સલાહ લઈને જ શેરનો વેપાર કરતા હતા.

(સ્વ. નવલરામજીનાં જીવનસંસ્મરણો—શ્રી ડાહ્યાભાઈ દેરાસરી)

ધાર્યાં હશે તે પ્રમાણે અમલ ન થતાં તેઓ ઘડીભર ખિન્ન થઈ આવા ઉદ્‌ગાર કાઢે એ સ્વાભાવિક છે. એમ તો કોઈ પોતાનું બધું ધાર્યું કરી શકતું નથી. ધાર્યું ધણીનું જ થાય છે. છતાં તેમના જીવનથી આટલે દૂર રહી તેમના કરેલા કાર્યનો આપણે આંક કાઢીએ તો કોણ કહેશે કે તેઓ failure હતા?

વળી ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે કૉલેજના આખા વહિવટની જવાબદારી પણ તેમના ઉપર હતી. તેમાં તેઓ બહુ ચોક્કસ હતા. છતાં પોતાના મદદનીશ શિક્ષકો કે વિદ્યાર્થીઓને તેઓ કડક લાગતા નહિ. પોતાના સાથીઓ અને વિદ્યાર્થીઓ પ્રત્યે બહુ મમતા અને સમભાવથી વર્તતા. કોઈની ભૂલ થાય તો તપી જતા નહિ પણ શાન્તિથી સુધારી લેવાની તજવીજ કરતા. ગ્રન્થકારોના ગુણદોષની પરીક્ષા જેટલી સૂક્ષ્મતાથી કરતા તેટલી જ સૂક્ષ્મતાથી પોતાના સાથીઓના ગુણદોષનું નિરીક્ષણ તેઓ કરતા. પણ એ બધું મનમાં જ રાખતા. સૂક્ષ્મ અને મૃદુ સૂચનોથી તેમને સુધારવા પ્રયત્ન કરતા. તેમનું હૃદય એટલું કોમળ હતું કે બીજાઓને દુ:ખ લગાડવાનું તેમને ગમતું નહિ. પોતાના આ બધા ગુણોથી તેમણે મદદનીશ શિક્ષકો અને વિદ્યાર્થીઓનો પ્રેમ એવો સંપાદન કરી લીધો હતો કે સંસ્થાનું આખું વાતાવરણ સ્નેહમય હોઈ તેનું બધું તંત્ર કશા ખખડાટ વિના ચાલતું.

## ત્રૈમાસિકની યોજના

પેન્શન લેવાનો વિચાર મનમાં ઘોળાયા કરે છે, એ અવસ્થામાં મનને શો ઉદ્યોગ આપવો તેની જુદી જુદી યોજનાઓ કરેલી તે આપણે જોઈ છે. આખરે જે યોજના ઉપર પ્રથમથી મોહ હતો તે પાછી સાંભરી આવે છે અને ગુર્જરપરીક્ષા, સમયનિરીક્ષા, ત્રૈમાસિક–ચર્ચા વગેરે કોઈ નામથી "રીવ્યુ" નીકળી શકે એમ ધારે છે. એમાં લખવાને યોગ્ય દેશમાં કોણ કોણ મળે એમ છે તેની એક ટીપ કરે છે. તે ટીપ અધૂરી છે. અને પૂરી કરવાનો અવકાશ નથી મળ્યો, પણ છેક ૧૮૭૩ માં એક ટીપ કરી હતી તે એને એકઠી કરતાં નીચે પ્રમાણે વ્યવસ્થા નીકળે છે:– ૧. અંબાલલ સાકરલાલ: અર્થશાસ્ત્ર, કાયદો, અને ઊંચી વિદ્યા; દેશના

ધમાં. ૨. લાલશંકરઃ સંસારસુધારો, કાયદો, અને વણીની ચાલુ પદ્ધતિઓ. ૩. હરગોવનદાસઃ દેશના વેપાર-ાગનો ઇતિહાસ, સૂચનાઓ, વગેરે તથા મુંબઈ ઇલાકાના ાવણીખાતાનો ઇતિહાસ. ૪. ઝવેરીલાલ ઉમિયાશંકરઃ સ્થાનિક ારાજ્ય, એડમિનિસ્ટ્રેશન રિપોર્ટ, અર્થશાસ્ત્રનાં પ્રકરણ, વેપાર. . મલબારીઃ આ દેશનાં વર્તમાનપત્રો. ૬. કવિ નર્મદાશંકરઃ ધારાના સવાલ, પ્રકટ થતાં પુસ્તકો, દેશની વિદ્યા, ધર્મ વગેરે. ૭. દલપતરામઃ Humorous Poetry. ૮. મનસુખરામ સૂર્યરામઃ દર્શનસાર. ૯. રણછોડભાઈ ઉદયરામઃ........૧૦. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ તથા મણિશંકર જટાશંકરઃ ગુજરાતી ભાષાનો ઇતિહાસ. ૧૧. મહીપતરામઃ સુધારો, રાજકીય ઇતિહાસ. ૧૨. ગીરધરલાલ દયાળદાસ અને નગીનદાસ તુલસીદાસઃ યુનિવર્સિટીના વિષયો. ૧૩. નંદશંકર તુળજાશંકરઃ Manners, customs and history.

"પેન્શન લીધા પછી જે કામ કરવા ધાર્યું છે તે હમણાં શા માટે ન આદરવું? હાલને વખતે વાંચવાનો શોખ વધેલો છે ને પાછો તે વેળા પ્રત્યાઘાત પણ થઈ જાય." "એ કરવાને માટે પ્રસિદ્ધિમાં આવવાની જરૂર છે." આમ કરતાં કરતાં ચોપાનિયામાં પ્રસંગોપાત્ત લખવું એમ ઠરાવ કરે છે. (૧૮૮૩)

આ અરસામાં વાંચવાનું તેમ લખવાનું કામ ધમધોકાર ચાલતું હતું. હિતોપદેશ અને દશરૂપકનું ભાષાંતર આરંભાયું, કાવ્યાદર્શ અને સાહિત્યદર્પણનો અભ્યાસ શરૂ થયો, અને બર્ક વાંચવા માંડ્યો. ગુજરાતી શબ્દો અને ગુજરાતી વ્યાકરણ ઉપર પુષ્કળ નોંધ થતી હતી, Wit ને Humour વીષે તેમ બીજા વિષયો ઉપર છિન્નભિન્ન નિબંધો પેઠે ટીકા ટિપ્પણમાં ટપકતી હતી, હિંદુસ્તાની કવિતા છૂટક છૂટક લખવાનો યત્ન થતો હતો. હિંદુસ્તાની કાવ્ય પણ કંઈક આરંભ્યું, Rhetoric વાંચવા માંડ્યું, ભાષાનું નાગરત્વ કોને કહેવું તેના અનેક વિચાર કરવા માંડ્યા, ભારતેશ્વરીનું નાટક આરંભ્યું, અને ઘણાક મિત્રો સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. મિ. મલબારીને પત્ર

લખે છે, તેમાં એમની મનોવૃત્તિને અને એમના પ્રયત્નને અભિનંદે છે, બોલવાનું છોડી કામ કરવાનો પ્રસંગ આવ્યો છે એમ લખે છે, પણ સરકાર વચ્ચે પડે તેની સ્પષ્ટ ના કહે છે, અને મલબારીને આર્જવ કરે છે કે ભૂલ્યેચૂક્યે સરકારની મદદ ન માગશો, અને ભવિષ્ય વર્તે છે કે, એ મદદનું નામ દીધાથી જ કેળવાયેલા લોકમાં પણ પક્ષ પડશે અને મમત તથા વિરોધ બાઝશે. વળી કહે છે કે "અમારા અભણ દેશી બંધુઓના કરતાં અમારા સુધરેલા વિચાર વધારે શાણા છે, પણ એ શાણા વિચાર એમની પાસે બળાત્કારે પળાવવા અમને કોઈ જાતનો હક નથી. જો આપણે બળાત્કાર ન કરતાં ન્યાયને માર્ગે ચાલીશું તો ઈશ્વર સહાય થશે જ. સરકારી મદદ માગશો તો લોકનો મોટો સમુદાય સામો થશે અને કેટલાકને તો એવી મદદ કાળવ્યુત્ક્રમ (anachronism) જેવી જ લાગશે કારણ આ સ્વતંત્રતાના, સ્વરાજ્યના જમાનામાં ખાનગી કુટુંબની જ સ્વતંત્રતામાં સરકારને હાથ ઘાલવાનુ કહીએ તો પોતાના જ પગ ઉપર કોવાડો મારવાનું થશે—હું જાતે સુધારવાવાળો છું તે જણાવવા મારી બાળલગ્ન બત્રીશી તમારા ઉપર મોકલું છું." સભાઓ, વર્તમાનપત્રો અને જાતનું આચરણ એ સાધનોથી લોકને સુધારવા એ માર્ગ નવલરામ સવળો ગણે છે.

સુબોધચિંતામણિના કર્તા શેઠ વલ્લભદાસને ૧૮૮૪માં એક પત્રમાં લખે છે. "કાદંબરી સાથે કાવ્યકૌસ્તુભનું નામ લેવું એ ઘોડા સાથે ગધેડું બાંધવા બરાબર છે. એને ચાહીએ તેટલું ચૂંથી શકાય એમ છે એ બધું ખરું, તોપણ ગૂર્જરગ્રંથોનો ભંડોળ જોતાં એ કાવ્યકૌસ્તુભ પણ આદરથી આવકાર આપવા જોગ ધારો છે." "મેં તો એવો નિયમ જ પકડ્યો છે કે પુસ્તકો સ્તુતઃ દૂષિત પણ દેશકાળ જોતાં ઉત્તેજન લાયક હોય તો તેની એક સારી નોંધ જ થોડાઘણા વિસ્તારથી લેવી, અને તેમાં તેના પ તો માત્ર ચતુરને ચેતાવવા ખાતર જૂજ ઇશારે જ દર્શાવવા. જી આપણો વાંચનારો વર્ગ એવો છે કે જો આવા પુસ્તકના પને વિસ્તારું, તો તેના ગુણ ગમે એટલા પ્રદર્શાવ્યા હોય તોપણ ની કદર જ થાય નહિ. માટે આવાં પુસ્તકની એક આવૃત્તિ

આપી રહે ત્યાં સુધી તો વિરુદ્ધ વિવેચનથી પરહેજ રહેવું એ જ ન્યાય ને દેશહિતનો રસ્તો છે."

## વિવેચક તરીકે

હવે આપણે નવલરામના અંતકાળની સમીપ આવી પહોચીએ છીએ. તેનું વર્ણન કરતાં પહેલાં તેમનાં ગ્રન્થવિવેચનો તથા બીજા બાકી રહેલા લેખોનો વિચાર કરી લઈશું. પોતે ગ્રન્થપરીક્ષામાં કેવું ધોરણ રાખતા તે ઉપર કહ્યું જ છે. નવલરામની ગ્રન્થપરીક્ષાનું મુખ્ય લક્ષણ એ જોવામાં આવે છે કે, તેઓ રાગદ્વેષથી અને મમતથી પર રહી અતિશય સમવૃત્તિથી વિવેચન કરતા, લેખક પ્રત્યે ઉદાર અને કોમળ ભાવ રાખતા તથા વિવેચનમાં માર્ગદર્શક સૂચનો કરવા જેવું હોય ત્યા કરવાનું ચૂકતા નહિ. અને એ રીતે ગ્રન્થકારોનો હાથ પકડી તેમને આગળ આણવા તેઓ પ્રયત્ન કરતા. ઉત્તમ વિવેચકનો એક મુખ્ય ગુણ ગોવર્ધનરામભાઈ ગણાવે છે કે, 'પુષ્પોમાં સામાન્ય દૃષ્ટિને દેખાતુ નથી તે મધ શોધવાની શક્તિ ભ્રમરમાં હોય છે તેમ ગ્રન્થોના ગુપ્ત ગુણો શોધનારી સૂક્ષ્મ દૃષ્ટિ પરીક્ષકમાં હોવી જોઈએ,' એ શક્તિ એમનામાં સારા પ્રમાણમાં હતી અને તેથી તેઓ ગુણદર્શી પરીક્ષક થઈ શકયા અને તેમના જમાનાના તમામ ગ્રન્થકારોના આદર તથા પ્રીતિને પાત્ર થયા.

તેમનાં વિવેચનો ઉત્તરોત્તર વધારે સૂક્ષ્મ અને પરિપક્વ થતાં ગયાં છે. તેમનાં કેટલાંક વિવેચનોમાં તો પુસ્તકનો સાર જ ગ્રંથકારને અભિનંદન સાથે આપ્યો છે. જે વખતે સારાં પુસ્તકો બહુ થોડાં હતાં તે વખતે તેવાં પુસ્તકનો સાર આપી વાચકોનું તે પ્રત્યે ધ્યાન ખેચવું એ આવશ્યક હતુ. કેટલાંકમાં સાર આપવાની સાથે વચમાં વચમાં ગુણદોષ પણ બતાવતા જાય છે. અને સૂચનાઓ પણ કરતા જાય છે. કરસનદાસ મૂળજીના તથા દુર્ગારામ મહેતાજીના જીવનચરિત્રમા જીવનકથા કેવી હોવી જોઈએ એ વિષે સૂચનાઓ આપવા ઉપરાંત પુસ્તકના સારમાં પોતાના તરફથી બીજી હકીકત પણ ઉમેરી છે અને સાર એટલો સરસ રીતે આપ્યો છે કે મૂળ પુસ્તક વાંચવા જેટલો સંતોષ

-થાય. 'બાળલગ્ન અને અને બળાત્કારનું વૈધવ્ય' એ મિ. મલબારીના ચોપનિયાનો સાર સુંદર રીતે આપતાં પોતાનો ગંભીર અને દીર્ઘદર્શી અભિપ્રાય પણ પ્રગટ કરી દે છે કે, 'અમને જાતને જ સરકારી મદદ પ્રગટ કે પરોક્ષ કોઈ પણ રીતે પસંદ નથી. . . . સ્વરાજ્યની માગણીના આ કાળમાં આપણે સરકારને જઈને કહેવું કે તમારી કે તમારા અમલદારોની સહાયતા વિના અમે અમારાં છોકરાં પણ ઘટે તેમ પરણાવવાને શક્તિમાન નથી, એ અમને તો પોતાના હાથપગ પોતાને હાથે જ કાપવા જેવું દેખાય છે."

નવલરામની દૃષ્ટિ દોષ જોવા કરતાં એકંદરે ગુણ જોવા તરફ જ વધારે હતી છતાં જ્યાં તેઓ પરીક્ષા કરવા જ બેસે છે ત્યાં ગુણ અને દોષ બન્ને બેધડક દર્શાવવાનું ચૂકતા નથી. જ્યાં એમને એમ લાગ્યુ છે કે, સારા અને સમર્થ લેખકો ભૂલ કરે છે ત્યાં એમના ઉપર સબળ પ્રહાર કર્યા છે. અને દોષદર્શન પણ સારી પેઠે કરાવ્યું છે. શ્રી. છોટાલાલ સેવકરામનો 'ગૂજરાતી શબ્દમૂળ દર્શક કોષ' અને શ્રી. હરગોવિંદદાસ કાંટાવાળાનું 'અંધેરી નગરીનો ગર્ધવસેન' એ ગ્રન્થો ઉપરનાં વિવેચન આવાં છે. 'કાન્તા' નાટકના વિવેચનમાં નાટકકારની શુદ્ધ, સંસ્કારી રસજ્ઞતા જોઈ પ્રસન્નતા દર્શાવી છે, સ્વાનુભવી કવિતા અને સર્વાનુભવી કવિતાના સ્વરૂપની ચર્ચા કરી છે, નાટકમાંનાં કેટલાંક સુંદર કાવ્યોના રસનું પણ પાન કરાવ્યું છે પરંતુ તેની સાથે નાટકમાં રહેલા દોષ પણ વિગતવાર બતાવ્યા છે. 'સુબોધચિંતામણિ' ઉપરનું વિવેચન પણ એ જ પ્રકારનું છે. એ ગ્રન્થ તો અત્યારે ભુલાઈ પણ ગયો છે પણ નવલરામભાઈનું એના ઉપરનું વિવેચન ગુજરાતી સાહિત્યમાં અમર રહી જશે. એમાં પ્રથમ તો પોતાનું વિવેચનનું ધોરણ જણાવે છે કે: 'જે થોડાં પુસ્તક ઉત્તમ પ્રતિનાં માલૂમ પડે તેને જ વિસ્તીર્ણ વિવેચન માટે રહેવા દેવાં.' 'કાન્તા નાટકના વિવેચનમાં અમે તેના ઘણાક દોષ વિસ્તારથી સમજાવ્યા છે, પણ તે જ ઉપરથી સમજવાનું એ છે કે એ ઉત્તમ પ્રતિનું નાટક છે.' 'વિવેચનયોગ્ય અમે ગણ્યું એ જ તેના ઉત્તમપણાની સાબિતી છે. પછીથી તે ઉત્તમ વર્ગનાં પુસ્તક જોડે સરખાવાય છે, અને તદનુસાર તેની

તુલના થાય છે, અને તે તુલનામાં તે દોષિત ઠરે તોપણ જેને તે તુલના જ શોભતી નથી તેના કરતાં તે સારું જ હોવું જોઈએ.' પછી તે જમાનાના નવલોહિયા નિશાળ છોડીને તુર્ત જ બહાર પડેલા જુવાનિયાઓના ઉચ્છૃંખલ અને અભિમાનમસ્ત સુધારાના સ્વરૂપનું વર્ણન કરે છે. પછી પોતાના પક્ષને બળ અને જુસ્સો આપનારા એકપક્ષી ગ્રન્થો તથા પ્રતિપક્ષી ઉપર પણ અસર કરી શકે એવા પક્ષાપક્ષથી પર એવા સિદ્ધાન્તીઓના ગર્વપક્ષી ગ્રન્થો એ બે વચ્ચેનો ભેદ બહુ સૂક્ષ્મતાથી દર્શાવે છે. પછી ગરબીઓમાં પણ પિંગળ નિયમ હોય છે અને એ નિયમે જ તે લખાવી જોઈએ એ મતનું સમર્થન કરે છે. ત્યાર પછી શૈલીના વિવેચનમાં ઊતરે છે. દલપતશાળા અને નર્મદશાળાથી ભિન્ન એવાં 'નિર્દભ અર્થલક્ષીપણું અને પારદર્શક સ્પષ્ટવક્તા વાણી એ નવલશાળાનાં જે ખાસ લક્ષણો' તે ગણાવી સર્વાગ્ર દૃષ્ટિવાળી શૈલી (diffused style) અને સંક્ષિપ્ત અથવા એકાગ્ર શૈલી* (concise style)ના ભેદ દર્શાવી આત્મશ્લાઘાનો આક્ષેપ વહોરી લઈને પણ બીજીને વધારે ઊંચી ગણે છે. આ વિવેચન એ રીતે પણ સરસ છે કે, "એમા ગ્રંથકારને સખત ટીકાના આઘાત મારવામાં જેમ કસર રાખી નથી તેમ બીજે પક્ષે એમાંના ગુણોનું પ્રદર્શન પણ પૂર્ણતાથી કર્યું છે. વાણીમાં ગ્રામ્યતાને પ્રવેશ આપવા માટે તેમજ સુધારાનો અને નીતિબોધક કવિ તો એકલો હું જ હાલ મહુવામાં પહેલવહેલો જ ઊગ્યો ઇત્યાદિ "ઉછંકળ હુંપદ" માટે એ કવિની જોરદાર શબ્દોમાં ખબર લીધી છે અને તે યોગ્ય જ કર્યું છે — પણ તે સાથે પોતાના વિચાર જુસ્સા સાથે નિર્ભયતાથી દર્શાવવા માટે એને તેટલો જ ઉચિત ધન્યવાદ આપ્યો ." (મનોમુકુર પા. ૩૩૮–૩૯) આ વિવેચનની ખૂબી સમજવા માટે એ આખું જ વાંચવા જેવું છે.

---

* "લખાણ કરતાં તેઓ શબ્દો તોલીને મૂકતા. એક શબ્દ પૂરેપૂરો અર્થવ્યચ્છેદ ન લાગે તો છેકીને બીજો મૂકે. એમ પાંચ પાંચ છ છ વાર શબ્દો બદલ્યાના દાખલા એમના મૂળ લખાણમાં મેં જોયા છે. થોડામાં ઘણું કહેવાની એમને હોંશ હતી." — જીવનસંસ્મરણો — શ્રી. ડાહ્યાભાઈ દેરાસરી.

હવે કેટલાંક નાનાં વિવેચનોની નોંધ લઈશું. 'ધર્મપુર વર્ણન' નામની ચોપડીને 'એક કવિતાનું ચીથરું' કહી તેનો લેખક, જેણે આ ચોપડી માટે પાંચ અને સાત રૂપિયાની ભેટ ઉઘરાવી તેને કહે છે કે 'આવું કરવા કરતાં તો બકાલું. કે વિદ્યાર્થીના આશીર્વાદ જ કરી પેટ ભરવાની મહેનત કરવી એ વધારે આબરૂદાર ગણાય.' 'વાર્તિક સદ્બોધરાજ' નામના ચોપાનિયામાં ભાષાનો મિથ્યા આડંબર જોઈ કહે છે કે, "કાદમ્બરીનું ભાષાન્તર પ્રસિદ્ધ થવાથી ગુજરાતી ભાષા ઉપર માઠી અસર થવાની દહેશત જે અમે પ્રથમ સૂચવેલી તે હાલ ખરી પડતી જણાય છે. આડંબર શૈલી જ અર્ધભણ્યાને મોહ પમાડે છે,—" તેમાં એક પવિત્ર પ્રમદા નામના પ્રકરણમાં 'કેટલીક અધભણી, છકેલ ને ટચાક સ્ત્રીઓનો બકવાદ આવે છે અને જાણે સ્ત્રીઓને ભણાવવા ગણાવવાથી તેઓ એવી જ નીવડે, સ્ત્રીઓને સ્વતંત્રતા હોય નહિ એમ સમજાવવાનો હેતુ જણાય છે તેની બરાબર ખબર લીધી છે. અને વિસ્તારથી ખબર લેવાનું કારણ એ જણાવ્યુ છે કે, તેથી કરીને એ ચોપાનિયુ સુધરીને સારું થાય. સુબોધચન્દ્રિકાના લેખકને શિખામણ આપે છે કે, "ભાઈ, નમ્રતા રાખો, અભ્યાસ વધારો, શબ્દના સૌન્દર્ય કરતાં અર્થના સૌન્દર્ય ઉપર વધારે લક્ષ આપો અને એમ કરશો ત્યારે જ તમારામાં કેટલીક સ્વાભાવિક શક્તિ છે તે ફળદ્રુપ થશે. તડાકા મારવાથી પર્યંતે જશ નથી" 'દુષ્ટ ભાર્યાદુઃખદર્શક'ના લેખકને તો એથીયે આગળ વધી કહે છે કે, "ભાઈ લલ્લુને અમારી તો ભલામણ એ છે કે હાલ કેટલાક વખત સુધી નાટક ફાટક લખવાનું ચેટક મૂકી દઈ છૂટક કવિતા બનાવવામાં જ મંડયા રહેવું, કેમકે એ તરફ એનું વલણ ઠીક છે અને તેમાં જશ મેળવી શકવાનો સંભવ છે." ઊગતા લેખકોને આમ વાત્સલ્યભાવથી શિખામણ આપવાનો તેમ જ સુબોધચિંતામણિના લેખક "મહુવાના એ તરુણ મિત્ર માત્ર ૨૩-૨૪ વર્ષની જ ઉંમરના અને મધ્યમ કેળવણી પામેલા વણિક વલ્લભદાસ પોપટ શેઠને જાહેર રીતે કવિ પદ" આપવાનો અધિકાર નવલરામભાઈ સિવાય બીજા કોઈ

વિવચકે ગુજરાતમાં ભોગવ્યો નથી. નરસિંહરાવભાઈ કહે છે કે, 'આ વચનથી તે કાળે પણ કેટલાકને હાસ સાથે શંકા થતી હતી કે આમ કવિપદ આપવાનો અધિકાર શાળાપત્રના તંત્રી નવલરામને કોણે આપ્યો હશે? તેમ જ આ પદ્યસંગ્રહમાં એવું કવિત્વ શું દીઠું હશે?—પરંતુ નવલરામભાઈનામાં હુંપદ એવું હતું જ નહિ; અને એ સમયમાં વિવેચકનું ભારે જવાબદારીનું કાર્ય નવલરામભાઈ સિવાય બીજું કોઈ કરતું નહિ, કરવાને કોઈ સમર્થ હતા નહિ,—તો આ વચન કાંઈક ક્ષમ્ય ગણાશે'' મને લાગે છે કે આ વચનો ક્ષમ્ય ગણવાને બદલે જે સાત્ત્વિક, તટસ્થ અને સાહિત્યનિષ્ટ વૃત્તિથી તેઓ વિવેચન કરતા તે જોતાં એ વચનો વાપરવાનો તેમનો અધિકાર તે વખતે સ્વીકારાતો અને આપણે પણ સ્વીકારવો જોઈએ. એવા અધિકાર કોઈના આપ્યા અપાતા નથી, જે એવા અધિકારને યોગ્ય હોય છે તેમની એ યોગ્યતા વણમાગી અને વણઆપી સર્વમાન્ય થાય છે.

## અંગ્રેજ લોકનો ઇતિહાસ

અહીં ઈ. સ. ૧૮૮૦માં શરૂ કરેલા અંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસની નોંધ લેવી જોઈએ. તેનાં પ્રકરણો શાળાપત્રમાં પ્રગટ થતાં. વચમાં વચમાં પડેલા લાંબા ગાળા સાથે છેક ૧૮૮૭ના માર્ચ સુધી એ લખાણ ચાલ્યુ છે, અને તેમ છતાં પુસ્તક તો અધૂરું જ રહી ગયું છે. ગુજરાતી સાહિત્ય ભંડોળ કમિટી તરફથી પ્રો. બલવંતરાય ઠાકોરે તેનુ સંપાદન કર્યું છે. 'એ પુસ્તક પણ શાળોપયોગી છે.' એટલા ટૂંકા ઉલ્લેખ સાથે ગોવર્ધનરામભાઈ તેને ઊંચું મૂકે છે પણ એમ ઊંચું મૂકવા જેવું એ નથી. નીચેનાં વચનોમાં પ્રો. બળવંતરાયે તેનું યોગ્ય મૂલ્યાંકન કર્યું છે. ''નવલરામભાઈની સંક્ષિપ્ત એકાગ્ર શૈલી જેવી એમના અકબર–બીરબલમાં અને કવિજીવનમાં વિલસે છે. તેવી જ તે એમની આ કૃતિપ્રસાદીમાં વિલસે છે. પ્રૌઢીની સાથે સરલતા, રસપ્રવાહની સાથે વિચારવહાટ, સંગીન શાસ્ત્રીયતાની સાથે પારદર્શક સ્પષ્ટતા, તરંગલીલાની સાથે વિવેક, તીક્ષ્ણ તળપદા શબ્દો, ટૂંકાં દાંડ વગરનાં વહેતાં વાક્યોની લક્ષ્યવેધી કલમો, વચ્ચે વચ્ચે ઝળકી

આખી કલમને તેજોમય કરતો પ્રસાદ, સમતોલ પ્રમાણુસર પણ ત્વરિત ગતિ, ઊંડી છાપ પાડવાનું અતર્ક્ય સામર્થ્ય, મધુર લીલામય પણ ગદ્યને છાજતો ગંભીર વિવિધ સ્વરસંવાદ, વગેરે નવલશૈલીના મોહક સ્થાયી ગુણો આ વર્ણનાત્મક, વિવેચનાત્મક નિશ્ચિત વસ્તુવાળી અને સંક્ષિપ્ત કૃતિમાં શાંતોજ્જ્વલ વિકાસ પામેલા છે. આવું પુસ્તક ગુજરાતી ભાષાની શક્તિ અને સુંદરતાના ભોગીને વાંચવાને માટે તેની આંખ આગળ ધરવું એ જ બસ છે. અને આ પુસ્તક શાળાના વિદ્યાર્થીઓના હાથમાં મૂકવું એ તેમનામાં ગુજરાતી ગદ્યની શક્તિ અને સુંદરતાની કદર જગાડવાનો સહેલો રાજમાર્ગ છે."

## કવિજીવન

ઈ. સ. ૧૮૮૬–૮૭માં મહીપતરામ પેન્શન લેવાના છે એવી વાત સાંભળી નવલરામ એક પાસથી તેમની જગાએ જવાનો લોભ રાખે છે અને બીજી પાસથી પેન્શનનો વિચાર પણ કરે છે. પણ તેમને દૈવની ઇચ્છાની ખબર નહતી. વળી આ અરસામાં એક બીજો બનાવ બન્યો. જેણે પ્રેમશૌર્યનાં ગાનથી ભરેલી કવિતાથી, છટાદાર ગદ્યલેખોથી, તીખાં ભાષણોથી, ઉજ્જવળ દેશાભિમાન, અડગ ધૈર્ય, નિઃસીમ ઉત્સાહ, અખંડ પુરુષાર્થ અને અદ્ભુત સ્વાર્પણથી 'ગરવી ગુજરાત'માં છેલ્લાં ચાળીશ વર્ષથી અનેક રંગો પૂર્યા હતા તે નર્મદ ચાલ્યો ગયો. પોતાના વીર મિત્રની જીવનકથા લખી શ્રદ્ધાંજલિ આપવાનું નવલરામને માથે આવ્યું. કવિએ પોતે જ લગભગ પચીશ વર્ષ ઉપર આ કામ નવલરામને ભાળવી મૂક્યું હતું. ૧૮૬૬–૬૭ સુધીનું વૃત્ત તો કવિએ જાતે લખી છપાવી રાખ્યું હતું બીજી હકીકત મેળવીને તથા પોતાના અંગત અનુભવ અને જ્ઞાન ઉપરથી તેમાં ઉમેરો કરીને નવલરામભાઈએ કવિજીવન લખ્યું. પોતાના જૂના મિત્રની જીવનકથા એ નવલરામના જીવનનું પણ છેલ્લું મોટું લખાણ થયું. પાકી અવસ્થામાં પ્રેમભાવથી લખેલું આ જીવન, એ જીવનકથાના નાયક તેમ જ લેખક બન્ને પ્રત્યે આદરભાવ ઉત્પન્ન કરે છે. સ્વ. નરસિંહરાવ કહે છે કે 'કવિ નર્મદનું જીવન નવલરામભાઈએ

લખ્યુ છે હેને જો ગોવર્ધનભાઈએ ઊચું સ્થાન, ( અકબર બીરબલ વાળા ચાતુર્યયુક્ત લેખને બદલે, ) આપ્યું હોત તો યોગ્ય તુલના કરી ગણાત. એ જીવનના લેખમાં ગંભીર વિચાર, જનસ્વભાવનું ઊંડું અવલોકન, નર્મદના બુદ્ધિ, સ્વભાવ, ઇત્યાદિની નિષ્પક્ષપાત તુલના, દેશકાલાદિકની સ્થિતિનું સમગ્ર દર્શન કરવાની શક્તિ, વગેરે હેવા મોટા ગુણો પ્રગટ થાય છે, અને એ વિચારોને અનુરૂપ સાદી પણ ગંભીર ભાષાશૈલીનો આદર હેવો થયો છે કે એ લેખને નવલરામનાં ઉત્તમ લખાણોમાં બહુ ઊંચી પદવી આપી શકાશે." ( મનોમુકુર પા. ૩૨૧–૨૨ )

## સાહિત્યપ્રવૃત્તિનું ધ્યેય — લોકકેળવણી

તેમના બધા જ પરચૂરણ લેખોની સમાલોચના કરવી અહીં શક્ય નથી. પણ છેક ૧૮૮૮ માં લખેલા 'સ્વભાષાના અભ્યાસનું અગત્ય' તથા ૧૮૮૩ માં લખેલા 'સંસ્કૃતમય ગુજરાતી' એ લેખોની નોંધ તો લેવી જ જોઈએ. યુનિવર્સિટીઓમા દેશી ભાષાઓને સ્થાન ન હોવા સામે પહેલા લેખમાં જબરો પુકાર ઉઠાવ્યો છે. એ લેખમાં છેક ૧૮૭૨ માં એક પ્રસંગે પ્રગટ કરેલા પોતાના વિચારો ટાંક્યા છે તે આજે પણ, ભલે કાંઈક ઓછા પ્રમાણમાં, છતાં લાગુ તો પડે જ છે. "દેશના આટલા બધા પૈસા ખર્ચીને જે માણસોને સરકાર ભણાવે છે તેઓ જો આખરે પોતાના દેશી ભાઈઓને આ રીતે મેળવેલા જ્ઞાનનો કાંઈએ લાભ આપવાને અશક્તિમાન અને નારાજ માલૂમ પડે, તો અમે કહીએ છીએ કે તે અમુક માણસોના લાભ સિવાય દેશને તે પૈસા કાંઈ પણ કામે આવ્યા નહિ. દેશી ભાષાને બરાબર જાણનારા અને (નેમ હોય ત્યારે) તેનો સ્વાભાવિક રીતે જ શોખ રાખનારા વિદ્વાનો જ્યાં લગી આપણી યુનિવર્સિટી પેદા કરતી નથી ત્યાં સુધી તે દેશને થોડાં જ લાભ કરે છે." વળી ઉદ્‌ગાર કાઢે છે; "અહા! હાલ જેવી ઊંચી કેળવણી આટલા બધા તરુણો લે છે, તેવી જો સ્વભાષાની જ મારફતે અપાતી હોય, તો આપણો દેશ વિદ્યાદિ સર્વ બાબતોમા કેટલી બધી સુધારણાને પામ્યો હોત! એનો જ્યારે કાંઈ તર્ક કરીએ છીએ, ત્યારે અમારો આત્મા છેક

છિન્નભિન્ન થઈ જાય છે, અને વખતે એવો નિર્વીર્ય વિચાર પણ બળવત્તર થઈ પડે છે કે જ્યાં સુધી સ્વભાષાએ પોતાનો એ સ્વાભાવિક હક્ક સંપાદન કર્યો નથી, ત્યાં સુધી તે દ્વારા જે વિશેષ પ્રયત્નો વિદ્યાવૃદ્ધિના કરવા તે નિષ્ફળ જ છે।" આ વચનો તો છેક ૧૮૮૮ માં ઉચ્ચારાયેલાં. આજે આટઆટલી લડત પછી આપણી યુનિવર્સિટીમાં સ્વભાષાના અભ્યાસને કાંઈક સ્થાન મળ્યું છે પણ બધી કેળવણી સ્વભાષાની જ મારફતે આપવાનું તો એને ક્યારે સૂઝશે તે કહી શકાતું નથી.

સંસ્કૃતમય ગુજરાતી વાળા લેખમાં નવા ગ્રેજ્યુએટો તરફથી તે વખતે લખાવા માંડેલી ભાષા, જેને નવલરામે **અંગ્રેજી–સંસ્કૃતી–ગુજરાતી** ભાષા કહી છે તેની સામે ગંભીર ચેતવણી છે. એટલી સચોટ ચેતવણી આપ્યા છતાં તેની પૂરતી અસર ન જ થઈ. અને જે ગુજરાતી ગદ્યશૈલી નર્મદાશંકર તથા નવલરામે શરૂ કરી તે તેમની સાથે અટકી. ત્યાર પછી પ્રસિદ્ધિ પામેલા લેખકોની વિદ્વત્તા વિષે કશું કહેવાનું નથી પણ તેમણે ભાષા એવી વાપરવા માંડી અને વિષયો પણ એવા લીધા કે એ સમજનારા અંગ્રેજી ભણેલાઓની જુદી ન્યાત પડી ગઈ અને સાધારણ જનતા સાક્ષરોની વિદ્વતા તથા જ્ઞાનના લાભથી વંચિત રહી. એમાં ભાષા ઉપરાંત વૃત્તિનું કારણ પણ અમુક અંશે ગણવું જોઈએ. વિદ્યાવિલાસરત રહેવું અને પોતાના જ વર્ગના ગણ્યાગાંઠ્યા લોકો સમજી શકે એવું લખવું એવો કાળ નવલરામભાઈ પછી છેક ૧૯૨૦ સુધી — ગાંધીજીએ લોકસેવા માટે સાહિત્યના સાધનનો ઉપયોગ કરવા માંડ્યો ત્યાં સુધી — લગભગ ૩૦-૩૨ વર્ષનો ગયો. તેમાં મણિલાલ નભુભાઈ, અંબાલાલ સાકરલાલ, સર રમણભાઈ, વગેરે જેવા કેટલાક અપવાદરૂપ લેખકો બાદ કરતાં બીજા લેખકો આમવર્ગથી અળગા જ પડી ગયા.

બાકી નર્મદાશંકરે પાંત્રીશ વર્ષ અને નવલરામે લગભગ પચીશ વર્ષ જે અખંડ સાહિત્યપ્રવૃત્તિ ચલાવી છે તે બંનેમાં એક વૃત્તિ ખાસ ધ્યાન ખેંચે છે કે સંસ્કૃતમાંથી કે અંગ્રેજીમાંથી જે કાંઈ જ્ઞાન તેમને મળ્યુ અથવા પોતાના અનુભવમાથી જે નવા વિચારો તેમને સૂઝ્યા તેનો લાભ પોતાના દેશબંધુઓને આપવા અને એ

રીતે તેમને માર્ગદર્શક થવા તેમણે ચીવટપૂર્વક પ્રયત્ન કર્યો છે. નર્મગદ્ય તો સાધારણ વાંચતાં આવડતું હોય તેવાને માટે સામાન્ય જ્ઞાનનું પુસ્તક હોય એવું જ લાગે છે. તે જ પ્રમાણે નવલગ્રન્થાવલિનો ત્રીજો અને ચોથો ભાગ પ્રાથમિક શાળાના શિક્ષકો તથા સામાન્ય વાચકોને ઉપયોગી થવા માટે ખંતપૂર્વક કરેલા નવલરામભાઈના પ્રયત્નના પુરાવારૂપ છે. ૧૮૭૦ થી ૧૮૮૮ સુધીની શાળાપત્રની ફાઈલો જોતાં નવલગ્રન્થાવલિના ચાર ભાગમાં નથી લઈ શકાયા એવા તેમના પ્રાસંગિક અને બીજા લેખોમાં નવલરામભાઈની દેશદાઝ અને પોતાથી ઓછી જ્ઞાનસંપત્તિવાળા પોતાના શિક્ષક બંધુઓને મદદરૂપ થવાની ધગશ જોઈ એ વિદ્વાન પ્રત્યે માથું નમ્યા વિના રહેતું નથી. પોતાની બધી જ સાહિત્યપ્રવૃત્તિ પંડિતમાં ખપવા માટે નહિ પણ જે ધંધામાં પોતે પડ્યા હતા તેને દીપાવવા માટે અને કેવળ શિક્ષકો તથા લેખકોને જ નહિ પણ આખા જનસમાજને એક પ્રકારની કેળવણી આપવાને અર્થે તેમણે કરી છે. આ વસ્તુ ધ્યાનમાં રાખીએ તો આપણે સાહિત્ય દ્વારા તેમણે કરેલી લોકસેવાની કદર સારી રીતે કરી શકીએ.

## અન્તકાળ

હવે તેમના અન્તકાળનું વર્ણન આપવાનું રહે છે. તે ગોવર્ધનરામભાઈના જ શબ્દોમાં કાંઈક ટૂંકાવીને આપીશું.

આમ કરતાં કરતાં ૧૮૮૮ની સાલ આવે છે. કવિની જીવનકથા લખનારનું જીવન પૂરું થવા આવે છે. ઉત્તરાવસ્થા બેઠી હતી તે પણ ચાલી જાય છે, અને ધીમે ધીમે યમરાજનાં ઉગ્ર પગલાંના ધબકારા સંભળાય છે. ઉદ્યોગી મન ઉદ્યોગ મૂકતું નથી, પ્રવૃત્તિમાં વળી વળી પડવાના ફુદકારા મારે છે, પણ નિવૃત્તિ ઘોળાવાળની પેઠે વણતેડી માથે ચડી બેસે છે. પેન્શનની અરજ કર્યા છતાં અરજ મંજૂર થતા સુધી જીવનની દોરી ટકી નહિ.

શરીરે કહ્યું કર્યું નહિ, રજા લેઈ એક બે માસ રાજકોટમાં કાળ ગાળ્યો. વધારે રજા લેઈ માર્ચ એપ્રિલમાં સુરત આવ્યા. ત્યાંથી ડુમસ ગયા, અને ચોમાસામાં પાછા ડુમસથી સુરત આવ્યા.

નવલરામનું શરીર નાની વયથી જ કંઈક રોગીલું તો હતું. જન્મમાં બે ચાર વાર કંઈ ને કંઈ મહારોગ થયેલા અને તેમાંથી બચેલા. પણ રાજકોટ નોકરી થયા પછી શરીર વધારે કથળ્યું. તેમાં એમની કેટલીક ટેવો એવી હતી કે પ્રકૃતિને બગાડે. રાત્રે જાગવું, સવારે ઊંઘવું, નવ વાગ્યે દાતણ કરી લોટો ભરી પાણી પી જવું, ઇત્યાદિ એમને એવી ટેવો હતી કે જે સાધારણ રીતે શરીરને હાનિકારક ગણાય છે. રાજકોટ છોડી સુરત ગયા ત્યારે શરીર અસ્વસ્થ હતું ખરું, પણ કોઈને ભય લાગ્યુ ન હતું. પણ સુરત ગયા પછી પેટ ફૂલ્યું અને જળંધરનો રોગ કહેવાયો. છેલ્લે દિવસે પુષ્કળ લોહી મુખમાંથી પડ્યુ. ડાક્ટર વૈદ્યોએ મનુષ્ય-પ્રયત્ન કરી આખરે હાથ હેઠળ મૂક્યા. જ્યારે નવલરામના મનમાં લાગ્યું કે હવે આજકાલમાં અંતકાળ નક્કી છે, ત્યારે પોતાના પિતાને પાસે બોલાવ્યા, અને પોતાના મરણ પછી પુત્ર તથા સ્ત્રી સાથે કદાચ અણબનાવ થતાં આ વૃદ્ધ પિતાને પરતંત્રપણું ભોગવવું ન પડે એ હેતુથી પાંચ હજાર રૂપિયાની સરકારી નોટો રાખી મૂકી હતી તે દુઃખી ડોસાના હાથમાં મુકતાં ગદ્દગદ કંઠે કહ્યું, “પિતાજી, જે વખતે આપણા લોકમાં હાલના જેવી કેળવણીની બૂજ હતી નહિ તેવે સમયે તમારી ટૂંકી રોજીમાંથી કરકસર કરી મને પૂરો વિદ્યાભ્યાસ કરાવવા ખરચ કર્યો તો હું બે અક્ષર ભણ્યો અને કંઈક વિદ્વાનમાં ખપ્યો તેનો બદલો મારાથી વાળી શકાય એમ નથી, એમ છતાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી આ હું તમને આપું છું તે સ્વીકારી મને આશીર્વાદ દ્યો કે મારા આત્માનું કલ્યાણ થાય” આમ કહેતાની સાથે નવલરામ હૃદયફાટ રોઈ પડ્યા, અને તેમના પિતાનું પણ હૃદય ભરાઈ આવ્યું, અને એથી સંબંધીઓએ એમને આઘા લીધા. પછી પુત્રીને બોલાવી કહ્યું કે બહેન તુ ડાહી છે—તેં કદી વાંક કર્યો નથી—પણ તારી માએ મારા મંદવાડમાં મારી માવજત કરી છે તે તું સરત રાખજે અને તારા ધણીને કંઈ પણ દુઃખ થાય એવું બોલીશ કે કરીશ નહિ. પુત્રને પણ બોલાવી કહ્યું કે ભાઈ, તારે નોકરી ન કરવી પડે એટલો સંચય તો હું કરી જાઉ છું માટે તેનો સારો ઉપયોગ કરજે, કમાવાની ઉતાવળ કરીશ નહિ, પણ પૂરું ભણી વિદ્વાન

થજે અને સારી સોબતમાં રહેજે આ પ્રમાણે મરવાની તૈયારી કરી, પણ તે દિવસે કંઈ થયું નહિ. રાત ગઈ, બીજો દિવસ ઊગ્યો, શરીર કંઈ સ્વસ્થ દેખાયું અને સઉને કંઈક આશા પડી. બીજો દિવસ પણ ઠીક ગયો. પણ ત્રીજે દિવસે પાછી સુસ્તી લાગવા માંડી, બપોરે પાછું લોહી પડ્યું, સહુ ગભરાયાં. ને ડાક્તર પ્રાતઃકાળે આવ્યો હતો છતાં બીજી વાર બોલાવ્યો ડાક્તરે કહ્યું "બીજી વાર કેમ બોલાવ્યો?" નવલરામ કહે "તમારી છેલ્લી મુલાકાત લેવાને વાસ્તે." ડાક્તર, ધીરજ આપી ઔષધ આપી, પાછો ગયો; રાત્રિ પડી, સૂવાનો વખત થયો એટલે "મારે શરીરે ઠીક છે" કહી બહારનાં સગાંઓને વિદાય કરી દીધાં. પછી એમના મિત્ર અને જમાઈ નરભેરામને એકાંતમાં બોલાવી તેમને કહ્યું કે હવે મારો અંતકાળ નક્કી આવ્યો છે, છેલ્લે સુધી મારું ભાન કાયમ રહેશે, અને દેવાતા થતા સુધી મારે શાંત રહેવાની ઇચ્છા છે જો કોઈ પણ રોવા કૂટવાનો ગરબડાટ મારી પાસે કરશે અથવા જરી પણ બોલશે તો મારા ઈશ્વર સ્મરણમાં ભંગ પડશે અને મારી આખરની વખતે મારે મારા ઈશ્વર પ્રત્યે જે ધર્મ બજાવી લેવાનો તેમાં હું ચૂકી જઈશ—માટે મારા રક્ષણને અર્થે તમારે અહીં ઊભા રહેવું—એટલું મારુ છેલ્લું કામ મિત્રભાવે કરવું એ માગી લેઉં છું—મારો આત્મા આ દેહ છોડી એને માર્ગે પડ્યો એવી તમારી ખાતરી થાય ત્યારે મરજી પડે તે પ્રમાણે કરજો. આ વાત નરભેરામે સ્વીકારી અને તે પ્રમાણે કરવા ઘરમાં આજ્ઞા આપી દીધી. તે સાંભળતાં નવલરામનાં પત્ની મણિગૌરીએ તરત રોવા માંડ્યું, શરીર પરથી અલંકાર દૂર કહાડી નાંખ્યા, અને પતિની શૈયા પાસે જઈ બેઠાં. એ દિવસ ઉપર વાત કરી હતી તેમ પાછી ફરી સૌની પાસે છેલવેલી વાતો કરી લીધી, પોતાનો કાંઈ અપરાધ થયો હોય તો તે માટે ક્ષમા માગી, અને સૌને પલંગ આગળ ઊભેલાં જોઈ બોલ્યા કે "કોઈને કાંઈ કહેવું છે"—સર્વની આંખમાં આંસુ આવ્યાં અને કોઈ બોલ્યું નહિ એટલે પોતે બોલ્યા "હવે હું પરવારી ચૂક્યો. ચાલો હવે ઈશ્વર-સ્મરણ કરીએ;—નરભેરામ, Now be on your guard—સચ્ચિદાનંદ! દીનબંધુ! દીનાનાથ! આ

પ્રમાણે બોલતાં બોલતાં રહી જઈ, અંતરમાં પ્રાર્થના કરવા માંડી, અને અંતે બોલી ઊઠ્યા કે, "આનંદ! આનંદ! આથી તે વળી બીજો કિયો આનંદ? હે પ્રભુ! તું જાણે છે કે મેં મારા જન્મપર્યંત કંઈ પણ એવું કામ નથી કર્યું કે હું તારી કૃપાને પાત્ર ન થાઉં—માટે, ઓ પ્રભુ, આ મારો હાથ પકડ!" વળી એક બે વાર મનમાં સ્તવન કર્યું. અને પાછા આના આ શબ્દો મોઢેથી ઉચ્ચાર્યા. એ સ્તવનમાં ને સ્તવનમાં જમણો હાથ ઊંચો થયો અને પાછો પડ્યો તેની સાથે ત્રણ આચકા આવ્યા, અને દેહના બંધ છોડી છૂટનાર અદશ્ય થઈ ગયો. વિદેહ પતિની આજ્ઞાને અનુસરનારી મણિગૌરીએ રોવા કૂટવાનું બંધ રાખી એ દશ દિવસ ગીતા વંચાવી. સંબંધી, મિત્રો, ઓળખનાર સર્વ સ્નેહના પ્રમાણમાં દુઃખી થયાં. મરનારના વિદ્યાર્થીઓએ ગુપ્ત અને પ્રસિદ્ધ શોક કર્યો. કવિઓના ગુણમધુકરની પાછળ કવિઓ કવિતામાં રોયા અને વૃદ્ધ દલપતરામે કવિતા–અંગુલી શોક–વીણા ઉપર ફેરવી. ગુજરાતી વર્તમાનપત્રોએ ખેદ સાથે આ બનાવ નોંધ્યો. નવલરામ આ સંસારમાં કથાશેષ — કીર્તિશેષ — ગ્રંથશેષ — થઈ ગયા; એમનું શરીર હતું ન હતું થઈ ગયું. સંવત ૧૯૪૪ના આષાઢ વદની અમાવાસ્યા એટલે સને ૧૮૮૮ના ઓગસ્ટની સાતમી તારીખે મંગળવારે મધ્યરાત્રે આ બનાવ બન્યો.

જૂના હોલકરો વીશે કહેવાતું કે તેમનું રાજ્ય તેમના ઘોડાના પલાણ ઉપર હતું, તેમજ નવલરામનું જીવન તેમના મગજમાં અને હૃદયમાં હતું. વાંચવું, વિચારવું, અને લખવું: એ ત્રણ ક્રિયાઓ, સમુદ્રમાં નિરંતર પાણી ઊછળે છે એમ તેમના જીવનમાં ઊછળતી હતી. વેદાંતના સંપ્રદાય પ્રમાણે વેદાંત તેઓ ભણ્યા ન હતા, પણ જે વેદાંત તેઓ સમજતા હતા તે એમને શુદ્ધ રાખવાને સમર્થ હતું, એમનું મરણ, એના જેવું મરણ પામવાનો બીજાઓને અભિલાષ કરાવે એવું સુંદર હતું.

તેઓ વેદાન્તી હતા કે ભક્તિમાર્ગી એ વિષે ગોવર્ધનરામે તથા નરસિંહરાવે ઠીક ઠીક ચર્ચા કરી છે, તેમાં ન ઊતરતાં આપણે એટલું સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે તેઓ પ્રવૃત્તિના ઉપાસક હતા, અને એ પ્રવૃત્તિ પરમાર્થે—દેશના કલ્યાણને અર્થે

તેમણે કહેલો છે. એ રીતે તેમણે આ યુગનો ધર્મ બરાબર પાળ્યો છે. એમના નિષ્કલંક જીવનમાં પ્રથમથી છેલ્લે સુધી અહોનિશ ઉદ્યોગ-તપ તપાયું છે. એ તપનું ફળ પરમાર્થ સિવાય બીજું એમણે ઇચ્છ્યું નથી. જેટલું ધન્ય તેમનું જીવન હતું તેટલું જ ધન્ય મરણ તેઓ પામ્યા. એમનું જીવન તેમ જ મરણ બન્ને આપણને બોધપ્રદ છે.

# અનુક્રમણિકા



## ખંડ ૧ લો

## સાહિત્ય વિવેચન

## ખંડ ૨ જો

## ભાષા અને જોડણી

## ખંડ ૩ જો

## પ્રકીર્ણ



## ખંડ ૪ થો

## દોહન



બેઠેલા. (૧) નવલગમભાઈ (૨) તેમના પુત્ર, ધીમતરામ (૩) નવલ-
રામભાઈના પત્ની, મણિગૌરી (૪) મણિગૌરીના ભાઈ, છગનલાલ
ઊભેલાં: કારકુન તથા નોકર

# કરણઘેલો *

કરણઘેલો અથવા ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા એ નામની એક વાર્તા આપણી ભાષામાં છપાઈને કેટલો વખત થયાં બહાર પડી છે, અને તેનો સાર અમે એક અમારા પાછલા અંકમાં ઘણા સંક્ષેપથી આપી ચૂક્યા છીએ. એ જાતનાં પુસ્તક ગુજરાતી ગદ્યમાં અત્યાર લગી ઘણાં થોડાં જ લખાયાં છે, અને લખાયાં છે, તેમાં "સાસુવહુની લડાઈ" એ નામની નાની હાસ્યરસની વાર્તા સિવાય, સઘળાં પરભાષાના તરજૂમા છે અથવા એવી ઢપછપથી લખાય છે કે ગુજરાતમાં પ્રસિદ્ધિ પામ્યાં નથી. તેથી એ ગ્રન્થકાર કહે છે તેમ ખરેખર એ ગુજરાતીમાં પહેલું નોવેલ છે, અને એ કારણને માટે અમે બારીકીથી એના ગુણદોષોનું વિવેચન કરીને બીજા અમારા ભાઈબંધોને પણ તેમ કરવાની ભલામણ કરીએ છીએ, કેમકે નવા વિષયને જન્મ આપનાર ઉપર નકામા સખત થવું એ જેમ એક હાથ ઉપરથી ગેરવાજબી અને અવિવેકી છે, તેમજ તેના ગુણની ઘટતી તારીફ કરીને તેને ઉત્તેજન 'ન' આપવું અથવા તેના દોષને વિવેકથી ખુલ્લા ન પાડી તે જાતના દોષને આપણા દેશમાં વસવા દેવા એ આપણી જાહેર ફરજોને ભૂલી જવા સરખું છે.

---

* લેખક : શ્રી. નંદશંકર તુલજાશંકર

રસિક પુસ્તકનાં રસ, રીતભાત, અને સુવિચાર એ ત્રણ અંગ છે, અને તેમાં રસ કે જેના નામ ઉપરથી જ એવાં પુસ્તકો ઓળખાય છે તેનું પ્રાબલ્ય તો નિશ્ચય વધારે હોવું જ જોઈએ. કાવ્ય, નાટક, અને વાર્તાઓ બહારની અને અંદરની સઘળી કુદરતનું ચિત્ર પોતાની શક્તિ પ્રમાણે આપવાને યત્ન કરે છે, અને તે પ્રત્યેકની ખૂબી તે ચિત્રની સાચાઈ ઉપર આધાર રાખે છે. ભાતભાતના પ્રસંગવડે માણસના મનમાં જે ભાતભાતના વિકાર ઉત્પન્ન થાય છે તેના ખરેખરા વર્ણનનું નામ તે રસ અને એમાંના સાધારણ વિકારો જગતમાં જુદા જુદા દેશકાળે પ્રગટ થાય છે તેને રીતભાત કહીએ તો ચાલે. સુવિચાર એટલે માણસના વ્યવહારમાં જે કાર્યકારણનો સંબંધ રહેલો છે તે શોધી કાટવો અને તે ઉપરથી સિદ્ધાત બાંધવા તે. કાવ્ય અથવા નાટકમાં રસ બીજા અંગ કરતાં એટલો વધારે હોવો જોઈએ કે તે જ રસમૂર્તિ છે એમ કહીએ તો કહી શકાય. જેમાં રીતભાતનું વર્ણન વધારે હોય અને ખરા રસની માત્ર છાંટ જ હોય તેને વાર્તા અથવા નોવેલ કહે છે. સુવિચાર તો સદા સહાયકારક અંગનું જ કામ સારે છે. કરણઘેલામાં રીતભાતનાં વર્ણન ઘણાં જ અને ભભકદાર છે તેથી અમે ઘણા સંતોષ પામીએ છીએ, કેમકે વાર્તામાં અમારા વિચાર પ્રમાણે એમ જ હોવું જોઈએ, અને જો એ ભાગ સારો લખાયો તો તે ગ્રન્થકર્તાના માથાનું અર્ધું જોખમ ઉતરી ચૂક્યું એમ જાણવું. મિ. નંદશંકરની રીતભાત વર્ણવવાની શક્તિ ખરેખરી ઘણી જ અદ્ભુત છે. માધવના મહેલનું બ્યાન વાંચતાં તે આપણી નજર આગળ આવીને ઉભો રહે છે. રાજદરબાર, શમીપૂજન, લશ્કરી રમતો, વાઘ ને હાથીની લડાઈ, આતસબાજી, સ્મશાને સતી થતી વખતનો દેખાવ, મંત્રસાધન, ભુવા લોકોની છટા, જોશીપુરાણીઓની કળા, ઇત્યાદિ વિષયોનું વર્ણન એવી છટાથી કીધું છે, એ સઘળાં વર્ણનો એવાં સારાં છે કે તેમનો કયો ભાગ બતાવવો ને કયો ભાગ પડતો મૂકવો તેની અમને સૂઝ પડતી નથી, તોપણ વાંચનારને તેનો કંઈ વિચાર આપવાને માટે ચૂંટી કાઢીને નહિ પણ સહજ જે હાથમાં આવે છે તે નીચે ટાંકીએ છીએ.

"હવનનું કામ હવે પૂરું થવા આવ્યું. છેલ્લા નાળિયેરની આહુતિ આપવાને અગ્નિને વધારે જાગૃત કીધો. બ્રાહ્મણો વધારે જોરથી ભણવા લાગ્યા. સઘળા લોકો સમાપ્તિની ઘણીએક આતુરતાથી રાહ જોવા લાગ્યા, એવામાં ગડબડાટ થઈ ગઈ..... પ્રસાદ લઈને ઊઠયા ... બાઈડીઓ તથા ભાયડાઓ ... તમામ છોકરાં વેરાઈ ગયાં."

બીજાં વર્ણનો પણ એ જ ઢબનાં છે; હિંદુની ખાનગી રીતભાતનું જ્ઞાન મેળવવાને બીજી જાતના જે લોકો ચાહતા હશે તેમને કેટલીક બાબતમાં આ વારતા ઘણી ઉપયોગી થઈ પડશે એવો અમારો પક્કો અભિપ્રાય છે, અને સાધારણ વાંચનારને પણ એ વર્ણનોની સાચાઈ અને તેની સાથે વચમાં વચમાં જે છૂટી મજાકો મૂકી છે તેથી એક જાતની ખુશી અને રમૂજ મળ્યા વગર રહેશે નહિ. માધવની સ્ત્રીનું હરણ કરવાને રાજાના માણસો શી રીતે ચડી આવ્યા, તેનુ રક્ષણ કરવાને અર્થે તેનો દિયર કેશવ કેવી બહાદુરીથી લડયો, અને કેવાં કેવાં પરાક્રમો કરીને તેણે અંતે પોતાનો પ્રાણ ખોયો એ સઘળું ઘણા જુસ્સાથી ચીતરેલું છે. મુગલાઈના વખતમાં કેટલો ગેરબંદોબસ્ત ચાલતો હતો, હિંદુને કેવી કેવી જાતનાં દુ:ખ દરરોજ સહન કરવાં પડતાં હતાં, એ ઉપયોગી બાબતોનું યથાયોગ્ય ચિત્ર પાંચમા પ્રકરણમાં આવેલું છે. તે વખતે જે કાજીએ ઇન્સાફ કીધો છે તે તે કાળના ઇન્સાફનો અરેખરો નમૂનો છે. ગોકુળમથુરાંના સંગવાળી ડોસીની આડકથાનો પહેલો ભાગ ઘણો રમૂજી અને દુનિયામાં દીઠામાં આવે એવો છે. વેદાંતી ચોરની અસંભવિત તથાપિ રમૂજી ઉપકથામાં શઠ જ્ઞાનીઓની વિપયાસક્તિને ઠીક અન્યોક્તિથી ઠોક માર્યા છે. અગર જો વેદાંતનો સિદ્ધાંત પ્રગટ કરવામાં એ ગ્રન્થકર્તાએ એક એ ઠેકાણે સજ્જડ ભૂલ ખાધી છે.

આ વાર્તામાં વનવર્ણન અને કાળવર્ણન ઘણાં છે. પોતાની સ્ત્રીનું હરણ થયુ એ સાંભળીને બાંધવનું લોહી ક્રોધથી આકુળવ્યાકુળ થઈ વેર લેવાને માટે ઉછાળા મારતું હતું તે સમયની રાત્રિનું ભયંકર વર્ણન કીધું છે તે ઘણું જ સારું અને એ વારતા બનાવનારની ચતુરાઈ બતાવનારું છે. તો પણ એ વર્ણનો

અતિશય બારીક અને સમયે ખરા રસજ્ઞાનને પ્રતિકૂળ હોવાથી તેની અસર વાંચનારના મન ઉપર સારી થતી નથી. અને વખતે તે સઘળું લખાણ લંબાણ અને તાલમેલિયુ છે એવી શંકા ઉત્પન્ન કરી કંટાળો આપે છે. કાળવર્ણનમાં એક જગ્યો ઉપર એ ગ્રંથકર્તાએ એક મોટી બેદ્દિકરાઈ કીધી છે તે જોઈને અમે ઘણા દિલગીર છીએ. અમારા કેટલાક મિત્ર ફરિયાદ કરે છે કે એ વાત તો ખરી છે.

અમે એ વિચાર બાંધ્યો છે કે કરણઘેલો, ચાદીના અને અનુભવના ખજાનામાંથી (પ્રાસાદિક શક્તિથી નહિ) ઉત્પન્ન થયો છે. અમારો એવો વિચાર હોવાને લીધે એ પ્રભાતિયાની બાબત લખનારનો બેદ્દિકરાઈ સિવાય અમે બીજો દોષ કાઢી શકતા નથી.

સૃષ્ટિના સૌંદર્યની માણસના મન ઉપર શી અસર થાય છે તે વિષેના બે વાક્યના અમે નીચે દાખલા આપીએ છીએ તેવા સરસ ગુજરાતી ગદ્યમાં હજી અમારા જોવામાં આવ્યા નથી.

"જ્યાં ઈશ્વરે...શું આશ્ચર્ય ?" પાનું ૮૮ મું. એવી રળિયામણી જગાઓમાં... એમાં કાંઈ આશ્ચર્ય નથી" પાનું ૧૪ થી ૧૯.

સુવિચાર આપવામાં અને રીતભાતનું અથવા જોયેલી વસ્તુઓનું વર્ણન કરવામાં એ ગ્રંથકારની કલમ પાણીના રેલાની પેઠે ચાલી જાય છે, અને એ પોતાનું સામર્થ્ય એને માલમ હોય એમ જણાય છે, કેમકે રસ પોતાથી સારો લખાશે નહિ એમ આ પળથી જાણીને જ રીતભાત, ઇતિહાસ, અને રાસમાળા તથા ટૉડના રાજસ્થાન વગેરે અંગ્રેજીમાંથી ગુજરાત દેશ અને હિન્દી ધર્મ સંબંધી બંધારણ રાખેલું છે. કુતુબમિનાર, અંબાજી, આબુ, અચળગઢ અને દેલવાડાનાં વર્ણનો અને તે સંબંધી જેટલી દંતકથાઓ ચાલે છે તે, દિલ્લી પાસેના કાળિકાના દહેરામાં માતાના ભગનો કેવું ભયંકર કરે છે તે, બ્રાહ્મણનું માહાત્મ્ય, રાજાના ધર્મ. સન્યાસી થવાની વિધિ, જોગીઓની વિકટ તપશ્ચર્યા, ઇત્યાદિ પ્રકરણો અંગ્રેજી પુસ્તકોને આધારે આ વાર્તામાં દાખલ કીધા છે. એ પ્રકરણો જાતે સારાં અને ઠીક લખાયલાં છે. તો પણ તેથી વાર્તાનો રસ તૂટી જાય છે અને કોઈ વખત વાંચનારને

ગુસ્સાથી એમ પૂછવાનું મન થાય છે કે માધવ તે પોતાનું વેર લેવાને અલ્લાઉદ્દીન પાસે દોડતો હતો કે તે મોજને માટે જુદા જુદા મુલક અને ધામ જોવાને, અને જોગીપંડિતો સાથે વાદવિવાદની મોજ મારવાને માટે રખડવા નીકળ્યો હતો. અલ્લાઉદ્દીનનો ઇતિહાસ પણ ઘણો લાંબો છે. તેણે પોતાના ભત્રીજાઓને કેવાં કેવાં દુઃખ દીધાં એ વાતનો ગુજરાતના રાજા કરણઘેલાની વાર્તા સાથે શો સંબંધ છે તે અમે સમજતા નથી. જે દેશમાં અલ્લાઉદ્દીને ખૂની એવું ભૂંડું ઉપનામ મેળવ્યું તે દેશમાં એણે કેવાં કેવાં ક્રૂર કામો કીધાં તેનું ચિત્ર આપ્યું હોત તો સઘળા રસિક વાંચનારાઓનાં મન બેશક વધારે પસંદ થાત.

હવે એ વાતનું રસ સંબંધી વિવેચન ટૂંકામાં કરવાને અમે ઇરાદો રાખીએ છીએ. રસના આપણી ભાષામાં બે અર્થ થાય છે. પણ અમે જે ઉપર અર્થ કીધો છે તે જ અર્થમાં આ શબ્દ અમે આ વિવેચનમાં વાપરીએ છીએ એમ વાંચનારે વાંચતી વખતે નજરમાં રાખવું. જેને અંગ્રેજીમાં Interest કહે છે તેનો સાધારણ ભાષામાં રસ એવો અર્થ થાય છે, અને એ જગો પર ચોપડીના જે ગુણને લીધે આપણને વાંચવાનું મન થાય અને વાંચવા માંડ્યા પછી હાથમાંથી છોડવી ગમે નહિ તે ગુણને રસ કહે છે. અમે એને મજા કહેવા ધારીએ છીએ. આ વાર્તામાં મજા સાધારણ છે, પણ રસ (જેનો અર્થ Delineation of passions એમ અમે ઉપર કીધો છે) તે તો ઘણો જ થોડો છે, અને તેમ થવાનું કારણ એ છે કે ઘણાખરા મનોવિકારના ચિત્રોમાં કુદરતની સચાઈ જોવામાં આવતી નથી. કરણરાજાએ રૂપસુંદરીનું હરણ કીધું તે વેળાએ તેણીએ જે લાંબા દોઢ પાનાનો વિલાપ કીધો છે તે કેવળ તાલમેલિયો દેખાય છે; એટલે જેમ હિંદુનાં બૈરાં નાતમાં કૂટતી વેળા મલાવી મલાવીને જૂઠા રાગડા તાણે છે તેના જેવો ઢોંગ ભરેલો અને દિલ વગરનો છે. ધણીના વિયોગનું દરદ અને તે વિયોગ પડાવનારા દુષ્ટ પ્રીતમનો પ્રેમ જતો રહેશે એવી ચિંતા—એ બે મનોવૃત્તિ કદી એક જ સમે હોઈ શકતી નથી. કરણ પડ્યાના સમાચાર પાટણમાં આવ્યા ત્યારે તેની રાણીઓએ જે કલકલાટ કરી મૂક્યો છે તે પણ તેવો

જ તાલમેલિયો છે. અરે! તેઓ તો કીર્તિ વિષે નિયમસર લખેલો નિબંધ જ ભણી જતી હોય એમ લાગે છે; સતીના પ્રકરણમાં વર્ણનની જેટલી ખૂબી છે તેટલી જ રસની ભૂલો છે. પોતાનો ઊગતો પ્રેમ જડમૂળથી બળીને ભસ્મ થઈ ગયેલો જોઈને જુવાન રૂપવાન સ્ત્રીનું કોડ અને હોંશથી ઊભરાતુ અંતઃકરણ એક ક્ષણમાં દાઝીને ચમકી ઊઠે, અને આત્મરક્ષણની સ્વાભાવિક પ્રેરણાનું બંધન તોડી ધણીની ચિતામાં ઝંપલાવે તે મનની વૃત્તિનો વિચાર કરતાં જ માણસની બુદ્ધિ ચકિત થઈ રહે છે. એ સમયે સ્વાર્થનો એક અંશ પણ રહેતો નથી, અને તે કારણને લીધે જ જગતમાં બીજા આત્મઘાતીઓ કાયર અને હલકાં ગણાય છે. તેમ ગણાય તે બદલે સતી હંમેશાં આશ્ચર્ય, બીક, અને કંપારી જોનારામાં પેદા કરે છે, પણ તેના ઉપર તિરસ્કાર અને ક્રોધ કદી આવતો નથી. એવા ગંભીર સમયે ગુણસુંદરીને રૂદ્રાક્ષની માળા અને ધોળાં લૂગડાં વિધવાએ પહેરવાં પડે છે તેનાં રોદણાં રડાવવાં, વહાલાં લૂગડાંને નામે પોકળ શ્રાદ્ધ કરાવવું અને અપશુકનિયણ રાંડ રાંડ કહેવાના ભયથી ભેંકડો મુકાવવો એ તો ખરેખર બહુ જ નઠારું છે. સતીની સ્તુતિમાં હદથી પણ વધારે પુષ્ટ (?) છે. જૂના વિચારની ધણી પછવાડે બળવા નીકળેલી હિંદુ સ્ત્રીને સ્વપ્નામાં પણ એવું ભજન કરવાનું ન સૂઝે કે હે પરમેશ્વર, ભાનુ, ચંદ્ર, સાગર, ગિરિ, ઝાડપાન એ સઘળી તારી કૃતિ છે, અને સતી થવાના અદ્દ્ભુત ભયાનક રસની સાથે વનનું લલિત વર્ણન મૂકવું એ સ્મશાનમાં બળતા મુડદા આગળ દાદરા ઠુમરી ગાવા જેવું રસિક જનને વિપરીત લાગે છે.

આ પ્રમાણે ઘણે ઠેકાણે રસભંગ થવાનું કારણ એ છે કે કરણરાજા સિવાય ઘણું કરીને સઘળા ગુણચિત્રોના છૂટા છૂટા અંગને શણગારવાને જેટલો શ્રમ લીધો છે તેટલો તે એકએકને અનુકૂળ કરવામાં લીધો નથી. પણ જેમ હાસ્યરસ વિલક્ષણ વર્ણનથી વધારે જામે છે, તેમજ બીજા સઘળા રસ કુદરતની અને રીતભાતની સચાઈ વિના લય પામે છે. વાર્તાના રસનો મૂળ પાયો જે સંભાપણ તે રચવાની કળા તો આ ગ્રંથમાં ઘણી જ થોડી જણાય છે. વાર્તાના જે ભાગમાં ગ્રંથકર્તા જાતે ચીતરે છે

અથવા સુવિચાર આવે છે (અને એ ભાગ ઘણો જ છે). ત્યાં અક્ષરે અક્ષરે પણ થોડી ઘણી રમૂજ પડયા વગર રહેતી નથી, પણ જ્યાં એ બીજાને બોલાવાનું કરે છે કે ગડબડગોટા વળવા માંડે છે. તો પણ ગુણચિત્ર અને સંભાષણના દોષનો વિસ્તાર કરવાને બદલે આપણી ભાષામાં પહેલવહેલી લખાયેલી અને બધું ગણતાં સારી વાર્તાના ગુણ તરફ નજર કરવી અમને વધારે પસંદ છે. શૃંગારરસ એમાં થોડો જ છે, પણ છે તે ઉપલા વર્ણન રીતે ઠીક છે. મહાદેવનું પૂજન કરી આવતી રૂપસુંદરીનું, અર્નવાડીમાં કામવ્યાકુળ થયેલી દેવળદેવીનું વર્ણન કીધું છે તેની છાપ વાંચ્યા પછી મન ઉપરથી સહેજે ભૂંસાઈ જતી નથી. રૌદ્રરસના વર્ણનમાં એ ગ્રંથકારની કલમ ઘણી જ સારી છે. સતી માએ જે કરણરાજાને શાપ દીધો છે તેં ઘણો જ જુસ્સાવાળો છે, અને માધવ ક્રોધના આવેશમા વેર લેવા બાબતમાં જે ભાષણ કરે છે તે વાંચતાં તો ખરેખર રુદ્રની મૂર્તિ જ આંખ આગળ આવીને ઊભી રહે છે. અમે દિલગીર છીએ કે જગાના સંકોચને લીધે એમાંનો થોડો ભાગ અમે દાખલ કરી શકીએ છીએ.

"અરે! ક્રોધપુત્ર વેર કોઈ વેર લે નહિ તો દુનિયાં ચાલે પણ નહિ."

હવે રસની બાબતમાં આ વાર્તાનું વિવેચન કરતાં આચકો ખાઈએ છીએ, કેમકે એમાંના વર્ણનથી ગમત પામેલા અમારા મનને દોષ કાઢવા ગમતા નથી, પણ જે રીતભાત વર્ણવવાની અને સુવિચાર આવવાંના ગુણથી અમારું મન મોહિત થયુ છે તે ગુણ ખરી રસિકતાની સાથે જોડાઈને કરણઘેલા કરતાં પણ સારી જાતની વાર્તાને આપણી ભાષામા જન્મ આપે એવી આશાથી રસ સંબંધી કેટલોક વિચાર સંક્ષેપમાં આપીએ છીએ.

ઠેકાણે ઠેકાણે ડાહ્યા અને નીતિ ભરેલા વિચાર તો એ વાર્તામાં એટલા બધા દેખાય છે કે તે ઘણા છે એટલો જ શક ભરેલો દોષ કોઈ વાંચનાર કાઢી શકશે. એ વાર્તામાં જુદા જુદા વિષયો ઉપર જેવા સુવિચાર આપેલા છે તેવા ફક્ત ગુજરાતી ભાષા જાણનારને હમણાં બીજી જગ્યાએ જડવા અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ, અને લોકોના મનની હમણાંની હાલત ઉપર નજર

નામ પણ રામારત્ન એટલું જ રાખ્યું હોત તો વધારે કાનને સરસ લાગત. પણ એ બનાવનારે તો ચોપડીના પૂંઠા ઉપર એ નામ પણ ન રાખતાં કાંઈ બહુ જ કઢંગુ નામ રાખ્યું છે. ચોપડીની અંદર તો સઘળાં પાનાં ઉપર રામારત્નનિરૂપણ એમ જ લખ્યું છે, પણ પૂંઠા ઉપર તો એનું નામ " ગાયકવાડ મલ્હારરાવ અને લક્ષ્મીબાઈ વચ્ચે પડેલો વિયોગ " એમ મોટા કાળા ને રાતા અક્ષરે છાપ્યું છે.

આ કવિ જ (આ ગ્રંથકાર કવિ નામને યોગ્ય છે એમાં તો કાંઈ જ શક નથી ) પ્રસ્તાવનામાં કહે છે કે, " મલ્હારરાવમાં નીતિ કે ખરો પ્રેમ નહોતો, એ તો શ્વાનવૃત્તિએ ચાલ્યા અને નીતિ ને ખરો પ્રેમ શું તે ન સમજ્યા વગેરે.' અરે ભાઈ, મલ્હારરાવને ચાલ્યા ને સમજ્યા પણ શું કામ કહો છો ? આ કવિતામાં જે શુદ્ધ ઊંચો પ્રેમ તમે વર્ણવ્યો છે તે ક્યાં અને મલ્હારરાવ ક્યાં ? એ વિષયાસક્ત પશુનું નામ એક જ સમે પણ મુખમાંથી કાઢીને શા માટે પ્રેમના પવિત્ર શબ્દને અભડાવો છો ? રાજકીય બનાવમાં મલ્હારરાવ વિષે અમારો ગમે તે અભિપ્રાય હો, પણ એ મહા અનીતિમાન, અને પ્રેમ સમજવાને કેવળ નાલાયક હતો એમાં તો કાંઈ સંદેહ નથી. ખરેખર, જ્યારે અમે આ ચોપડીને મથાળે એનું નામ વાંચ્યું ત્યારે અમને કંટાળો આવ્યો, અને એમ લાગ્યુ કે વિષયાસક્તિનું બીભત્સ વર્ણન સિવાય આ ચોપડીમાં બીજું કાંઈ હોવાનું નથી. પણ વાંચતાં કવિતામાં કાંઈ જુદું જ દેખાયુ. જોયું કે એમાં તો શુદ્ધ નિર્મળ પ્રેમનું, અને પદ્મિની સ્ત્રીનું વર્ણન કર્યું છે. મલ્હારરાવનું કે તેના દુશ્ચરિત્રનું તો કોઈ ઠેકાણે જરા નામે આવતું નથી. અમને લાગે છે કે એ કવિએ બલ્કે મલ્હારરાવ લક્ષ્મીબાઈથી જુદો પડ્યો તે પહેલાંની જ આ કવિતા તો બનાવી હશે, અને એ ચર્ચાયેલા નામથી મોહ પામી બધાયે વાંચશે એમ ધારી પાછળથી જ એનું નામ પોતાની ચોપડીને આપ્યુ છે. ગમે તેમ હો, પણ એ નામ નથી શોભતું. એથી લોભાવાને બદલે ખરા રસિક જનો તો પાછા હઠશે, અને તેથી અમે તો ભલામણ કરીએ છીએ કે એ પૂઠું ફાડી નાખીને બીજુ નામ આ આવૃત્તિમાં જ દાખલ કર્યું હોય તો ઠીક.

આ કવિતામાં શુદ્ધ પ્રેમી જોડાનું વર્ણન છે. રસ વિપ્રલંભ શૃંગાર છે, અને તે સ્વકીયાનો જ છે. એમાં સારી સ્ત્રીની ઘણી પ્રશંસા કીધી છે. અને તે વિના સંસાર સૂનો લાગે છે તેનો સારો ચિતાર આપ્યો છે. છંદ મનહર બધે વાપર્યો છે. માત્ર આખરે બે પદ છે, અને તે કાંઈ સારાં નથી. કવિને હાથ કવિત ઠીક ચઢેલું જણાય છે.

આ કવિતામાં રસ ઠીક છે. રસ કરતાં ચાતુર્યનું જોર વધારે છે. હિંદુસ્તાની કવિતાની ઢપછપ ઉપર ઉત્પ્રેક્ષાઓ ઠીક યોજી છે, પણ તેમાં નવીનતા ઘણી નથી. ભાષા શુદ્ધ, મધુર, અને ઝડઝમકવાળી છે. શૈલી સોનાનાં સાંકળાં જેવી નથી, પણ ટીપીને લાંબું પતરું કર્યું હોય તેના જેવી છે. કવિનું ઘણું રસજ્ઞાન ગ્રંથપ્રાપ્ત જણાય છે.

બધું જોતાં સાધારણ જે હાલ કવિતાઓ લખાય છે તેના કરતાં એ બહુ જ જુદા અને ઊંચા પ્રકારની છે. એ કવિતા ઠરેલ, રસિક, અને નીતિમાન છે. કદાપિ નર્મદાશંકર જેટલો એમાં દર્દનો ઉછાળો નથી, અથવા દલપતરામ જેવી કલ્પના નથી, તોપણ એ બંનેની હારમાં બેસવા લાયક આ કવિ જણાય છે. આ કવિતા સર્વેને વાંચવા લાયક છે એમાં તો કાંઈ જ શક નથી.

૧૮૭૫

# સુબોધચિંતામણિ

આ ગ્રંથની પહોંચ નોંધ્યાને ત્રણેક માસ થઈ ગયા છતાં દિલગીર છીએ કે તેમાં વચન આપ્યા પ્રમાણે અમે અત્યાર સુધી તેનું યથાસ્થિત વિવેચન કરી શક્યા નહિ. પણ આ ચોપાનિયાનું કદ નાનું અને વળી તેની ખાસ બાબત શાળોપયોગી હોવાથી હરકોઈ માસમાં બહારના વિષયોને માટે થોડી જ જગ્યા રહે છે. તેમાં વિવેચન આપવું ત્યારે કાંઈક વિસ્તારથી જ આપવું એમ અમારો વિચાર હોવાથી તેની જગા કરવા હંમેશાં કેટલોક વખત અવશ્યે જ થોભવું પડે છે. આ કારણથી અમે એવો નિયમ રાખ્યો છે કે કેટલાંક પુસ્તકની તો માત્ર પહોંચ જ આપવી, કેટલાંક વિષે તે જ સ્થળે સામાન્ય વિચાર પાંચ દશ લીટીમાં દર્શાવી દેવા, અને જે થોડાં પુસ્તક ઉત્તમ પ્રતિનાં માલૂમ પડે તેને જ વિસ્તીર્ણ વિવેચનને માટે રહેવા દેવાં. વિવેચન બાબત અમારું ધોરણ ઘણા વખતથી આ રીતનું ચાલે છે, એ વાત ચતુર વાંચનારના લક્ષમાં તો હશે જ. પરંતુ સઘળાની જાણને માટે અત્રે તે સ્પષ્ટપણે જણાવીએ છીએ કે તેમાં કોઈ ભૂલ ખાય નહિ. આવું ધોરણ રાખવાથી ઘણી વખત એમ બને છે કે એક ચોપડીને ઠીક છે એમ કહી પતાવી દઈએ છીએ અને બીજીનું વિવેચન આપીએ છીએ, તેમાં તેના દોષ વિસ્તારથી બતાવેલા હોય છે. 'આ

ઉપરથી એમ કદી સમજવું નહિ કે પેલી ઠીક કહેલી ચોપડી તે કરતાં સારી હશે. પણ તેથી ઊલટું અનુમાન તો એ જ લેવાનું છે કે એના દોષ દર્શાવ્યા છે તોપણ તે પેલી ચોપડીઓ કરતાં તો સર્વથા સારી જ છે. જેમકે ગઈ વખતે કાન્તાના વિવેચનમાં અમે તેના ઘણાક દોષ વિસ્તારથી સમજાવ્યા છે, પણ તે જ ઉપરથી સમજવાનું એ છે કે એ ઉત્તમ પ્રતિનું નાટક છે, અને બીજી નમાલી કવિતા, વાર્તા કે નાટકો જેને અમે બે બોલની પહોંચમાં વિદાય કરીએ છીએ તેના કરતાં અલબત્ત બધી જ રીતે સારું છે. વિવેચન યોગ્ય અમે ગણ્યું એ જ એના ઉત્તમપણાની સાબિતી છે. પછી તે ઉત્તમ વર્ગનાં પુસ્તકો જોડે સરખાવાય છે, અને તદનુસાર તેની તુલના થાય છે, અને તે તુલનામાં તે દોષિત ઠરે તોપણ જેને તે તુલના જ શોભતી નથી તેના કરતાં તે સારું જ હોવું જોઈએ.

શેઠ વલ્લભદાસ પોપટનું આ સુબોધચિંતામણિ કાવ્ય અમારા વિચારમાં વિવેચનને યોગ્ય છે. એની શૈલી, એના વિચાર, ને એની ભાષા એ સર્વે લંબાણથી ચર્ચા કરવા જોગ છે. પણ એ સઘળું યથેચ્છ તો સ્વતંત્ર વિવેચનનું મોટું ત્રૈમાસિક હોય તેમાં જ થઈ શકે. અને ખરે, કેટલાક વખતથી એવા ત્રૈમાસિકની આપણી ભાષામાં પૂરેપૂરી ખોટ અમને જણાવા લાગી છે. એવા ત્રૈમાસિકની ગેરહાજરીમાં એ બાબત અમે અમારાથી બનતું કરીએ છીએ; અને તે રીત મુજબ હવે આ કાવ્યના ગુણદોષ તપાસીએ.

"પુસ્તક વાંચી કેવળ રચનાની પ્રશંસાથી સંતોષ નથી" એમ શેઠ વલ્લભદાસ લખે છે તે ખરું છે—અગર જો મારી પુસ્તક-રચનાની પ્રશંસા થશે જ એમ પોતે ઈશારો કરવો એમાં કેટલીક કડકાઈ રહેલી છે ખરી. આ પુસ્તક તેની શૈલી કરતાં તેના વિચારને માટે વધારે ચર્ચાવું જોઈએ. એ 'સુધારાનો ગ્રંથ' છે, અને તે ખરા અંતઃકરણના જુસ્સાથી લખાયેલો છે. એની બરાબર તુલના કરવા કરતાં આખા સુધારાના વિષયને તોળવો પડે એમ છે. અને તે કરવા અમે આ સ્થળે તૈયાર નથી, તોપણ તેનું સ્વરૂપ કેવું છે તે અમે અત્રે કાંઈક દર્શાવીએ છીએ.

આ ગ્રંથ મહુવા બંદરના કોઈ જુવાન વાણિયાએ બનાવ્યો છે. એ ગ્રંથ રૂડો કે ભૂંડો જેવો છે તેવો પણ તે માટે કાઠિયાવાડે બેશક અભિમાન ધરાવવું જોઈએ, કેમકે કાઠિયાવાડમાં સુધારાનું ચાચલ્ય પેઠું તેની એ અચૂક સાબિતી છે. ખરે, પાછલા ચાર પાંચ વર્ષથી કાઠિયાવાડે સુધારામાં ખૂબ બહાર પડવા માંડયું છે. હાલ કાઠિયાવાડમાંથી નાનાં નાનાં પણ ચાર પાંચ ચોપાનિયાં નીકળે છે, અને મુંબઈમાં છપાતાં *ત્રિમાસિક, આર્યધર્મપ્રકાશ, સ્વદેશવત્સલ વગેરેમાં પણ આગળ પડતો હાથ સૌરાષ્ટ્રીઓનો જ હોય એમ દેખાય છે. મુંબઈ ઇલાકામાં હાલ જે હિંદુઓ તરફથી ગુજરાતી ચોપડીઓ છપાય છે, તેમાં ઘણો ભાગ કાઠિયાવાડ તરફનો જ માલૂમ પડશે. પુનર્લગ્નાદિ સુધારાનાં કામ પણ હાલ કોઈ કોઈ ઠેકાણે થતાં સાંભળીએ છીએ તે કાઠિયાવાડ અથવા કાઠિયાવાડીથી જ. હાલ સુધારાના ચાંચલ્યે જાણે ગુજરાતમાંથી આવી અત્રે વાસ કર્યો હોય એમ દેખાય છે, અને એનું જોર તો હાલ બેશક કાઠિયાવાડના જુવાનિયામાં ઊભરાઈ જાય છે.

ઈ. સ. ૧૮૬૦-૬૫ માં જેવો સુધારાનો જુસ્સો ગુજરાતમાં ચાલી રહ્યો હતો તેવો હાલ કાઠિયાવાડમાં ઊકેલો દેખાય છે. ગુજરાતમાં જેમ તે જુવાનિયામાં હતો તેમ અહીયાં પણ નવલોહિયા નિશાળ છોડીને તુરત જ બહાર પડેલા જુવાનિયાઓમાં તે ઊછળી રહ્યો છે. ત્યાં જેમ તે સુધારો અંતઃકરણપૂર્વકનો, પણ ઉચ્છૃખળ અને અભિમાનમસ્ત હતો, તેમ અહીયાં પણ તેવી જ પ્રતિનો દેખાય છે. ત્યાંના અને અહીયાંના સુધારામાં ફેર એટલો છે કે તે સુધારકો અંગ્રેજી ભણેલા જુવાનિયા હતા, અને આ માત્ર ઘણાખરા ગુજરાતી સાત ચોપડીના જોર ઉપર જ કૂદનારા જણાય છે. આ કારણથી બંનેના વિદ્યાબળમાં કેટલોક તફાવત માલૂમ પડે છે ખરો, તથાપિ એ બંને સુધારાનું સ્વરૂપ તો એક

* એ વગેરે કેટલાક લખનાર "સુધારા"ના નહિ, પણ જૂના મતના પ્રતિપાદક છે. પણ તેનું વિદ્યાચાંચલ્ય જોઈ સુધારાના સામાન્ય અર્થમાં તેને અહીં ગણ્યા છે. કાઠિયાવાડના આ સુધારાનું ખાસ લક્ષણ એ છે કે સંરક્ષક ને ઉચ્છેદક એવા બે પક્ષ એક કાળે જ ઊભા થયા છે.

જ છે, અને લખાણપટાણની શૈલીમાં પણ ધારીએ તેટલો ફરક નથી, કેમકે પાછલા સુધારાનાં લખાણ આ સુધારાને નકલ કરવા સારુ ભાષામાં તૈયાર છે.

જેમ '૬૦-૬૫ના ગુજરાતી સુધારાની સમયમૂર્તિ કવિ નર્મદાશંકર હતા, તેમ આ કાઠિયાવાડી સુધારાનો *કવિ આ શેઠને જ ગણવો જોઈએ. પહેલાં નર્મદાશંકર પોતાની નર્મકવિતાના મોટા ચોપડાને કોઈ કોઈ વખત "સુધારાનું બાઇબલ" કરીને કહેતા, પણ તે કરતાંયે આ વણિક વલ્લભદાસનો સુબોધ-ચિંતામણિ ગ્રંથ અમને તો કાઠિયાવાડના આધુનિક સુધારાનું બાઇબલ કહેવડાવવાને વધારે લાયક દેખાય છે, અને એ ભાઈના જુવાન સાથીઓમાં તે એવી રીતની જ વાહવાહ પામશે એમાં અમને કાંઈ શક નથી.

આ ઉપરથી જણાશે કે આ ગ્રંથના વિચારોનું સ્વરૂપ કેવું છે. એ ગ્રંથ ખરેખરું કહીએ તો હડહડતા સુધારાનો, દરિયા પારના સુધારાનો, કેવળ ઉચ્છેદક સુધારાનો છે. એમાં સુબોધચિંતામણિ એ નામ સિવાય બીજું કાંઈ પણ જૂનું સ્વીકાર્યું નથી, અને એ જૂનું નામ રાખતાં પણ શેઠ વલ્લભદાસનો સુધરેલો જીવ બહુ જ કચવાયો હોય એમ જણાય છે, કેમકે તે બાબત માફી માગવામાં આશરે દશ બાર લીટીઓ રોકી છે. તોપણ એ માફી ન આપતાં અમે તો કહીએ છીએ કે એવું વહેમી નામ નહોતું જ રાખવું, અને તેને બદલે 'સુધારાબોધ' કે એવું જ કાંઈ નવું નામ પાડવું હતું. એ શબ્દ કપોલકલ્પિત, કઢંગો, ભાષાની પ્રૌઢિ વિરુદ્ધ થાત ખરો, પણ નવા વિચારના સુધારાવાળા જુવાનો કાંઈ માન્યામાન્ય રૂઢિની પરવાહ રાખતા નથી, અને એ શેઠને તો તે નથી જ, એ પોતે અહીંયાં જે લખ્યું છે તે ઉપરથી સાફ જણાઈ આવે છે. આવું સીધું નામ રાખવાનો મોટો ફાયદો તો એ જ

*કવિ ભવાનીશંકર ગદ્યપદ્ય બંને લખવામાં કાઠિયાવાડ બાતે પ્રથમ છે, પણ તેને "સુધારા"નો જ કવિ કહી શકાય એમ નથી. "સુધારા" કરતાં સાક્ષરતા તરફ તેનું વલણ વધારે છે, અને વળી તેણે તો કાઠિયાવાડમાં આ ચાંચલ્ય આવ્યું તે પહેલાં ઘણા વર્ષથી લખવા માંડ્યું છે

થાત કે લોકો ઠગાત નહિ, અને એમાં શો વિષય છે તે નામ વાંચતાં તુરત જ સમજી જાત.

નવું તેટલું બધુ સારું જ, જૂનું તે ખોટું જ — જો વિલાયતી મતને મળતું આવે નહિ તો, બ્રાહ્મણો પર ગાળોનો વરસાદ, તેમણે પોતાના સ્વાર્થને માટે જ શાસ્ત્રો બાંધ્યાં છે એવો આરોપ, ને કદાપિ તેઓ ગમે એવા વિદ્વાન તે કાળે હશે પણ હાલ હું જે સમજું છું અને બોલુ છું તે કરતાં તો બેહદ ઊતરતા જ એવો અંતરનો ભાવ, વગેરે કેટલીક વાતો તો આવા ગ્રંથમાં હશે એમ આપણે અગાઉથી જાણવું જ જોઈએ, અને એવાં વેણો તો સુધારાવાળાનું મન ધરાય ને વળી વધે એટલે સુધી બોલતાં આ જુવાનિયાએ જરા પણ આચકો ખાધો નથી. મુખપૃષ્ઠ ઉપર જ જે શ્લોક મૂક્યો છે તેમાં વાંચનારને સાફ કહે છે કે આવો, મારા હાથનો ( ગાળોરૂપી ) તમાચો ખાઓ કે તેથી તમારું કલ્યાણ થાય. શી ફક્કડાઈ! શેઠ વલ્લભદાસ તો પૂર્વ કાળના નર્મદાશંકરને પણ એક કોરે બેસાડે એવા જણાય છે. પ્રસ્તાવનાને આરંભે જ એક દોહરામાં શો ઝપાટો માર્યો છે :

પ્રથમ પુરણ પ્રસ્તાવના વાંચી થા વાકેફ,
ઊતરશે નહિ એ વિના ક્રોધરૂપી તુજ કેફ.

ક્રોધ જે માણસને ચંચળ ને ઉદ્યોગી કરે છે તેને આળસ ને એદીપણું ઉત્પન્ન કરનારી જે કેફ તેની ઉપમા શી રીતે આપી શકાય ? તે વાત આઘી મૂકી અત્રે અમારી કહેવાની મતલબ એ છે કે લોકને કડવું લાગે એવું લખાણ અત્રે જાણી જોઈને જ કરેલું છે, અને એમ કરવું જ વાજબી છે એનું પ્રતિપાદન કરવા પ્રસ્તાવનામાં કાંઈક વિસ્તારથી મહેનત કરી છે. વ્યાસથી માંડીને દયારામ સુધીના સંસ્કૃત કે ગુજરાતી કવિઓને કલમના એક ઝપાટાની સાથે તુચ્છકારી નાખવામાં પણ ખરેખરી નર્મદાશંકરી જ કરી છે, પણ તેની વિદ્વતા કે રસિકતાનો તે સ્થળે એકે છાંટો નથી. આ બધું લખી, કહેવાનું હાર્દ તો એ જ જણાય છે, કે નીતિબોધક કવિ તો હાલ હું મહુવામાં ઊગ્યો તે પહેલાં આ ( વિદ્યાકળામાં વખણાયેલા ને મેકસમૂલર સરખાને સાનંદાશ્ચર્યથી ભરી નાખનારા ) દેશમાં કોઈ થયો જ નથી. શુકનમુહૂર્ત, ને

ભૂતપ્રેતને ઉત્તેજન આપવાનુ તહોમત અખા પર્યંત તમામ જૂના કવિઓ ઉપર સાબિત કરી તેમને વર્જ્ય ઠેરવ્યા તો ખેર, કેમકે પ્રેમાનંદ, શામળ, ને બીભત્સ દયારામ વગેરે પોતાના માત્ર કવિત્વ બળે જ શેક્સપિયર ને બાયરનની પેઠે ભાષામાં અમર રહેવાને પૂર્ણ શક્તિમાન છે. પણ અમને આશ્ચર્ય લાગે છે કે ભલા, વિવેકી, ને સદા નીતિનો બોધ કરનારા બિચારા સુધારાના કવિ દલપતરામને પણ વિસારી મૂકી નીતિબોધક કવિની ખુરસી પોતાને માટે જ ખાલી પડી રહેલી છે એમ આ જુવાન શેઠ શા ઉપરથી માની બેસે છે? તેમ જ એ ખોટ પૂરી પાડવા માટે ગીતાવળી લખવી છે, દહાડાનિષેધક નિબંધ લખવો છે, આયુષ્ય-નિર્માણ લખવું છે, વગેરે જે કહ્યું છે તે પણ સુઘડ રસિકતાથી ઊલટું છે. એ બધું આપવડાઈના તડાકા જેવું દેખાય છે, અને વિવેકી વાંચનાર ઉપર સારી અસર થતી નથી. અમે તો ધારીએ છીએ કે આવી હપની લાંબી પચાસ પાનાંની પ્રસ્તાવના લખી છે તેથી માથા કરતાં પાઘડી મોટી થઈ ગઈ છે, એટલું જ નહિ પણ તેથી આખા કાવ્યને નકામુ લોકમાં અપ્રિય થવાની દહેશતમાં નાંખ્યું છે. ગ્રંથકારમાં અને તેમાં વિશેષે કરીને નવા જુવાન ગ્રંથકારમાં નમ્રતા જેવી શોભા આપનારી છે તેવું અહંપદ કે તડાકાભડાકા નથી જ. એમ કરવાથી તેને પોતાના હૃદયમાં થોડોક કાળ કદાપિ કાંઈ પુષ્ટિ મળતી હશે, પણ પાછળથી સામટો અસ્ત થઈ જાય છે. માટે હવેથી આ ભાઈ પોતાની એ હપ બદલે તો સારું.

ઉપર પ્રમાણે ઉચ્છૃંખલ હુંપદનો કેટલોક દેખાવ છે તે બાદ કરતાં એમાં સ્પષ્ટપણે ને જુસ્સાથી પોતાના વિચાર જે છે તે દર્શાવ્યા તેને માટે અમે કાંઈ દોષ કાઢતા નથી, પણ ઊલટા તેને એ કાવ્યના ગુણ ગણીએ છીએ. એ બધા વિચારની સાથે અમે અત્રે એકમત નથી, કેટલાકને તો અમે ખોટા જ સમજીએ છીએ, કેટલેક ઠેકાણે કૂવાના દેડકા જેવું કરી નાખેલું માલૂમ પડે છે, કેટલેક ઠેકાણે અમે જોઈએ છીએ કે વધારે અનુભવ ને વિદ્વાનોનો સમાગમ થશે ત્યારે જે ટૂંકી નજરનું લખાણ છે તે આપોઆપ દૂર થશે, અને કેટલેક ઠેકાણે મતભેદની વાતો છે, તોપણ

ગ્રંથકારનું એ કામ કે પોતાના જે વિચારો હોય તે સ્પષ્ટપણે જુસ્સાભેર વાંચનારની આગળ મૂકવા તે કરવામાં શેઠ વલ્લભદાસે સંપૂર્ણ ફતેહ મેળવી છે. જો મર્યાદામાં રહી, રુચતું રુચતું જ કહ્યું હોત, તો ઘણા લોક સુધારાની વાત સાંભળત એ વાત ખરી છે, પણ તેમ તેની અસરે થોડી જ થાત. હાલ થોડા પણ ભાવથી વાંચનારા જે વલ્લભદાસને મળશે, તે આ પુસ્તક વાંચી સુધારામાં એના જેવા જ તદ્રૂપ જ થઈ જશે, જે કદી પણ મોળા, દહીં ને દૂધમાં પગ રાખનારા લખાણથી થઈ શકત નહિ. ખરી વાત તો એ છે કે આ એકપક્ષી ગ્રંથ છે, અને સઘળા એકપક્ષી ગ્રંથોનું કામ એ જ છે કે પોતાના પક્ષને બળવાન જુસ્સાવાળો કરવો. પ્રતિપક્ષીઓને સમજાવવાને અર્થે તે છે જ નહિ. એકપક્ષી ગ્રંથ પ્રતિપક્ષમાં જેટલો નિંદાય છે તેટલો જ સ્વપક્ષમાં વંદાય છે. તે વાંચી પોતાન પક્ષના લોક ધારેલું કામ કરવા ઉશ્કેરાઈ ટપોટપ તૈયાર થાય છે. એકપક્ષી ગ્રંથોનો આ હેતુ તથા લાભ ન સમજાયાથી કેટલાક સ્વપક્ષી પણ આવા ગ્રંથને નિંદે છે, અને કહે છે કે વિવેકથી લખ્યુ હોત તો લોકોના દિલમાં ઉતરત, પણ પ્રતિપક્ષીઓના દિલમાં ઉતારવું એ આવા ગ્રંથનું કર્તવ્ય જ નથી. અને આ ભેદના અજ્ઞાનને લીધે વખતે ગ્રંથકાર પોતે પણ લોકનો અનાદર જોઈ નાઉમેદ થાય છે કે મારું કહ્યું કોઈ સાંભળતું નથી. પણ એવા લખાણથી પોતાના પક્ષના કેટલા સબળ તથા સતેજ થયા તેનો તે વિચાર કરતો નથી. સ્પષ્ટવક્તાપણુ એ જ ખરો ધર્મ છે; એ જ ખરું ડહાપણ છે; અને એ જ સરસ લખાણનું રહસ્ય છે. આવા ગ્રંથનો જો કદાપિ ચોતરફથી ફિટકાર થાય તોપણ ભલા ગ્રંથકારનો એ જ ધર્મ છે કે सत्यमेव जयते એ વાકય ઉપર જ ભરોસો રાખી પોતાના ઉદ્યોગમાં અખંડ સદ્દબુદ્ધિથી મંડયા રહેવું, અને તેમ કરવાથી અમે ઉપર કહ્યુ તે પ્રમાણેનો ફાયદો થશે અને તે કાંઈ નાનોસૂનો નથી. સેનાને સશૌર્ય કરવી એ એનું જે કામ તે યુદ્ધ કાળે પરમોપયોગી છે.

પ્રતિપક્ષીને પણ સમાન અસર કરી શકે એવા ગ્રંથ તો જુદી જ રીતના હોય છે, અને તેના ગ્રંથકાર પણ જુદા વર્ગના હોય છે. તેવા ગ્રંથકારને તો ખરું કહીએ તો પક્ષાપક્ષ જ નથી.

તેઓ સર્વ પક્ષમાંથી સારાસાર શોધનારા, મહા ઊંચી બુદ્ધિના, શાંત પુરુષો હોય છે. તેમના સિદ્ધાંતો એવા સામાન્ય ને ગંભીર હોય છે કે તેમાં સર્વે પક્ષના ખરા વિચારોનો સમાવેશ થઈ રહેલો હોય છે, અને સર્વે પક્ષની ભૂલચૂકોથી તે દૂર હોય છે. એવા સિદ્ધાંતીઓ જે પુસ્તક રચે છે તે એકપક્ષી ન નીવડતાં સર્વપક્ષી માલમ પડે છે, અને તેમાંથી સઘળા પક્ષ પોતપોતાની શક્તિ પ્રમાણે સાર ગ્રહણ કરે છે, અને એકે પક્ષમાં તે પુસ્તક છેક જનપ્રિય થઈ પડતું નથી. જનપ્રિય પુસ્તક તો એકપક્ષી હોય તે જ થાય—અલબત તે જ પક્ષમાં. સર્વપક્ષી પુસ્તક ભાષામાં સ્થાયી રહે છે, અને એકપક્ષી પુસ્તક થોડો વખત લોકોમાં ઘણી હોહા કરી મૂકે છે.

શૈલીશાસ્ત્રનો આટલો મર્મ અત્રે સ્પષ્ટ કરવાનું કારણ એ છે કે હાલ આપણા લોકમાં એ બાબત મોટો મતભેદ ચાલે છે. કેટલાક કહે છે કે "ધીરે ધીરે સુધારાનો સાર સજ્જન સ્નેહ સહિત સંભળાવજો" અને કેટલાક કહે છે કે કહેવા બેસવું ત્યારે તો એક મગની બે ફાડ જ કરીને આપવી. ઉપલી સમજૂતી ઉપરથી માલમ પડશે કે એ બંને વાત યથાર્થ સમજવામાં આવે તો ખરી છે, અને એ બંનેમાં કશો વિરોધ નથી. પણ એ ઉપરથી એમ અર્થ નીકળતો નથી કે કોઈએ પણ પોતાના મનના વિચાર પડદામાં રાખી સભાશોભતું જ બોલવું. એ તો ચોખ્ખું જૂઠાણું છે. એક પક્ષીએ જેવા પોતાના વિચાર હોય તે પ્રમાણે જ જણાવવા, અને તેમ કરવાથી જ પોતાના વિચારના હકમાં ફાયદો થાય છે. એ ફાયદો કેવી ને કઈ રીતે થાય છે તે ન સમજવાથી બંને મતવાળા એક બીજા સાથે નકામા લડી મરે છે.

આ પુસ્તકના ચાર ભાગ પાડેલા છે, અને તે દરેકમાં ઘણું કરીને એકનો એક જ છંદ રાખેલો છે. પિંગળરીતના છંદ પસંદ ન કરતાં દેશી ગરબીઓ રાખી એ સારું કર્યું છે. સંસ્કૃત ઢબના અક્ષરછંદો તો આપણા સમૂહને છેક અજાણ્યા છે જ અને તે ગુજરાતી ભાષાને અનુકૂળ પણ નથી. અર્થક્લેશ કે ભાષાની ખેંચતાણ કરીને તે જોડયા કરતાં માત્રિક છંદમાં સરલ કવિતા કરવી એ ઘણું ડાહ્યું કામ છે. દશવીશ વર્ષ પર ગુજરાતી

સાક્ષર મંડળને ગરબી વગેરેનો ઘણો તિરસ્કાર હતો તે હાલ ઘણો ખરો દૂર થયેલો જોઈ અમે ઘણા રાજી થઈએ છીએ; કેમકે એવી ગેરસમજથી પ્રાચીન ગુર્જર ભાષાનો અમૂલ્ય ભંડાર ફેંકી દેવા જેવું જ થઈ રહેતું હતું. ભાષા ભાષાના પદ્યબંધો તેના સ્વભાવને અનુસરતા જુદા જુદા જ હોય છે, અને તેમાં જે જાતના છંદો શિષ્ટ કવિઓ લખી ગયા હોય છે તે છંદો જ પાછળથી બીજા કવિઓ વાપરે છે. ઇંગ્લેંડમાં પ્રથમ ગ્રીકલેટિન વિદ્યાનું પુનર્જીવન થયું તે વેળા કેટલાક પાંડિત્યનું ડોળ ધરાવનારાઓ તે ભાષાના છંદ અંગ્રેજીમાં દાખલ કરવાને બહુ મથ્યા હતા, પણ ફળ એટલું જ થયું કે તેમની કવિતા ગાંધીની દુકાને પડીકાં બંધાવવાના જ કામમાં છેવટે આવી. આ ઉપરથી આપણામાં સંસ્કૃત છંદોના બહુ શોખી હોય તેમણે બોધ લેવાનો છે. સંસ્કૃતમાં પણ કાળને અનુસરી જુદા જુદા છંદ લખાતા આવ્યા છે. વૈદિકકાળમા ત્રિષ્ટુપ, રામાયણકાળમાં અનુષ્ટુપ, પછીથી ઇંદ્રવજ્રાદિક, ત્યાર કેડે આર્યા, અને છેવટે દંડક પર્યંત છંદો વપરાવા લાગ્યા. મતલબ એ કે લોકોમાં સામાન્ય રીતે જે છંદો એક કાળે બહુ જ પ્રસિદ્ધ હોય તે જ છંદમાં લખે તો તે પુસ્તક દેશમાં વંચાય.

આ પુસ્તકમાં જે ગરબીઓ વગેરે છે તેની અમે છંદમાં જ ગણના ઉપર કરી ગયા તે જાણીજોઈને જ કરી છે, કેમકે એમાં તાલ તથા માત્રાનો નિયમ ઘણે ઠેકાણે ( પહેલા ભાગમાં તો બરાબર જ ) છંદની પેઠે સાચવેલો છે. કેટલાક લોકમાં હજી એવી ઊંધી સમજ ચાલે છે કે ગરબી વગેરેમાં કાંઈ પિંગળનિયમ જ નથી, અને તે તો જેમ રાગડો કાઢીને લખીએ તેમ ચાલે. પણ એ ખોટી વાત છે. જૂના કવિઓ તાલ ને માત્રા નિયમે જ લખતા, અને હાલ જો કાંઈ તેમાં તૂટતું માલૂમ પડે છે તો તે ભાષાના* ફેરફારને લીધે છે. આ ગેરસમજૂતી હવે દૂર થવી

---

* ભાષામાં કેટલો ફેરફાર થતો આવે છે તે તો થોડા જ—બહુ જ થોડાના જાણવામાં છે, અને એ જ કારણથી ઘણા જણ જૂના કવિઓને બગર નિયમે જ પદ્યબંધ જોડનારા હજી ગણે છે. આ માટે પ્રસંગોપાત એ બાબત અમે કાંઈ અત્રે ખુલાસો કર્યો છે.

જોઈએ. અને તે કરવાનો એ જ રસ્તો છે કે જેને આપણી દેશીઓનુ અભિમાન હોય તેણે દેશીઓ પિંગળનિયમે અવિચ્છિન્ન જ લખવી. એના નિયમો પ્રસિદ્ધ—ગ્રંથસ્થ—ન હોવાથી તે જાણનારા કવિને પણ કોઈ કોઈ વાર ખોટાઈ કરવાનુ મન થઈ આવે છે, અને તેવું કાંઈ ચોથા ભાગમાં આ ભાઈએ કરેલું નજર આવે છે.

આખા ભાગમાં સાઠ સિત્તેર પાનાં સુધી એકની એક જ ગરબી ચલાવ્યાં કરવી એ અમને બિલકુલ પસંદ નથી. આ બાબત આપણા વિવેચકોમા હાલ કાંઈક વિરુદ્ધ મત ચાલે છે. એક જ છંદ વાપરવાનુ ચેટક અંગ્રેજી તથા સંસ્કૃત ભાષાની દેખાદેખીથી આપણામાં કેટલાંક વર્ષથી ઊભું થયું છે. સંસ્કૃત કાવ્યોની એવી જ રૂઢિ છે કે આખા સર્ગમાં એકનો એક જ છંદ વાપરવો, અને માત્ર છેવટે મરજીમાં આવે તો એક શ્લોક બીજી જાતનો મૂકવો. કાવ્યશાસ્ત્રવાળાએ તો મહાકાવ્યના લક્ષણમાં જ આ વાતને ગણી દીધી છે. રામાયણ, મહાભારત, ને પુરાણો જોઈશું તો તો આખો ગ્રંથ એક વૃત્તમાં જોડેલો માલૂમ પડશે. અંગ્રેજીમાં પણ આખા કાવ્યમાં એક જાતનો જ છંદ અવશ્યે વપરાય છે. આ જોઈ ગુજરાતીમાં પણ એમ કરવાનુ મન નવા મતવાદીને થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. પરંતુ જુના પ્રાકૃત કવિઓ તો બેધડક આ નિયમથી ઊલટા ચાલી જુદી જુદી જ દેશીઓ વાપરતા આવ્યા છે. વ્રજમાં પણ એક વાર કવિત તો પછીથી સવૈયા લખવાનો તે ભાષાના ઘણાખરા કવિઓએ પોતાના કાવ્યોમાં સાધારણ નિયમ જ રાખેલો જણાય છે. નવું દાખલ કરવામાં બહાદુર એવા આપણા શામળભટે દોહરા, ચોપાઈ, ને વખતે છપ્પારૂપી વિચિત્રતા જ પોતાના સઘળા લખાણમાં સર્વત્ર પસંદ કરી છે, એ તો ગુજરાતનાં બાળકો પણ જાણે છે. પ્રાકૃત કવિઓ આ પ્રમાણે શા માટે કરતા હશે એ સમજવું મુશ્કેલ નથી. તેઓ જાતે સંસ્કૃત રૂઢિઓના પરમ આસ્તિક ભક્ત છતાં આ વાતમાં તો તેમણે તેનુ જાણી જોઈને ઉલ્લંઘન કર્યું છે, કેમકે તેમની સ્વભાવશુદ્ધ શ્રવણેન્દ્રિયે તેમ કરવા સ્પષ્ટ ના પાડી. તેમણે જોયું કે એમ કરવા જતાં રસનો છેક ભંગ થઈ જાય છે.

આમ થવાનું કારણ એ છે કે આપણી ભાષામાં કવિતા **બોલાતી** નથી, પણ **ગવાય** છે, એક દોહરો પણ રાગડો કાઢ્યા વિના આપણે બોલતા નથી. કવિતા બોલવી એ જ શું તે આપણામાં થોડા સમજતા હશે. એની કાંઈ સમજ પડવા હિંદુસ્તાનની કવિતા ભાટચારણો કેવી રીતે બોલે છે તેનો વિચાર કરવો. સૂરનો કેવળ ત્યાગ કરી માત્ર તાલ સંભાળી અર્થને આધારે જ જુસ્સો લાવી વાંચવું તેને કવિતા બોલવી એમ કહે છે. આ રીતિ સંપૂર્ણપણે અંગ્રેજી ભાષામાં પ્રવર્તમાન છે—તેમાં તો કવિતા વાંચતી વેળા રાગ જરા પણ કાઢવો એ અતિ નિંદ્ય ગણાય છે. પણ આપણે જે આંક ભણનાર પણ રાગ કાઢે ત્યારે જ રાજી થઈએ છીએ, તેને પરભાષાનો કાવ્ય સંબંધી આવો વિરાગી નિયમ શા કામનો? જ્યાં રાગ આવ્યો, ત્યાં વિચિત્રતાની જરૂર છે જ. એકનો એક રાગ ગમે એવો મધુર હોય તોપણ થોડા વખતમાં તે કાનને કંટાળો આપે છે. રાગ તો વારંવાર બદલાવો જ જોઈએ તે સંગીતશાસ્ત્રનો નિયમ છે. ગાવામાં પદો કેવાં ટૂંકાં હોય છે એ તો સૌના લક્ષમાં હશે. કવિતા લેખે જે નાનો કકડો ગણાય, તે પણ ખરા ગાયનમાં તો લાંબો પડે છે. માટે જ્યાં સુધી આપણી કવિતા રાગની સાથે સંલગ્ન પામેલી છે, ત્યાં સુધી તેને અનુસરી વર્તવામાં જ એ બંનેની શોભા છે. એકના એક રાગની લાંબી કવિતાથી શ્રવણસુખનો ભંગ થાય છે એટલું જ નહિ, પણ અર્થ અને રસનીયે હાનિ થાય છે. એક રસ વિવિધ સંચારી ભાવથી પુષ્ટ થાય છે, અને તે પ્રત્યેક સંચારી ભાવના ઉચ્ચારણને જુદો જુદો સ્વરભેદ જ અનુકૂળ હોય છે; માટે જ્યાં રાગ છે ત્યાં તો ક્ષણે ક્ષણે બદલાતા સંચારી ભાવને અનુસરી રાગ પોતે પણ બદલાવો જ જોઈએ. સઘળી ભાષામાં સંગીત કવિતા આ નિયમે જ જોડવામાં આવે છે. જેનો દાખલો લઈ આપણા કેટલાક ગુજરાતી ભાઈઓ ભરમાયા છે તે સંસ્કૃત ને અંગ્રેજી ભાષાના કોઈ પણ કવિએ સંગીત કવિતા એક વૃત્તમાં રચવાનો ખ્યાલ સ્વપ્ને પણ કર્યો નથી. જો સકળકાવ્યશાસ્ત્રસંપન્ન જે જયદેવ તેણે જ ગીતગોવિંદમાં વિવિધ બંધ પસંદ કર્યા,' તો આપણે સંસ્કૃતનું ઓઠું લઈ ગરબીઓ ગાવામાં એક વૃત્ત રાખવાની ગાંડાઈ

શા માટે કરવી જોઈએ? ગુજરાતી સઘળા કવિઓ હારિયાં પદ એક વિષય પર ઘણું કરીને ચાર સુધી જ લખતા આવ્યા છે. અને એ નિયમ આપણે માટે, અમે તો ધારીએ છીએ કે, જોઈએ તેવો બસ છે. છંદોબદ્ધ કવિતામાં પણ એક વૃત્તના કાવ્યોવાળી ભાષાની પદવીએ પહોંચતાં હજી ગુજરાતીને વાર છે. અને તે વખત આવવા પહેલાં અવશ્યનું એ છે કે કવિતા **ગાવાની** રીત જઈ આપણામાં તે **બોલવાની** રીત પડવી જોઈએ.

હવે આ પ્રત્યેક ભાગમાં શું છે તે આપણે ઉપર ઉપરથી કાંઈ એચરદષ્ટિએ જોઈ લઈએ. "હરિભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે" એ ગરબીનો ઢાળ પહેલા ભાગમાં રાખ્યો છે, અને તેનું લખાણ બીજા સઘળા ભાગ કરતાં સારું છે. એમાં મરણ, લગ્ન, સાધારણ સુધારો, સામાન્ય વહેમ, ને કેળવણી સંબંધી, એ રીતે છ વિષયો અનુક્રમે વિગતવાર ચિત્ર પાડતી બાનીએ વર્ણવ્યા છે. છેલ્લી બાબત પર લખતાં શેઠ વલ્લભદાસે અંગ્રેજી ભાષાના અભ્યાસ વિરુદ્ધ કેટલાક કટાક્ષ ફેંક્યા છે તે જોઈ અમે દીલગીર થયા છીએ, કેમકે એ ઉપરથી માલૂમ પડી આવે છે કે એ ભાઈના સમજવામાં અંગ્રેજી અભ્યાસનું મહત્ત્વ બરાબર નથી. ગુજરાતી છયે ધોરણ પૂરાં કર્યા વિના અંગ્રેજીનો આરંભ જ ન કરવો એ વિચાર ખોટો છે, અને હાલ સરકારે ચોથું ધોરણ ભણી રહ્યા પછી અંગ્રેજીમાં દાખલ થવાની જે છૂટ રાખી છે તે દૂરંદેશી ભરેલી, યોગ્ય, ને ઊંચી કેળવણીને લાભકારક છે. અંગ્રેજી સ્કૂલોમાં ગુજરાતી ઉપર કદાપિ ઘટતું લક્ષ અપાતું નહિ હોય, તોપણ તે માટે બંને ભાષા જોડે ભણવાની વર્ત્તમાન પદ્ધતિને જ દૂષિત ગણવી એ વાજબી નથી. તેમ જ "આ કલમ-ઘડી આપો-મારું-આ-બાગ-નઠારું કે-સારું, બેટ-ક્યાં-આવ્યુ વારું". એવું બોલતો કોઈ પણ અંગ્રેજી ભણેલો હિંદુ થઈ ગયો હોય એ અમે માની શકતા નથી, અને એ બાબત ભાઈ વલ્લભદાસ પોતાના અનુભવની સાક્ષી આપે છે તોપણ એમાં કાંઈ અતિશયોક્તિ કે ગેરસમજાતી હોવી જોઈએ. મુસલમાન કે કદાપિ પારસી સિવાય ગુજરાતના કોઈ પણ ભાગનો દેશી એમ બોલે જ નહિ. એ અભ્યાસનો નહિ પણ જન્મભાષાનો સવાલ છે, અને તેમાં આવી

ભૂલ કોઈ પણ માણસ શી રીતે કરી શકે? જો એવો કદાપિ ધારો કે નીકળ્યો, તોપણ તે માટે અંગ્રેજી સ્કૂલો કરતાં તેના માબાપનો વાંક કાઢવો બહેતર છે, કેમકે એને નાનપણમાં પોતાની ભાષા બરાબર બોલતાં ન આવડી તેનો દોષ તેમને જ માથે છે. કલમ, આગ, ને બેટ એ શબ્દો નાનપણથી ઘરમાં વપરાતા સાંભળવામાં આવે એવા હોવાથી તેની જાતિમાં જો કોઈ ભૂલ કરે તો તે તેના માબાપની જ છે એમ સમજવું જોઈએ.

બીજો ભાગ દેવાનંદની "અંતકાળે સગું નહિ કોઈનું રે" એ ઊછળતી ગરબીના રાગમાં જોડેલો છે. અને લખાણ પણ પહેલા ભાગ કરતાં વધારે ઊછળતા જુસ્સાવાળું છે, અગર જો તે જ કારણથી તેની ભાષા, વિચાર, કે પદ્યબંધમાં તેટલું વ્યવસ્થિતપણું રખાઈ શક્યું નથી. ત્રીજા ને ચોથા ભાગને પણ આ જ ટીકા સામાન્યપણે લાગુ પડે છે. ભોજા ભગતના ચાબખાની રાહ પર ત્રીજો ભાગ રચ્યો છે, અને તેમાં તો સત્તર સત્તર કડી સુધીનાં લાંબાં પદનાં કાફિયાં મેળવતાં ભાષા ને શબ્દોનું કચ્ચરઘાણ વાળી નાંખ્યું છે. આત્માને આતમો, અગિયારમું બારમુ એને ઠેકાણે અગિયારમો બારમો, ઘરસૂત્રને ઘરસૂતરો, વગેરે વગેરે જેમ જેમ જડતું આવ્યુ તેમ ઠોકી માર્યું છે. ભોજા ભગતની પેઠે જ જડસી ભાંડણુ ભાષા પણ કોઈ કોઈ ઠેકાણે મન મૂકીને વાપરી છે. એટલું બધુ છતાંયે અમે કહીએ છીએ કે આવા ગામડિયા પોશાકની અંદર ખરા કવિત્વની મૂર્તિ રહેલી છે, અને પ્રાસાનુપ્રાસ પણ ઘણેક ઠેકાણે સ્વબુદ્ધિના, સાભિપ્રાય, ને સરસ છે.

ચોથા ભાગમાં વિવિધ રાગની પદ ગરબીઓ છે, અને વિષય પણ વિવિધ છે, તથાપિ ઘણો ભાગ બાળલગ્નને લગતો છે. અત્રે તો ઘણોખરો "બાળલગ્નબત્રીશી"માંથી ભાષાફેર ઉતારો જ છે, અને તેમ છે એ વાત કવિએ પ્રસ્તાવનામાં પોતે કબૂલ કરી તેનું કારણ આ પ્રમાણે જાહેર કર્યું છે: "આ પુસ્તકમાં જે ચોથો ભાગ છે તેમાંની કેટલીક ગરબીનો ભાવાર્થ બાળલગ્નબત્રીશીના પુસ્તકમાંથી ઉતારા તરીકે છે. તે લઘુ ગ્રંથની કાવ્ય મને ઘણી ઉત્તમ લાગી, પરંતુ તેમાં મૂકેલા રાગ અમારા તરફ અપ્રસિદ્ધ હોવાથી ખાસ નવરાતરમાં પુરુષોને ગાવા લાયક

રાગોમાં તે ભાવાર્થ સમજાવ્યો છે. તેના વિદ્વાન કર્ત્તાની પાસે તે બાબતની ક્ષમા ચાહું છું."

આખા કાવ્યની શૈલી પણ "બાળલગ્નબત્રીશી"ને અનુસરતી રાખવા ઉપર શેઠ વલ્લભદાસનું લક્ષ અખંડ જણાય છે, અને તે બાબત પણ પ્રસ્તાવનામાં આ રીતનો સ્પષ્ટ ખુલાસો કર્યો છે. "નવલબત્રીશીની કાવ્ય પણ એ વિષે લખાયેલા વિષયમાં સર્વોત્કૃષ્ટ છે. ભાષા જુસ્સાભેર હૃદય લાગણીને રોશન કરનારી છે. આ ગ્રંથમાં મેં તેવી જ પદ્ધતિ પસંદ કરી છે." આ બે ઉતારા અત્રે આપવા એમાં કાંઇક અવિવેક જેવું છે ખરું, પણ હાલ આપણા પ્રાંતમાં કવિતાની જે ત્રણ ચાર શાળાઓ (Schools) ચાલે છે તેમાં કોની જોડે આ કાવ્ય સંબંધ ધરાવે છે એ સવાલ પોતે કવિએ જ ઉઠાવ્યો છે, તો તેનુ કાંઇક નિરાકરણ આ વિવેચનમાં થવું જ જોઈએ. એ આખું કાવ્ય ધ્યાન દઈને વાંચતાં અમારો એવો નિશ્ચય થાય છે કે એ દલપતશાળાનું તો નથી જ. આ ઊગતા કવિનું લક્ષ શબ્દ કરતાં અર્થ ઉપર વધારે છે એ વાત જ તેને તે શાળામાંથી મુક્ત કરવાને બસ છે. ભાષાશુદ્ધિનો કેવળ અનાદર, કેટલોક ક્લિષ્ટાન્વય, અને વિચારોની પણ કોઈ કોઈ ઢપછપ જોતાં હાલ એની વિશેષ ઝોક નર્મદશાળા તરફ દીઠામાં આવે છે. પણ તેમ જ નિર્દંભ અર્થલક્ષીપણું અને પારદર્શક સ્પષ્ટવક્તા વાણી, એ નવલશાળાનાં જે ખાસ લક્ષણો તે પણ અત્રે બહાર પડતાં છે, માટે અમારો મત એ મુજબનો થાય છે કે હાલ એ કવિ આ બંને શાળાની મધ્યે છે, પણ મનનું વલણ આગળ જતાં બીજીની તરફ જવાનું છે.

અમે જોઈને પ્રસન્ન થઈએ છીએ કે આ કાવ્યમાં શેઠ વલ્લભદાસે ઉત્તમ પદ્યકારોનાં કેટલાંક લક્ષણો દર્શાવ્યાં છે. શૈલી એકાગ્ર, બંધ અર્થલક્ષી તથા કાંઇક ઘટ્ટ, ને પ્રાસાનુપ્રાસ સ્વશુદ્ધિની છે. સંક્ષિપ્ત અથવા એકાગ્ર (Concise) શૈલી એટલે મુદ્દાની વાતને જ વળગી રહી આડાઅવળા જવું નહિ. આ શૈલીમાં દરેક શબ્દ સાભિપ્રાય એટલે અર્થમાં જરૂરનો વધારો કરનાર હોય તે જ મૂકવામાં આવે છે, અને કાંઈ પણ પુનરુક્તિ કે

અંગવિસ્તાર પણ ઝાઝો કરવામાં આવતો નથી. સર્વાગ્રદષ્ટિવાળી શૈલી (Diffused style)માં યથાર્થતા તો એટલી જ રહેલી હોય છે, પણ અંગઅંગીનો વિસ્તાર મર્યાદિત હોતો નથી. આ બંને શૈલી સારી છે. અને જેની બુદ્ધિ જે શૈલીને અનુકૂળ હોય તેને અનુસરી તે પ્રમાણે લખે, તો બંને શૈલીના ગ્રંથ સમાન જ રસ આપે છે. તો પણ અમે એકાગ્ર શૈલીને વધારે ઊંચી ગણીએ છીએ. એ શૈલીમાં અત્તરની શીશી પેઠે સઘળું સારસ્ય જ ભરેલું માલૂમ પડે છે. આવી સર્વોત્તમ શૈલી આ જુવાન કવિને એકદમ જોઈએ તેવી સાધ્ય થયેલી છે એમ કહેવાનો અમારો અર્થ નથી, પણ એના મનનું તે તરફ સ્વાભાવિક વલણ છે એમાં કાંઈ શક નથી, અને એ જ વાત તેને મુબારકબાદી આપવાને અમે બસ સમજીએ છીએ.

અર્થલક્ષી બંધ એ પણ એક બુદ્ધિમાન કવિનું લક્ષણ છે. આજકાલ ઘણાખરા નાનકડા કવિઓ શબ્દલક્ષી જ દીઠામાં આવે છે. તેઓનું ઘણું લક્ષ તાલ, માત્રા, ઝડઝમક, વગેરે ગોઠવવામાં જ રોકાયેલું હોય છે. જાણે શબ્દ પહેલા ને અર્થ પછી એમ જ સમજતા તેઓ દેખાય છે, અને વખતે નિરર્થક શબ્દો પણ પાદપૂરણાર્થે ઘોંચી દેતા કાંઈ આંચકો ખાતા નથી. વિશેષણો તો સાભિપ્રાય કે સપ્રયોજન જોઈએ તેનો વિચાર તેમના સ્વપ્નામાં પણ આવતો નથી, અને જાણે તે માત્રાનુ ભરણું કરવાને જ અર્થે હોય એમ સમજે છે. આમ હોવાથી તેમનું કવન ઢમઢોલ ને માંહે પોલ જેવું જ કેવળ થઈ જાય છે, અને તે જોઈ સમજદાર કે રસિક પુરુષો તો બહુ જ કંટાળે છે; કેમકે તેમને તો અર્થલક્ષી પદ્યબંધ જ ગમે. અર્થની ઉપર જ અખંડ લક્ષ, અને તેના સર્વે ભાવ પરિપૂર્ણ રીતે પરાવર્તન પમાડવાને માટે જ ભાષા છે, એમ સમજી જે યથાયોગ્ય પદ્યરચના કરવી તેને અમે અર્થલક્ષી પદ્યબંધ કહીએ છીએ.

આ વિવેચન બહુ ચાલ્યું. હવે તો એ પૂરું કરવું જોઈએ, કેમકે ચર્ચાજોગ બાબતો તો આ પુસ્તકમાં ખૂટે એમ નથી.

અર્થલક્ષી બંધ અને એકાગ્ર શૈલી, એ બે દુર્લભ સુગુણો આ કાવ્યમાં છે, એમ અમે પાછળ બતાવ્યુ. એમાં સિદ્ધિ કેટલી

થઈ છે તે હવે જોવાનું છે. એક અર્થલક્ષી બંધ જ સિદ્ધિએ પહોંચાડવો બહુ મુશ્કેલ છે, ને તેની સાથે એકાગ્ર શૈલી ભળી એટલે તે કામ બહુ જ મુશ્કેલ અને ઘણાને તો અસાધ્ય જ થઇ પડે એમાં કાંઈ આશ્ચર્ય નથી. એમાં પૂરેપૂરી ફતેહ તો ઘણી મહેનતે, ઘણે અભ્યાસે, ને સ્વાભાવિક યોગ્યતા બહુ સારી હોય છે તો જ કોઈ વિરલાને મળે છે. એ સિદ્ધિ એટલી દુર્લભ છે કે તેને સઘળા કવિઓ પ્રસાદ જ ગણે છે. આપણી ભાષામાં આ જાતની શૈલી સંપૂર્ણપણે તો ગુર્જરભૂષણ પ્રેમાનંદ ભટ્ટમાં જ જોવામાં છે. અને તેનાથી ઊતરતે દરજ્જે દયારામમાં. શામળની બાની એકાગ્ર નથી, પણ કાંઈક વ્યગ્ર અને વિસ્તીર્ણ છે. અખાનો બંધ કેવળ અર્થલક્ષી ને એકાગ્ર છે, પણ તેમ કરવા જતાં ભાષા બગડી ગઈ છે. આ શૈલીમાં ત્રણ વાતનો મોટો ભય રહે છે— ક્લિષ્ટતા, કઠોરતા, અને અનાગરત્વ (Inelegance). એટલે શુદ્ધિ, રૂઢિ, પ્રૌઢિ વગેરેનો ભંગ થઈ વાણી ખીચડાજેવી ગામડિયા દેખાય છે. અખામાં કઠોરતા નથી, પણ અનાગરત્વ તથા (વિષયનું કાઠિન્ય બાદ કરતાં પણ) ક્લિષ્ટતાનો કેટલોક દોષ લાગ્યો છે. ત્યાર પછી એ શૈલી નર્મદાશંકરે પકડી. તેણે અનાગરત્વનો દોષ ઘણોખરો દૂર કર્યો, પણ તેમ કરતાં વાણી કાંઈક ક્લિષ્ટ થઈ ગઈ ને જોઈએ તેવી મીઠાશ આવી નહિ.

એમ છે તો આ શિખાઉ કવિની ભાષા એ શૈલીનો આશ્રય લેતાં મનમાનતી ન નીવડે એમાં કાંઈ નવાઈ નથી. પણ ટીકા કરવાજોગ એ છે કે, “મારી સરળ કવિતામાં કાઠિયાવાડી શબ્દો કેટલેક ઠેકાણે આવ્યા છે; પ્રાંતભેદના શબ્દો પણ હશે; તથાપિ એ પદ્ધતિ મને પસંદ છે” એમ કહી એ સઘળા દોષમાંથી જ છૂટી જવા માગે છે. પ્રથમ તો કહેવાનું એ છે કે કાઠિયાવાડના સર્વોપરી વિદ્વાન મણિશંકરભાઈ, કવિ ભવાનીશંકર, તથા હાલ ભાવનગર વગેરે અનેક ઠેકાણે જે જુવાન લેખકો બહાર પડવા લાગ્યા છે, તેમાંના કોઈને પણ દેશની સામાન્ય ભાષામાં લખતાં અઘરું લાગતું નથી, તો આ ભાઈને જ તેમ શા માટે થતું જોઈએ? પ્રથમ પ્રયાસે અઘરું લાગે, પણ આગ્રહથી સઘળું થઈ શકે છે. ગમે તેમ હો પણ કાઠિયાવાડનું પ્રાંતાભિમાન ઉશ્કેરી તેની હેઠે

પોતાની શૈલીના દોષો છુપાવવા એ અમને બિલકુલ વાજબી લાગતું નથી. પણ પ્રાંતભેદના શબ્દોનો સવાલ બહુ મોટો છે તેથી તેને બીજા પ્રસંગને માટે રહેવા દઈ અમે કહીએ છીએ કે આ ચોપડીમાં કાઠિયાવાડી શબ્દો એ જ મુખ્ય દોષ નથી, પણ ભાષા સંબંધી અનેક રીતના ગડબડગોટા છે.

એમાં કેટલાક શબ્દો તો કાઠિયાવાડી નહિ પણ ગોહિલવાડી જ છે, અને તેથી તે હાલારી કે ઝાલાવાડી પણ સમજી શકતા નથી, તો ગુજરાતના બીજા લોકોનું શું કહેવું! કેટલાક તો કાઠિયાવાડી કે ગોહિલવાડી નહિ પણ હડહડતા ગામડિયા શબ્દ જ છે. નખોદને ઠેકાણે નખ્ખોદ, મીંઢળને ઠેકાણે મીઢોળ, વૈધ્રતને ઠેકાણે વૈધ્રટ, મલકાયની જગો પર મરકાય, ગળચીની ગલફી (?), અખાડાની જગો પર અખેડો, અફસોસને ઠેકાણે અપશોચ, જાપતાને ઠેકાણે જાબતો, ધૂમને ઠેકાણે વોમ, પૂડાને ઠેકાણે પોડા વગેરે ગણતાં પણ પાર ન આવે એટલા શબ્દો છે તે કાંઈ કાઠિયાવાડી નહિ પણ ગામડિયા અથવા તોતડી જાતના જ બોલ કહેવાય. કાઠિયાવાડી પ્રાંતભેદનું તો ખરેખર *નિમિત્ત જ છે — ખોટી જ ઢાલ ઊભી કરી છે. વાગેછ, બોલેછ, એવા સુરતી પ્રાંતભેદ પણ ફાવતું આવ્યુ છે ત્યાં ધમધોકાર દાખલ કર્યા છે. સુરતી પ્રાંતભેદ તો શું પણ કેટલેક ઠેકાણે પારસી ઢબ પણ છૂટથી વાપરી છે. "જો તોડે કુદરતનો કાયદો, તો જાય તંદુરસ્તી ફાયદો, આ મત અર્વાચીન ઇલાયદો" આ લીટીઓ તો મુંબઈના પેલા મનસુખ સાહેરની કવિતા (?)ને યાદ કરાવે એવી છે, અને ખરે, કહ્યું ન હોય તો કોઈ પણ એમ ધારે નહિ કે એ કાઠિયાવાડના એક હિંદુ ગૃહસ્થની બનાવેલી હશે. તેમજ "અંગીકારી રીતે એજન, (હિસાબી ખાતાનો શબ્દ)

* અમે જોઈએ છીએ કે જ્યાં પ્રાસ મેળવતાં ગૂંચવણ પડે છે અથવા પદ્ય બેસતું નથી તેવે ઠેકાણે જ આવા દૂષિત શબ્દો વાપર્યા છે. એ કાંઈ પ્રાંતભેદની પ્રીતિ નહિ, પણ શિખાઉ પદ્યકારની અધીરાઈ જ કહેવાય. આવા અધીર જો સંસ્કૃત શ્લોક રચવા બેસે તો બેશક પાણિનિને દોઢડાહ્યો ઠેરવી દેશનિકાલ જ કરે ને પછી બીજી વાત.

ભિલડું આપ્યું છે ઉત્તેજન, (સંસ્કૃત શબ્દ) તેથી સ્થિતિ સુધરી એકત" (વિલાયતી જોડણી) એમાં જે પ્રાસ મેળવવા ભાષાનો અજાયબ ખીચડો કર્યો છે તે તો પેલા ફક્કડ લાવણી બનાવનારાઓને પણ બેશક ખૂણે બેસાડે એવો જ જણાય છે. તેમ જ કેટલેક ઠેકાણે વ્યાકરણભંગ પણ કરતાં આચકો ખાધો નથી. "ધૂત્યાનો" ને ઠેકાણે ધૂતાનો "કળશીએ"ની જગો પર કળશે, "વધાર્યોજ" ને ઠેકાણે વધારેજ, કેફ "કરી"ને ઠેકાણે કેફ કર્યો, "ભ્રમણા"ને ભ્રમના, "એટલું"નુ અટલું, ઉપાયને ઉપા, ને "અગિયારસું બારમુ" તેને ઠેકાણે અગિયારમો બારમો વગેરે અનેક ગ્રામ્યતાની, પ્રાંતભેદની, ને બેપરવાહીની ભૂલો આ પુસ્તકમાં ડગલેડગલે માલૂમ પડે છે. ટૂંકામાં ભાષા એવી કપોલ-કલ્પિત થઈ ગઈ છે કે તેને ગુજરાતી, કાઠિયાવાડી, મુંબઈગરી, કે શું કહેવી તેની અમને કાંઈ પણ સૂઝ પડતી નથી; ને કેટલેક ઠેકાણે તો છેવટે કોષ આપ્યો છે તેની મદદ લેતાં પણ અમારાથી તો બરાબર સમજી શકાતી નથી.

પણ બસ. એ બાબત વધારે ચૂંથણું ચલાવવું અમને ગમતું નથી. અમે તો અગાઉથી જ કહ્યું છે કે એ શૈલી કઠણ છે, અને પ્રથમ પ્રયાસે તે સિદ્ધ થતી નથી. આ શેઠ વલ્લભદાસનો એ બાબત પ્રથમ પ્રયાસ છે તે જોતાં તો અમે કહીએ છીએ કે અનાગરત્વ સિવાય સઘળા દોષ એ ભાઈ દૂર કરી શક્યા એ જ મોટી વાત છે, અને જો પ્રાંતાભિમાન જે હાલ મિથ્યા આગળ કર્યું છે તેને છોડી દઈ અભ્યાસ જારી રાખશે તો ભાષાની શુદ્ધિ અને રૂઢિ પણ મેળવવાને શક્તિમાન થશે એમ અમે માનીએ છીએ. કેમકે એના લખાણ ઉપરથી એણે ઘણું વાંચ્યુ હોય એમ તો માલૂમ જ પડે છે. અમે જૂના કવિઓનો ભાષાને માટે અભ્યાસ કરવાની (જો એ ભાઈને રુચે તો) ખાસ ભલામણ કરીએ છીએ. તેમાં જે શબ્દો આવે તે ગુજરાતમાં સર્વેને માન્ય સમજવા.

પણ હવે એ અપ્રિય ચર્ચા છોડી એ કાવ્યના ગુણવિવેચન તરફ પાછા હર્ષથી જઈએ. ખરે, એ કાવ્યના કેટલાક ગુણ સુજ્ઞ વિવેચકને સદા હર્ષ આપે એવા છે, અને તે જ્યારે

એકદમ વિસારે પડે છે. ચતુર વાંચનારે જોયું હશે કે આ વિવેચનમાં અમારું મન વારંવાર પ્રસન્નતા ને અપ્રસન્નતાની છેવટ મર્યાદા સુધી વારાફરતી પરિક્રમણ કર્યાં કરે છે; અને તેનું કારણ એ જ છે કે એમાં જેમ દોષ તેમ ગુણ પણ મહા મોટા છે.

જુસ્સો — સાચો અંતઃકરણનો જુસ્સો — ઊભરાતો ઊછળતો જુસ્સો — જે પોતાના સત્ય સ્વરૂપમાં તલ્લીન થઈ ગયેલો છે, અને બીજાને કેમ લાગશે તેની કાંઈ પણ પરવાહ રાખતો નથી, એવો સ્વયંપ્રકાશ સાચા દિલનો જુસ્સો, એ કવિતાનો અને તેમાં વિશેષે કરીને સંગીત કવિતાનો તો અવશ્ય આત્મા જ છે. એ વિના સઘળો પદ્યબંધ શબવત્ છે, અને જ્યાં આવો સાચો ઊભરાતો જુસ્સો છે, ત્યાં બીજા ગમે એવા ને ગમે એટલા દોષ હોય, તો પણ કવિત્વ — મનોહર કવિત્વ — અવશ્યે જ રહેલું છે. ભાઈ વલ્લભદાસના કાવ્યની સઘળી મોહની આ જુસ્સામાં જ રહેલી છે. પહેલે પાને 'અવસાન કાળની ગરબીઓ અણસમજુ, અર્ધમૂઆને મારી કાં પૂરું કરો! જીવતા જમદૂત! છાતી પર ચડી શ્વેચ્યો શું કંડે છરો?' શરૂ થાય છે ત્યાંથી તે કાવ્યસમાપ્તિએ

"પાપ કરંતા વારીએ, ધરમ કરંતા હા;
એ મારગ બતલાવીએ, પછી ગમે ત્યાં જાય"

વગેરે શબ્દોમાં જે વાંચનારને છેવટ વિનંતી કરી છે ત્યાં સુધી સઘળે આખા કાવ્યમાં આવો જ ઊભરાતો અને સાચો જુસ્સો ચાલ્યો જાય છે, અને તેના પ્રવાહમાં રસજ્ઞ વાંચનારનો જીવ કદી પણ ખેંચાયા વિના રહેતો નથી. વચમાં કોઈ કોઈ ઠેકાણે કવિના ટૂંકા વિચાર જોઈ સ્મિત હાસ્ય આવે છે, ભાષાની ગ્રામ્યતા વારંવાર કંટાળો ઉપજાવે છે, "એજન ઉત્તેજન" જેવી પ્રાસો તો ખડખડ હસાવી મારે છે, તો પણ એ કાવ્યમાં અખંડ રસ લાગ્યો જ રહે છે, અને છેવટે 'આ કોઈ ખરો કવિ છે' એમ બોલાયા વિના રહેવાતું નથી. માટે આ પ્રસંગે મહુવાના એ તરુણ મિત્ર માત્ર ૨૩–૨૪ વર્ષની જ ઉંમરના અને મધ્યમ કેળવણી પામેલા વણિક વલ્લભદાસ પોપટ શેઠને અમે જાહેર રીતે કવિપદ આપીએ છીએ, અને એમ કહેતાં અમને

ઊલટું આવ્યું છે ઉત્તેજન, (સંસ્કૃત શબ્દ) તેથી સ્થિતિ સુધરી એકત" (વિલાયતી જોડણી) એમાં જે પ્રાસ મેળવવા ભાષાનો અજાયબ ખીચડો કર્યો છે તે તો પેલા ફક્કડ લાવણી બનાવનારાઓને પણ બેશક ખૂણે બેસાડે એવો જ જણાય છે. તેમ જ કેટલેક ઠેકાણે વ્યાકરણભંગ પણ કરતાં આચકો ખાધો નથી. "ધૃત્યાનો" ને ઠેકાણે ધૃતાનો "કળશીએ"ની જગો પર કળશે, "વધાર્યોજ" ને ઠેકાણે વધારેજ, ફેર "કરી"ને ઠેકાણે ફેર કર્યો, "ભ્રમણા"ને ભ્રમના, "એટલું"નું અટલુ, ઉપાયને ઉપા, ને "અગિયારમું બારમુ" તેને ઠેકાણે અગિયારમો બારમો વગેરે અનેક ગ્રામ્યતાની, પ્રાંતભેદની, ને બેપરવાઈની ભૂલો આ પુસ્તકમાં ડગલેડગલે માલૂમ પડે છે. ટૂંકામાં ભાષા એવી કપોલ-કલ્પિત થઈ ગઈ છે કે તેને ગુજરાતી, કાઠિયાવાડી, મુંબઈગીરી, કે શું કહેવી તેની અમને કાંઈ પણ સૂઝ પડતી નથી; ને કેટલેક ઠેકાણે તો છેવટે કોષ આપ્યો છે તેની મદદ લેતાં પણ અમારાથી તો બરાબર સમજી શકાતી નથી.

પણ બસ. એ બાબત વધારે ચૂંથણું ચલાવવું અમને ગમતું નથી. અમે તો અગાઉથી જ કહ્યું છે કે એ શૈલી કઠણ છે, અને પ્રથમ પ્રયાસે તે સિદ્ધ થતી નથી. આ શેઠ વલ્લભદાસનો એ બાબત પ્રથમ પ્રયાસ છે ને જોતાં તો અમે કહીએ છીએ કે અનાગરત્વ સિવાય સઘળા દોષ એ ભાઈ દૂર કરી શક્યા એ જ મોટી વાત છે, અને જો પ્રાંતાભિમાન જે હાલ મિથ્યા આગળ કર્યું છે તેને છોડી દઈ અભ્યાસ જારી રાખશે તો ભાષાની શુદ્ધિ અને રૂઢિ પણ મેળવવાને શક્તિમાન થશે એમ અમે માનીએ છીએ. કેમકે એના લખાણ ઉપરથી એણે ઘણું વાંચ્યુ હોય એમ તો માલૂમ જ પડે છે. અમે જૂના કવિઓનો ભાષાને માટે અભ્યાસ કરવાની (જો એ ભાઈને રુચે તો) ખાસ ભલામણ કરીએ છીએ. તેમાં જે શબ્દો આવે તે ગુજરાતમાં સર્વેને માન્ય સમજવા.

પણ હવે એ અપ્રિય ચર્ચા છોડી એ કાવ્યના ગુણવિવેચન તરફ પાછા હર્ષથી જઈએ. ખરે, એ કાવ્યના કેટલાક ગુણ સુજ્ઞ વિવેચકને મહા હર્ષ આપે એવા છે, અને તે જ્યારે અમે સંભારીએ છીએ ત્યારે ભાષા સંબંધી જે અનેક દોષો છે તે

એકદમ વિસારે પડે છે. ચતુર વાંચનારે જોયું હશે કે આ વિવેચનમાં અમારું મન વારંવાર પ્રસન્નતા ને અપ્રસન્નતાની છેવટ મર્યાદા સુધી વારાફરતી પરિક્રમણ કર્યાં કરે છે; અને તેનું કારણ એ જ છે કે એમાં જેમ દોષ તેમ ગુણ પણ મહા મોટા છે.

જુસ્સો — સાચો અંતઃકરણનો જુસ્સો — ઊભરાતો ઊછળતો જુસ્સો — જે પોતાના સત્ય સ્વરૂપમાં તલ્લીન થઈ ગયેલો છે, અને બીજાને કેમ લાગશે તેની કાંઈ પણ પરવાહ રાખતો નથી, એવો સ્વયંપ્રકાશ સાચા દિલનો જુસ્સો, એ કવિતાનો અને તેમાં વિશેષે કરીને સંગીત કવિતાનો તો અવશ્ય આત્મા જ છે. એ વિના સઘળો પદ્યબંધ શબવત્ છે, અને જ્યાં આવો સાચો ઊભરાતો જુસ્સો છે, ત્યાં બીજા ગમે એવા ને ગમે એટલા દોષ હોય, તો પણ કવિત્વ — મનોહર કવિત્વ — અવશ્યે જ રહેલું છે. ભાઈ વલ્લભદાસના કાવ્યની સઘળી મોહની આ જુસ્સામાં જ રહેલી છે. પહેલે પાને 'અવસાન કાળની ગરબીઓ અણસમજુ, અર્ધમૂઆને મારી કાં પૂરું કરો! જીવતા જમદૂત! છાતી પર ચડી ચોંચો શું કડે છરો?' શરૂ થાય છે ત્યાંથી તે કાવ્યસમાપ્તિએ

"પાપ કરંતા વારીએ, ધરમ કરંતા હા;
એ મારગ બતલાવીએ, પછી ગમે ત્યાં જાય"

વગેરે શબ્દોમાં જે વાંચનારને છેવટ વિનંતી કરી છે ત્યાં સુધી સઘળે આખા કાવ્યમાં આવો જ ઊભરાતો અને સાચો જુસ્સો ચાલ્યો જાય છે, અને તેના પ્રવાહમાં રસજ્ઞ વાંચનારનો જીવ કદી પણ ખેંચાયા વિના રહેતો નથી. વચમાં કોઈ કોઈ ઠેકાણે કવિના ટૂંકા વિચાર જોઈ સ્મિત હાસ્ય આવે છે, ભાષાની ગ્રામ્યતા વારંવાર કંટાળો ઉપજાવે છે, "એજન ઉત્તેજન" જેવી પ્રાસો તો ખડખડ હસાવી મારે છે, તો પણ એ કાવ્યમાં અખંડ રસ લાગ્યો જ રહે છે, અને છેવટે 'આ કોઈ ખરો કવિ છે' એમ બોલાયા વિના રહેવાતું નથી. માટે આ પ્રસંગે મહુવાના એ તરુણ મિત્ર માત્ર ૨૩–૨૪ વર્ષની જ ઉંમરના અને મધ્યમ કેળવણી પામેલા વણિક વલ્લભદાસ પોપટ શેઠને અમે જાહેર રીતે કવિપદ આપીએ છીએ, અને એમ કહેતાં અમને

ખરેખરો હર્ષ ઉત્પન્ન થાય છે, કેમકે આજકાલ તાલમેલિયું લખનાર તો બહુ વધી ગયા છે. પણ ખરું કવિત્વ હમેશની પેઠે દુર્લભ જ છે.

રસ એટલે ખરા જુસ્સાની સાથે આ જુવાન કવિમાં ચિત્રણશક્તિ પણ સારી છે. જે વિષય લે છે તેનો ચિતાર એવો આબેહૂબ પાડે છે કે તે દેખાવ આપણી નજર આગળ જ આવીને ઊભો રહે છે. તેમાં અતિશયોક્તિ, મિથ્યા ગૌરવ જરા પણ નથી, પરંતુ વાતનું રૂપક બાંધવાને જરૂરની તેટલી જ તેમાં રૂપરેખા દોરેલી છે. આ ચિત્રણશક્તિમાં રમૂજી હાસ્યરસ જેને અંગ્રેજીમાં Humour કહે છે તે સારો માલૂમ પડે છે. એ હાસ્યરસ હમેશાં સુઘડ સુશિક્ષિત નથી, પણ કોઈ કોઈ પ્રસંગે ગ્રામ્યતાભરેલો દેખાય છે, જેમકે મરણ સમયના ખોટા રિવાજનું વર્ણન કરતાં ઠેકડીઓ કરવી એ ઊંચ માણસને સારું લાગતું નથી. તેમજ ખરી કે ખોટી રીતે પણ જનસમૂહમાં પૂજ્ય મનાયેલા બ્રાહ્મણોને

"બ્રાહ્મણ ભટ્ટા ! નિત લાડુનું ગાડું હવે નહિ ચાલશે;<br>
ભિક્ષાવૃત્તિ ભૂંડામાં ભૂંડી ગણી ધંધો ઝાલજે;<br>
તું માગી ખાય ચપટી ચપટી, તને લાજ નથી પડતાં જ લટી<br>
તારું ડહાપણ રાખ બધું દપટી બ્રાહ્મણ ભટ્ટા—<br>
તને હાથ પ્રભુએ આપ્યા, નથી ભાગી પડ્યા નથીરે કાપ્યા,<br>
નથી મોટા કરી તમને થાપ્યા, બ્રાહ્મણ ભટ્ટા—"

વગેરે છીછરા બોલથી જ સંબોધવા એમાં જુસ્સો રહેલો છે ખરો પણ નાગરત્વ elegance તો નથી જ. સુઘડ ગૃહસ્થ આવે પ્રસંગે જુદી રીતનું હાસ્ય કરે, અને તે તેના મર્માળ સૌંદર્યથી વધારે અસરકારક થઈ પડે. એ ખરું છે કે કેટલાક જૂના કવિઓ એથી પણ વધારે ભાંડણ ભાષા વાપરી ગયા છે; પણ પ્રથમ તો તે પોતાના આત્માને સંબોધી ગાળો દે છે, વિષય પણ પરલોક સંબંધી અંધત્વનો હોવાથી તે બાબત સખતમાં સખત ટપકો સાંભળવાને મનની અમુક સ્થિતિમાં માણસ આતુર હોય છે, અને એટલું છતાં એ એવી ભાંડણ કવિતા કરનારા સભ્ય મંડળમાં જડસા જ ગણાય છે. "નરભો કહે ફટ ગધેડીના" એવું વાંચતાં કયા નાગર પુરુષની મુખમુદ્રા સંકોચાઈ તેની આંખો એ ગામડિયા

કવિત્વ પરથી ખસીને પોતે તે પુસ્તક શા માટે હાથમાં પકડ્યું તે માટે ઘડીભર લજ્જાયમાન થતી નથી ?

આ પ્રમાણે અમારો આ કાવ્ય વિષે સમગ્ર વિચાર છે. એ કાવ્યમાં ગુણદોષ એવા સમતોલ થઈ રહ્યા છે કે વાંચનારામાં તે સંબંધી બે વિરુદ્ધ મત જ ઊભા થવાના. કેટલાકએક એને છેક તુચ્છકારી નાંખશે, અને કેટલાકને એ પ્રાણપ્રિય થઈ પડશે. એ દ્વિધાભાવ અમારા વિવેચનમાં પ્રસંગોપાત્ત બતાવ્યો છે અને તેનાં કારણો પણ તે સ્થળે દર્શાવ્યાં છે. એમ કરતાં જગા એટલી રોકાઈ ગઈ છે કે હવે એમાંના કાંઈ પણ નમૂના અમે દાખલ કરી શકતા નથી. અમારો સાધારણ દસ્તૂર તો એવો છે કે કોઈ પણ પુસ્તક વિષે સંક્ષેપમાં અમારા વિચાર જણાવી તે પ્રત્યેક વિચારની જોડે તે પ્રતિપાદન કરવા તેમાંથી થોડોક ઉતારો આપવો કે અમારા વિવેચનની યથાર્થતા વાંચનાર પોતાની મેળે જ સમજી લે. આ પ્રસંગે તેમ ન કરતાં અમારા અભિપ્રાયનાં કારણો ઉપર જ અમે કેટલોક વિસ્તાર કર્યો છે, કેમકે અમને આ તરુણ ગ્રંથકારનાં અહીંયાં ને અન્યત્ર લખાણ ઉપરથી લાગ્યુ કે એ સરસ વિવેચનને પાત્ર છે, અને પોતાની ભૂલો જો સવિસ્તર સમજે તો હવે પછી જે કવિતા કરે તેમાંથી તે દૂર કરી શકે એમ છે. માહેશ્વરવિરહની સંસ્કૃત દંભી શૈલીમાંથી એકદમ નીકળી આવી ઊલટી જ બાની જે પકડી શકયો, તે ધારે તો ગ્રામ્યતાદિકના દોષો દૂર કરી શકે ખરો; કેમકે એ દોષ ટાળવા એ પ્રસાદનું ફળ નથી, પણ તે શૈલીશાસ્ત્રની ખરી સમજ અને અભ્યાસપ્રયાસને જ આધીન છે. હાલ એને કાવ્યકળાનો ખરો માર્ગ લાધ્યો છે, પણ વાટે જતાં જે ગંદી નેળમાં તે લપટાઈ ગયો છે ત્યાંથી પાછો બોલાવી રાજમાર્ગ પર આણવો એ અમે અમારી ફરજ સમજીએ છીએ.

આ વિવેચન પૂરું કરતાં એ ભાઈએ બાળલગ્નનિષેધક સભાને (બેશક ગેરસમજૂતીથી જ) જે અન્યાય આપ્યો છે તે તરફ એનું લક્ષ ખેંચીએ છીએ કે બીજી આવૃત્તિમાં તે દૂર કરવામાં આવે. એ સભાનો એવો નિયમ નથી કે બાળકીની શાસ્ત્ર પ્રમાણે ઉંમર થાય કે તેને પરણાવવી જ જોઈએ. તે કલમનો ભાવાર્થ એથી ઊલટો જ છે, એટલે તેની મતલબ એમ છે કે શાસ્ત્રનો બાધ

ન આવે એટલી ઉંમર સુધી તો તેને અને ત્યાં સુધી કુંવારી રાખવી જ, અને તે ઉપરાંત જો કોઈ વધારે વર્ષની કરે તો તેની વડાઈ, એમ એ વાક્યનો વ્યંગ્યાર્થ છે, અને એમ એ સભાના કોઈ કોઈ ગૃહસ્થોએ કર્યું પણ છે. વાત એમ છે કે ગુજરાતમાં સાધારણ રીતે છોડીઓને લોકો નવ વર્ષમાં જ પરણાવી દે છે, અને તેથી તે અટકાવવાને શાસ્ત્રનો બાધ ન નડે ત્યાં સુધી તો તેને કુંવારી રાખવી જ એવી અત્રે ભલામણ કરી છે. તેમજ અગિયાર કે બાર વર્ષનું નામ ન પાડતાં શાસ્ત્ર ઉપર વાત નાખવાનું કારણ એ છે કે શાસ્ત્રમાં અગિયાર બાર વર્ષની જ મર્યાદા બાંધી હોય એમ કાંઈ નિર્વિવાદ સાબિત થઈ શકતુ નથી. મતલબ એ કે એ કલમનો ભાવ એ છે કે બને તેટલી છોડીને મોટી જ કરી પરણાવવી, ને તેમ ન બને તો એ સભા તરફનું કશુયે બંધન નથી. ખરું જોતાં એ સભાનો બધ પુત્રના લગ્ન સંબંધી જ કેટલોક છે, અને પુત્રી સંબંધી નથી. પણ એ સભાના સમજવામાં એમ છે કે અર્ધું થાય તો અર્ધું કરવું એ સારું, પણ આખાની બૂમો પાડી કરવું કાંઈયે નહિ એ કેવળ નિરુપયોગી દંભ છે. એ સભાને ઇનસાફ ખાતર અમારે એ પણ કહેવું જોઈએ કે આખા ગુજરાત પ્રાન્તમાં કાંઈ પણ જાતે **કરવું** એવી પ્રતિજ્ઞા ધરાવનારા સભાસદોની મંડળી એ એક જ છે. બીજી બધીઓ તો માત્ર **બોધ** કરનારી જ છે. અમદાવાદની બાળલગ્નનિષેધક સભા થોડું — અલ્પ પણ કાંઈયે કરી બતાવવાને મથે છે, અને તે માટે તેને સાચા સુધારકો તરફથી નિંદા નહિ પણ ઉત્તેજન જ ઘટે છે એમ અમારો તો વિચાર છે.

૧૮૮૨–'૮૩

# કવિતારૂપ કાઠિયાવાડ ઇલાકાની ભૂગોળ

બનાવનાર જટાશંકર આનંદજી જાની. આ ગોખણિયા ચોપડીનું મોં જોતાં જ અમને ઘણો કંટાળો ચડ્યો છે અને વહેમ જાય છે કે આવી ચોપડીઓ આપણી નિશાળોમાં ચાલતી હશે કે શું? સમજુ મહેતાજીઓને અમારી સખત ભલામણ છે કે તેમણે ક્યારે પણ આવી ચોપડીઓ નિશાળના કોઈ પણ છોકરાને ખરીદ કરવા દેવી નહિ. ભૂગોળ વિદ્યા શીખવવાનો ખરો રસ્તો નકશાથી છે, લંગડીલૂલી કવિતાના રાગડા ગોખાવવાથી નહિ.

૧૮૮૨

# ધર્મપુરવર્ણન

એ નામનું એક કવિતાનું ચીથરું કેટલાક માસથી અમને મળેલું, પણ કોણ જાણે સમજીને જ ક્યાંય એવું સંતાઈ ગયું હતુ કે તેની અમે અત્યાર સુધી ખબર લઈ શક્યા નહિ. હાલ ચીંથરાંઓની કાંઈ ખોટ નથી, પણ તેમાં આ તો સર્વોપરી જણાય છે. આ લખનારની વાણી તો એવી શુદ્ધ છે કે પોતાની નાત "ટોળકિયા" બ્રાહ્મણ છે એમ કહેતાં "તોલકિયા" જ બોલાઈ જાય છે. અને એ કવિતાને કોઈ અભણ સરદાર સર્ટિફિકેટ આપવા નીકળ્યો છે. તેનું લખાણ તો મૂર્ખપુરીમાં પણ અનુપમ ગણાય. એ પરીક્ષક સાહેબ લખે છે કે, "એ કવિત (છે લાવણી ગરબી વગેરે જ) મેં જોયુ છે તે નીરદોષ છે." ફિકર નહિ કરવી. "નીરદોષ" હોય કે "દૂધદોષ" હોય તેની અમને કાંઈ ફિકર નથી. પણ આ લખનારે મુખપૃષ્ઠ ઉપર જ એક ભિખારીવેડાનું વાક્ય લખ્યુ છે તે વાચી ગ્રંથકાર નામને માટે અમારે નીચું જોવું પડે છે. એ લખે છે કે "આ કાવ્યકર્તાને નામદાર.. તરફથી બક્ષીસ ખાતે રૂ. ૭) આપેલા, ત્યારબાદ...ને અરજ કરવાથી રૂ ૫) પાછળથી આપ્યા છે તે મળી રૂ. ૧૨) (કલદાર) શિરપાવ ખાતે ફક્ત મળેલા છે. ઘણું થોડું! આશા તો ઘણી મોટી હતી." આવું કરવા કરતાં તો બકાલું કે

વિદ્યાર્થીના આશીર્વાદ જ કરી પેટ ભરવાની મહેનત કરવી એ વધારે આબરૂદાર ગણાય.

દયાની ખાતર આ લખનારનું તથા જેની ભટાઈ કરવા એણે આ ચીથરિયા કવિતા જોડી છે તેનુ પણ નામ અમે ગુપ્ત જ રાખ્યુ છે. પણ એને તો તે વાતની જરા પણ લાજ કે શરમ હોય એમ જણાતું નથી. પોતે તો કવિરાજ ને વિશ્વવિખ્યાત થઈ જ ચૂક્યા, પણ બિચારા પોતાના ભાઈનાં નામ ક્યારે જાહેર થવાનાં છે એમ જાણી તેને પણ એક હાડપાંસળા વિનાના દોહરામાં બાધી પહેલે પાને જ લટકાવી દીધા છે. "ઓથારિયા હડકવા" નો આ ખરેખરો નમૂનો છે.

ગંભીરતાથી વિચાર કરતાં અમને એમ લાગે છે કે એમાં આ લવારા જોડનારા કરતાં તે સાંભળનારાઓનો દોષ વધારે છે. ખુશામતથી ભોળવાઈ, પોતાના નામની જ ખાતર, કે ગ્રાહકોની ટીપમાં પોતાનું નામ જોવાની તુચ્છ તૃષ્ણાથી આપણા લોક જ્યાં સુધી એવાં ચીથરાંને ખરીદ કરવાની ના નહિ પાડે, ત્યાં સુધી એવાં ચીથરાં દરરોજ વધારે ને વધારે જ નીકળ્યાં જવાનાં. માટે હાલ શ્રીમંત ગૃહસ્થો એ બાબત કાંઈ વધારે કાળજી રાખતા થાય તો બહુ સારું.

૧૮૮૫

## સુબોધચંદ્રિકા

બનાવનાર શ્રીકૃષ્ણ શર્મા. આ એક બોધન કવિતાની ચોપડી છે. એમાં "સંસાર માંહિ જનમી કરિયું શુ સારું" તથા "સંસાર માંહિ જનમી જનની લજાવી" એ ટેકના સો કરતાં કાંઈક વધારે વસતતિલકા છંદ છે, અને જીવશિક્ષાના મથાળા હેઠે પચાસેક ભુજંગી છે. વિચારમાં તો કાંઈ વિશેષ નથી, પણ ભાષા તથા પદ્યબંધ ઘસી ઘસીને સુંદર કરેલા છે. રામદાસ તથા કેટલાક મરાઠી કવિઓની છાયા એમાં બહુ જણાય છે, અને કોઈ કોઈ સ્થળે તો તેના તે શબ્દો લઈ લીધા છે. તે છતાં પણ આ જુવાન લખનારમાં પદ્યરચનાની શક્તિ તો સ્વાભાવિકપણે જ સારી હોય એમ સ્પષ્ટ જણાય છે. દિલગીરી એટલી જ છે કે ડોળ ભારે કરે છે. અદ્યાપિ સુધી પોતાનું જન્મ નામ કિસનલાલ તે ફેરવી અત્રે કૃષ્ણશર્મા એમ ધારણ કર્યું છે, અને આ પ્રમાણે ઋષીપદ પામ્યા પછી બાપનું નામ લખવાની તો જરૂર જ શી હોય? એમ કર્યું તોયે ખેર, પરંતુ એ બાબત પ્રસ્તાવનામાં જે ટાહેલું કર્યું છે, તે તો જાણે લોકો કાંઈ સમજતા જ નથી એવું અંધ અભિમાન દર્શાવે છે. વ્રજના તો નહિ પણ ઉર્દૂ કવિઓ બહુધા પોતાની કવિતામાં આડનામ ધારણ કરે છે ખરા, અને તેનાં બે કારણ હોય છે. એક તો સ્વનામે બહાર ન પડવું એવી નમ્રતા

અને બીજું દરેક માપની કવિતામાં સમાઈ શકે એવી છાપ રાખવી. હું મારું નામ ફેરવું છું એવી તે કાંઈ પ્રસ્તાવના લખી ભૂંગળો વગાડતા નથી, અને "કૃષ્ણશર્મા" એ નામ "કિસન" કરતાં કોણ કહી શકશે કે વધારે સુંદર કે બધી કવિતામાં ગુપચુપ સમાઈ શકે એવું છે! આખી પ્રસ્તાવના જ ઠાલી પતરાજીથી એ રીતે ભરેલી છે. જાણે એ મિલ્ટન કે માઘ જેવો સર્વમાન્ય મહાકવિ થઈ ગયો હોય, અને જાણે એને કવિતા કરતાં કેમ આવડી તે જાણવાને આખું જગત તલપી રહ્યું હોય તેમ એ બાબતનો જ કૂથલો નકામો એમાં દાખલ કર્યો છે. અને તે છતાં છેવટે એમ તો લખવું જ પડ્યું છે કે "હું સાહિત્ય શાસ્ત્ર એ શું તે સમજતો જ નથી". આ જુવાન લખનારને અમારી સલાહ (રુચો કે ન રુચો પણ) એ જ છે કે ભાઈ, નમ્રતા રાખો, અભ્યાસ વધારો, શબ્દના સૌંદર્ય કરતાં અર્થના સૌંદર્ય ઉપર વધારે લક્ષ આપો, અને એમ કરશો ત્યારે જ તમારામાં કેટલીક સ્વાભાવિક શક્તિ છે તે ફળદ્રૂપ થશે. તડાકા મારવાથી પર્યંતે જશ નથી.

૧૮૮૬

# શ્રી. કચ્છભૂપતિપ્રવાસવર્ણન

કવિતામાં રચનાર શિવલાલ ધનેશ્વર. આ કવિએ તુલસીકૃત રામાયણનું ભાષાંતર ગુજરાતી ભાષામાં પ્રગટ કર્યું ત્યારથી કવિવર્ગમાં એ શાબાશીની સાથે ગણનીય થયા છે. હાલ કવિતાની ચોપડીઓ તો ચોમાસાના જંતુઓની પેઠે હારોહાર ઊભરાઈ આવે છે, પણ ભાઈ શિવલાલનું આ કવન બેશક નામને બધી રીતે યોગ્ય છે. સાધારણ વાંચનાર કદાપિ ધારશે કે એક રાજાના પ્રવાસનું વર્ણન અત્રે કર્યું છે તેમાં તે ગામડાંઓનાં નામ અને તેની અપરિમિત પ્રશંસા એ સિવાય બીજું તે શું હોવાનું હતું? પણ અમે જોઈને પરમ સંતોષ પામ્યા છીએ કે એમાં ભાટાઈ ભરેલી સ્તુતિ લેશમાત્ર પણ નથી, અને રાજાના પ્રવાસનું વર્ણન યથાર્થ આપતાં દરેક સ્થળે ઉપમાઉત્પ્રેક્ષાદિક અનેક અલંકાર તેની સાથે એવા જોડી દીધા છે કે સઘળું કાવ્યરૂપ હોઈને બોધ તથા આનંદ બંને સમાન રીતે જ આપી શકે છે. ભાષા કાંઈક કઠણ પણ શુદ્ધ અને રૂઢ તથા પદ્યબંધ ઘણી વખાણવા લાયક છે. આ કાવ્ય ચાતુર્યપ્રધાન શૈલીનું ગણાય, અને ખરું કહીએ તો કવિ શિવલાલની હંમેશાં જ શૈલી એ પ્રકારની છે.

૧૮૮૭

## કુસુમમાળા

[ સંગીત કાવ્યનો સમુદાય ]

અમે જોઈને ખુશ થયા છીએ કે મિ. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. એ પોતાના સિવિલ સર્વિસના કામમાંથી અવકાશ આણી આ નાનું પણ રસિક પુસ્તક રચ્યું છે. એમાં અંગ્રેજી કવિ શેલીની ને કાંઈક વર્ડ્ઝવર્થની છાયા જોવામાં આવે છે, અને પાશ્ચાત્ય કાવ્યપદ્ધતિ કેવી હોય છે તે જણાવવાનો હેતુ એમાં કેટલેક દરજ્જે પાર પડ્યો છે. પદ્યબંધ મધુર તથા બહુધા સરળ છે, અને ભાષા પ્રૌઢ છતાં ભણેલા ગુજરાતી જનોથી સમજાઈ શકે એવી છે.

૧૮૮૮

# કાદમ્બરી

પંડ્યા છગનલાલ હરિલાલ બી. એ. એ આ નામાંકિત પુસ્તકનો તરજૂમો કરીને ગુજરાતી ભાષાના ટૂંકા ગ્રંથભંડોળમાં અગત્યનો વધારો કર્યો છે. એ મૂળ ગ્રંથનો કર્તા સંસ્કૃતમાં બાણ-પંડિત છે; એણે પોતાના કાવ્યમાં શોધીશોધીને એટલા બધા અલંકાર ભર્યા છે કે હવે પછીના કવિને નવું એક પણ ઉપમાન ઉપમેય મળવું મુશ્કેલ થઈ પડયું છે. એ ઉપરથી વિદ્વાનવર્ગમાં એક કહેવત ચાલે છે કે **બાણોચ્છિષ્ટં જગત્સર્વં**, એટલે, દુનિયામાં બીજા કવિઓમાં જે જે રસાલંકાર હોય તે બાણના ઉચ્છિષ્ટ એટલે તેના ગ્રંથમાંથી લીધેલા જ સમજવા.

આ ગ્રંથ રસચાતુર્ય શૈલીનો એક સર્વોત્તમ જ નહિ, પણ અનુપમ નમૂનો છે. એની જગતમાં જોડી જ નથી. જેમ દુનિયામાં તાજમહાલ, ઈજિપ્તના પિરામીડ, ને ચીનનો કોટ, તેમ આ કાદમ્બરી ગ્રંથ તે સાક્ષર વિષયમાં એક્કો જ, અનુપમ, ને જેનો વિચાર વાંચ્યા વિના બંધાઈ જ શકે નહિ એવો એક ગ્રંથ છે.

આવા ગ્રંથનું વિવેચન કરવું કાંઈ હાંસીખેલ નથી. જે ગ્રંથ લખતાં કવિની આખી જિંદગી પૂરી થઈ અને તેના પંડિત પુત્રે મહા પરાકાષ્ઠાએ પૂરો કર્યો, તે ગ્રંથનું યથાર્થ વિવેચન ઘણા અભ્યાસ અને મનન વિના કરવું એ અનાહુત અન્યાય જ કહેવાય.

માટે હાલ તો અમે એના આ ભાષાંતર વિષે જ કાંઇક અમારા વિચાર આપીએ છીએ. અને એ દરમ્યાન આપણા પેલા જુવાન કોડીલા લખનારાઓને માત્ર એટલી ચેતવણી આપીએ છીએ કે તમે એની નકલ કરવા પર ઊતરી પડશો નહિ, કેમકે એ ચાતુર્ય શૈલી બાણ કવિને હાથે રસમય નીવડી એ ખરું, પણ તે એવી અસ્વાભાવિક છે કે એનું છેવટ બહુધા રસહીન, કંટાળાભરેલું, શબ્દ ને અર્થની ક્લિષ્ટતામાં જ આવી રહે છે.

આ ભાષાંતર અસાધારણ કાળજી, સમજ, તથા ચતુરાઇથી કરેલું જણાય છે. કાદમ્બરીની ગૂંથણી સંક્ષિપ્ત અને ડગલે ડગલે શબ્દાલંકારથી ભરપૂર હોવાને લીધે એનું ભાષાંતર કરવું બહુ જ મુસ્કેલ અને સંસ્કૃત સાથે નિકટનો સંબંધ ધરાવનારી આપણી પ્રાકૃત ભાષાઓ સિવાય બીજીઓમાં તો તે થવો જ અશક્ય એમ અમારો દૃઢ મત છે. તે છતા આ ભાષાંતર તો ગુજરાતી વિદ્વાનને હર્ષથી વાંચવા યોગ્ય થયુ છે, એ આ ભાષાંતરકારની અત્યંત કાળજી તથા ચતુરાઇનું જ ફળ છે. ભાષા સર્વત્ર પ્રૌઢ, શુદ્ધ, અને રૂઢ પણ છે. એમાં સંસ્કૃત શબ્દો પુષ્કળ છૂટથી વાપરેલા છે એમાં જરા પણ સંદેહ નથી, પણ તે સંસ્કૃત શબ્દો બહુધા ગુજરાતી શિષ્ટ ગ્રંથો કે શિષ્ટ મંડળમાં વપરાતા અથવા વપરાઇ શકે એવા છે. શ્લેષપદનાં ભાષાંતરમાં તો ઘણી જ ચતુરાઇ વાપરી છે. આવે સ્થળે ભાષાકાઠિન્ય આવ્યા વિના રહે જ નહિ. પણ તે છતાં નોટની મદદથી ગુજરાતી વાંચનારને તે સમજાઇ શકે એવાં છે.

ભાષાંતરકારે પ્રથમ તો મૂળ ગ્રંથનો રસ પોતે સમજવા સારી મહેનત લીધેલી જણાય છે, અને એ પ્રમાણે રસવૃત્તિનો ગ્રંથકાર સાથે સમભાવ કરી નાખવાથી જ આ ભાષાંતર સરસ નીવડયું છે. એ રસ વાંચનારને દેખાડવા નોટમાં સ્થળે સ્થળે સંક્ષિપ્ત પણ સફળ ઇશારા કર્યાં છે. ગ્રંથને અંતે નાનો સરખો કઠણ શબ્દોનો કોષ આપ્યો છે, તે પણ સાધારણ વાંચનારને ઘણો ઉપયોગી થઇ પડશે.

ગ્રંથને આરંભે બાણભટ્ટનું જીવનચરિત્ર તથા તેની ગુણગણના જે કરી છે તે સમયોચિત જ છે. ત્યાર પછી કાદમ્બરીની કથાનો

સાર સંક્ષેપ રૂપે પ્રથમ આપ્યો છે તે તો જરૂરનો જ હતો. બાણભટ્ટે વસ્તુસંકળના એવી યુક્તિથી આડીઅવળી કરી છે, અને પૂર્વાર્ધના લગભગ અંત સુધી તો તે એવી અકલિત ને અકલિત જ રહે છે કે કેટલાક શાસ્ત્રીઓ પણ એનો કથાભાગ બરાબર જાણતા નથી. એની કથાનો સાર એકઠો કરવો એ દરિયામાં ડૂબકી મારી મોતી કાઢવા બરાબર છે. વાતનો તો કાંઈ પત્તો લાગતો નથી એમ કહી ઘણા સાધારણ વાંચનારને સંસ્કૃત કાદમ્બરી છોડી દેતા અમે જોયા છે, અને એમ છે તો ગુજરાતી વાંચનારને તો બેશક આવી સહાયતાની જરૂર જ હતી.

અર્થાત્ આ કાદમ્બરીનો દુર્લભ સ્વાદ ગુર્જર પ્રજા ચાખે તેને માટે જેટલી સુગમતાઓ કરી આપી શકાય તેટલી કરી આપવામાં ભાઈ છગનલાલે કાંઈ પણ કસર રાખી નથી, અને હવે એનો સ્વાદ પરિપૂર્ણ ચાખવો એ વાંચનારની શક્તિ ઉપર જ આધાર રાખે છે, કેમકે ગમે એટલી સુગમતા ભાષાંતરકાર કરી આપે તોપણ કાદંબરી એ ગ્રંથ જ એવો છે કે સંપૂર્ણ લક્ષ અને ક્ષણેક્ષણ વિચાર કર્યા વિના સાધારણ વાંચનારથી કદી પણ પૂરેપૂરો તેના રસની સાથે તે સમજાય એમ નથી. એક વ્રજભાષાના કવિએ નીચલો સોરઠો લખ્યો છે તે આવા કાવ્યને બરાબર લાગુ પડે છે.:—

**મિસરીપાન સમાન છૂવત કઠિન લાગત કહુતિ;**
**જૌ કીજે રસપાન તૌ જાનૈ રસના રસ હિ.**

**ભાવાર્થ**:—" શેરડી અડકયાથી કઠિન લાગે છે અને તેને ચાવતાં મહેનત પડે છે, પણ જ્યારે તેના રસનુ પાન કરીએ છીએ ત્યારે જીભ જાણે છે કે આ સ્વાદ કાંઈ ઓર જ છે." તેમ કાવ્યના રસનું છે. અમે કહીએ છીએ કે બીજા કાવ્યનું તો હો કે નહિ પણ બાણભટ્ટની વાણીનું તો એમ જ છે.

# કરસનદાસ મૂળજી ચરિત્ર

આ ગ્રંથની પહોંચ અમે ગયે મહિને આપી હતી, અને આ વેળા તેનું યથાશક્તિ વિવેચન કરવાની ઉમંગ રાખીએ છીએ; કેમકે એ ગ્રંથનો વિષય, વાણી, અને વિવેક, એ ત્રણે વિવેચકના ચિત્તને આકર્ષણ કરે એવાં છે.

આ ગ્રંથના ગુણદોષનું કાંઈ પણ મનન કરતાં પહેલાં અમારે આટલું કહેવું જોઈએ, કે રા. સા. મહીપતરામે આ ગ્રંથ પ્રગટ કરીને પોતાના ગુજરાતી ભાઈઓને એ મોટાં કલંકમાંથી મુક્ત કર્યા છે. આજ પર્યંત આપણી ભાષામાં ચરિત્રનિરૂપણનો સારો કે નઠારો એકે ગ્રંથ નહોતો. આ ગુજરાતી ભાષાને તથા વિદ્વાનોને મોટી હિણપત હતી. બીજું, ભાઈ કરસનદાસ સરખા સુધારાના શૂર પુરુષને પડ્યાને સાત સાત વર્ષ થયાં તો પણ તેનાં પરાક્રમ સ્મરણયોગ્ય સમજી કોઈએ સંગ્રહ ન કર્યાં એ વાત સમસ્ત સુધારાસાથને બહુ જ નીચું જોવડાવી તેનું ઘણું ઢમઢોલપણું પ્રગટ કરતી હતી. ખરે, આશ્ચર્ય છે કે મુંબઈના કોઈ પારસીને પણ કરસનદાસનું ચરિત્ર લખવાનો તરંગ ન ઊઠ્યો. તો પણ જે થાય છે તે સારાને માટે જ. એ ચરિત્ર જેવા માણસથી લખાવું જોઈએ તેવા જ માણસના હાથમાં હાલ આવ્યું એ ઘણું જ સંતોષકારક છે. જેની જે વિષયમાં મસ્તી નથી તેનાથી તે વિષય

અને મીઠાશને જ કવિતાનું માપ ગણે છે. કેટલાક હસાવવું એ જ કવિતાનો મુખ્ય હેતુ સમજે છે. એ હિસાબે તો ભાટ અને તર્કડિયો એ બે જ મોટા કવિરાજ તો ! કેટલાક દોઢડાહ્યા પદ્યમાં નીતિનાં ભાષણો હોય તેને જ કવિતા કહે છે. ઉત્તમ કવિતામાં નીતિ તો અલબત્ત હોય જ, પણ તે વ્યંગરૂપે, ઇસપનાં રૂપકોમાં છે તેમ રહેલી હોય છે, નિબંધરૂપ હોતી નથી. વળી કેટલાક રસિક, પણ કાવ્યશાસ્ત્રના ઊંડા વિચારે રંક પુરુષો રડાવે તેને જ ઉત્તમ કવિતા કહે છે. એમ હોય તો મિલ્ટનનું અમરકીર્તિપાત્ર 'પેરેડાઈઝ લોસ્ટ' વીરસ જ ગણવું જોઈએ, કેમકે એ ગંભીર કાવ્યમાં કરુણા રસ નથી એમ કહીએ તો પણ ચાલે. ફક્ત લાગણીઓ જ કવિતાનું માપ હોય તો વીર રસ કવિતાને માથે શંગાર રસ કવિતાને જ ચડાવી દેવી પડે, પણ એમ કયો વિદ્વાન કરે છે ?

આ પ્રમાણે તરેહતરેહવાર કવિતા સંબંધી એકદેશી વિચારો ચાલે છે. શબ્દનો ધ્વનિ એ કવિતા નથી પણ રાગ છે. કવિતા તો અર્થમાં રહેલી છે. જે અર્થ આપણા મનમાં ચિત્ર પાડી નાના પ્રકારની લાગણીઓ ઉપર અસર કરે છે તે કવિતા અને એ ચિત્રની સાચાઈ અને સંપૂર્ણતા ઉપરથી કવિતાના ક્રમ બંધાય છે. કુદરત અથવા માયાના સ્વરૂપનું ખરેખરું પૂર્ણ ચિત્ર તે ઉત્તમ કવિતા. કુદરતનાં એકાંગી ચિત્ર પણ થાય છે, અને વખતે એવાં અપૂર્ણ ચિત્ર મન ઉપર વધારે અસર કરે છે તોપણ તે કદી ઉત્તમ કવિતાના નામને યોગ્ય થતાં નથી. આ વિષય વિસ્તારથી લખવાનું આ ઠેકાણું નથી, પણ જો 'માયાનું પૂર્ણ ચિત્ર તે ઉત્તમ કવિતા' એ વ્યાખ્યા લક્ષમાં રાખી મૂકી હોય તો કવિતાની જાતિ કેટલી, તેમાં ઊંચી કઈ, અને એવી બીજી સઘળી કાવ્યશાસ્ત્રની ગૂંચવણો દૂર થઈ ધોરી રસ્તો નજરે પડશે.

આ માપથી તપાસી જોતાં નર્મદાશંકરનાં લખાણમાં ઊંચી જાતની કવિતા જણાય છે. પ્રેમાનંદ ભટ, શામળ ભટ, દયારામ અને નરસિંહ મહેતા જે ગુજરાતી કવિઓમાં પહેલા વર્ગના ગણાય છે તેમાંથી માત્ર પ્રેમાનંદ જ નર્મદાશંકરની જોડે બેસવાનો કંઈ

દાવો કરી શકે એવો છે. નરસિંહ મહેતાના પદમાં અત્યંત ભક્તિ, તે ભક્તિમાં સમી ગયેલું થોડું પણ ઊંડું બ્રહ્મજ્ઞાન અને બીજા વર્ગનો શૃંગાર રસ જોવામાં આવે છે. એના શાંત રસમાં જ્ઞાન અને નીતિબોધ–વૈરાગ્ય નથી. એટલે જેમ બીજા ઘણાખરા કવિઓ માયાનું જૂઠું—ચલિતરૂપ ઓળખાવી ગાંભીર્યની સાથે સંસાર ઉપર કેટલોક કંટાળો ઉત્પન્ન કરે છે તેમ એના શાંત રસથી થતું નથી. પણ આખા હિંદુસ્તાનમાં સંત દાવે પ્રખ્યાત થયેલા આપણા નરસિંહ મહેતાની ભક્તિ અને હરિવિશ્વાસ ઉપરથી ધારી શકાય તેમજ એમાં આનંદયુક્ત જ્ઞાન છે. એની ભાષા ઘણી શુદ્ધ અને કોમળ છે. પહેલા વર્ગના બીજા ભક્તકવિ દયારામને ભોળા લોકો નરસિંહ મહેતાનો અવતાર ગણે છે, તેમ આપણે પણ બન્ને કવિના સરખાપણાનો વિચાર કરીએ તો કહી શકીએ. માત્ર એ કળિયુગમાં મોડો જન્મ્યો તેથી એના મન ઉપર માયાનું આવરણ વધારે હતું. બન્નેની કવિતા એક જ જાતની, પણ દયારામની વધારે સારી. આત્મપરિતાપ સંબંધી જે દયારામનાં પદ છે તે તેની સાચાઈ અને ઊભરાતા જુસ્સાથી વલ્લભ સિવાય બીજા બધા ગુજરાતી કવિઓનાં એવાં લખાણથી ઝટ ઓળખાઈ આવે છે. આત્મપરિતાપની જોડે જ કરુણાસિંધુ પરમેશ્વર સાચી ભક્તિ જોઈ સઘળું ક્ષમા કરશે એવો પણ દૃઢ નિશ્ચય બહાર પડતો જોવામાં આવે છે. પણ દયારામ તેના શૃંગારને માટે ઘણો વખણાય છે. એ શૃંગારનો નર્મકવિતા સાથે મુકાબલો કરી શકાય ખરો. દયારામના ‘ભજનમાં’ વિયોગનું દરદ કેટલીક જગોએ સારી રીતે કથેલું છે; અને ઘણા ગુજરાતી ભક્તકવિઓની ચાલુ રીત છોડી કૃષ્ણનું દક્ષનાયક પ્રમાણે વર્ણન કરવાને પ્રયત્ન કીધો છે, તોપણ તેમાં વિલાસવર્ણન વધારે છે અને શઠનાયકનાં પણ ચિત્રો આવી ગયાં છે. નર્મશૃંગાર દરદથી જ ભરેલો છે, અને તેમાં કોઈ ઠેકાણે અનુકૂળ નાયકનાં પૂર્ણ ચિત્રો, અને કોઈ ઠેકાણે દક્ષનાયકની છાયા જોવામાં આવે છે. આમાં નાયકનું, અને દયારામમાં નાયિકાનું બોલવું વધારે છે. નવે નાયિકા સ્વકીયા-પરકીયાના ઘણાખરા ભેદ અને માનાદિ શૃંગારનો સઘળો વિસ્તાર દયાસખીના કાવ્યમાં ઘણો જોવામાં આવે છે. નર્મશૃંગારમાં

ઘણુંકરીને પ્રૌઢપ્રોષિતપતિકા જ પોતાના પ્રૌઢ પ્રેમથી મહાલીને રસિક જનોનાં મન હરણ કરે છે. એમાં ધીરા નાયિકાનું પ્રાધાન્ય રાખ્યું તેથી રંગ વધારે જામે છે. એમાં ઘણે ઠેકાણે સ્વકીયા વર્ણન જ છે અથવા પરકીયા વર્ણન હોય એવું જણાતું નથી. જારપ્રીતના જુસ્સામાં વેદ (?) અને લોકની લજ્જા તોડી આગળ ધસતી, સાહસિક, ધીટ, અધીરાપરકીયાનું જ વર્ણન દયારામે તો ઉઘાડે છોગે કીધું છે. દયારામભાઈનું શૃંગારરૂપી રત્ન, ખરા પાણીએ ચમકતુ, નાયિકાદિ ભેદે વિસ્તીર્ણ, સુવર્ણ સરખા શબ્દોમાં જડિત, અને તાલસુરના તેજોમય સિંધુમાં તરતું છે; તોપણ ભાષાના વાદળથી અર્ધાં વીંટાયલા નર્મશૃંગારરૂપી સદા બળતા અને બીજાને બાળતા શુદ્ધ સૂરજની આગળ તે રત્ન મને તુચ્છ અને રમત સરખું લાગે છે.

કવિપંક્તિમાં શામળને દયારામની ઉપર મૂકવામાં આવે છે તે તેના રસને માટે નહિ પણ તર્કને માટે. સંસાર સંબંધી વાર્તા પોતાની અક્કલથી યોજીને લખવાનો સંપ્રદાય આપણા કવિમંડળમાં હતો જ નહિ. તેથી એમ પ્રથમ કરવાનું માન શામળને ઘટે છે, અને એ કારણને લીધે જ અગર જો કે એને કેટલીક વારતાનો આધાર મળેલો ખરો અને તે આધાર ઉપરથી વિસ્તાર કરવામાં એણે કંઈ ઊંચી જાતનો તર્ક બતાવ્યો નથી, તોપણ પ્રેમાનંદથી ઊતરતુ આસન એને આપવામાં આવે છે. બાકી એની વારતા યોજવાની શક્તિને તર્ક નહિ પણ ઊડતા તગનું નામ શોભે. તર્ક તે વ્યાસ અને વાલ્મીકિનો કે જેમાંથી ગર્જના કરતા પ્રૌઢ 'ઇતિહાસો' નીકળ્યા. શામળની બુદ્ધિ અરેબિયન નાઇટ્સના બનાવનારને વધારે મળતી આવે છે. શામળને કવિ નહિ પણ એક નોવેલિસ્ટ કહીએ તો ચાલે, અને એ જાતના અંગ્રેજીમાં ગદ્ય લખનાર બુલ્વર, લિટન, સ્કોટ આદિ બીજા કોડીબંધ છે, તેની આગળ એનો કંઈજ હિસાબ નહિ લાગે. એનામાં ઘણું જ સંસારજ્ઞાન અને કેટલુંક ચાતુર્ય છે. એની કવિતા વ્રજભાષાના કવિઓની છટાને મળતી છે, પણ તે ખેલાડીઓ તો છટાની સાથે રસ સારો મૂકી જાણતા હતા. તેમ શામળથી કંઈ ઘણું બની શક્યું નથી. એનો કોઈ રીતે પણ નર્મકવિતા સાથે મુકાબલો થઈ

શકતો જ નથી. કદાપિ એણે પણ નીતિબોધ ઘણો અને ઠીક લખ્યો છે એમ કોઈ કહેશે. પણ તેનો જવાબ એટલો જ છે કે નર્મનીતિબોધના ઊંડાણની સામા કોઈપણ જૂના કવિનો નીતિબોધ ક્ષણભર પણ ઊભો રહેવાને લાયક નથી.

હા, પ્રેમાનંદ તો એને હંફાવે એવો ખરો! શુદ્ધ અને ઊંડા પ્રેમનો પ્રૌઢ લખનારો પેલો વડોદરાવાળો પ્રેમાનંદ કે જેનું નામ સઘળા રસિક જનોને પ્રેમ અને આનંદ આપી વહાલું થઈ પડ્યું છે, તે જૂના કવિઓમાં રાજપદવી ભોગવે છે એમા કાંઈ જ નવાઈ નથી. અને મારા વિચાર પ્રમાણે તો એના તખ્તના પગથિયાં આગળ પણ પહેલા વર્ગના બીજા ત્રણ કવિઓને બેસવા દે છે તે એક એની મોટી મહેરબાની! ખરેખર પ્રેમાનંદને માટે તો ગુજરાતીઓએ અભિમાન ધરવું જોઈએ. એને રસની બાબતમાં છેક મારી જાય એવો બીજો કોઈ પણ પ્રાકૃત ભાષામાં તો કવિ નથી. મોરોપંત, વામન, અને બીજા મરાઠી પંડિત કવિઓ વિદ્યામાં બેશક બહુ ચડે, પણ તેમના કાવ્યમાં એના જેટલો રસ નથી. વ્રજભાષાના કેશવદાસ, બિહારીદાસ, અને બીજા થોડાક રસિક કવિઓ અર્થગૌરવમાં, ચાતુર્યમા, અને મસ્ત શૃંગારમાં એને ક્યાનો ક્યાં પછાડી મૂકી દે, પણ તેમ તેમનાથી એના કરુણા રસને પણ ન પહોંચાય. કરુણા રસ તો પ્રેમાનદના બાપનો જ. એની કવિતા રસ, અલંકાર, અને ચિત્રથી ભરપૂર છે. એના પુસ્તકો ઉપર કેટલાક ભાષાંતરનો દોષ મૂકે છે પણ તે વ્યાજબી નથી. કેટલોક તર્ક અને રંગ તો બિલકુલ એનો જ.

નર્મકવિતા અને પ્રેમાનંદનાં પુસ્તકોની તુલના આપણે સમદૃષ્ટિએ કરી શકીએ તેની પહેલાં એ બે કવીશ્વરની વાણીમાં શો ફેર છે તેનો આપણે અવશ્ય નિર્ણય કરવો જોઈએ, કેમકે ભાષાની મોહિની એવી છે કે ભલભલાને ગુલતાન કરી નાખે છે. અંતે ઘણાખરાને તો તે જ રસ છે એમ સમજાવી ખરા કવિત્વને ઓળખવાનો (પરખવાનો તો ક્યાંથી જ) દહાડો આવવા દેતી નથી. પ્રેમાનંદની ભાષા ઉત્તમ પ્રતિની છે. કવિચરિત્રના કર્તા કવિપંડિતે એક જગોએ એને દયારામ કરતાં ઊતરતી ગણી છે, પણ મને લાગે છે કે એ અભિપ્રાય ભૂલભરેલો છે. એક કુલીન, વિદ્વાન,

અને સંસારમાં બહુ ફરેલો પુરુષ જેવી વાતચીત કરે તેવી દયારામની વાણી છે, અને કુલીન, અનુભવી શાસ્ત્રીના લખાણ જેવી પ્રેમાનંદની ભાષા છે. મારા વિચાર પ્રમાણે તો પહેલા વર્ગના ચારે કવિની ભાષા તેમના વિષયને યોગ્ય છે — કોઈમાં કંઈ દોષ કાઢવા સરખું નથી. પ્રેમાનંદની વાણીમાં જે કંઈ એક જાતની પ્રૌઢ મીઠાશ છે તે તેના પુસ્તકોને લાયક છે. વ્યવહારમાં અને સંસ્કૃત કાવ્યોમાં ઘણીવાર વપરાયાથી પ્રસિદ્ધિ અને અધિકાર પામેલા શબ્દોથી જ પ્રેમાનંદે પોતાની કવિતા શણગારી છે. એવા શબ્દોને જોતાં જ જાણે તે જૂના મિત્ર હોય તેમ આપણે આનંદથી માન આપીએ છીએ. તે કાન ઉપર પડતાં જ આપણા મનમાં તેવા પ્રસંગનુ ચિત્ર પડી રહે છે, અને તે રસમા મગ્ન થઈ જઈએ છીએ. એક શબ્દથી શ્રોતાઓને જીતવાનું બળ તે આવા કવિઓનું! વળી એવી ભાષાની સાથે ઊંચી જાતનું થોડુંઘણું કવિત્વ અને પ્રસંગને અનુસરતા રાગની સહાયતા હોય તો પછી તેની અસરમાં શુ પૂછવું! વડોદરાને પ્રખ્યાતી આપતા ભટ પ્રેમાનંદનુ નામ ગુજરાતના આ છેડાથી પેલા છેડા લગી ગાજી રહે તેમાં શી નવાઈ! જૂના કવિમંડળમાં તે સૂર્યની માફક પ્રકાશી લોકોમાં આનંદ આનંદ વરસાવી રહે એમાં શું આશ્ચર્ય!

નર્મકવિતાની ભાષા જૂની ગુજરાતીના અભ્યાસીને તથા એથી ઊલટી સાધારણ લોકોને લાગે છે. સાધારણ લોકો તો બરાબર સમજતા નથી, કેમકે એમાં કેટલાક અપ્રસિદ્ધ અને અપૂર્ણાર્થ-સૂચક શબ્દો આવેલા છે અને વાક્યરચના ક્લિષ્ટ થઈ ગયેલી જણાય છે. એમાં ફારસી અને સંસ્કૃત શબ્દો સામસામા ઘૂરકતા ઊભેલા માલૂમ પડે છે. વિષયને નહિ શોભે એવા બોલ પણ વચમાં વચમાં કોઈ ઠેકાણે આવીને રસભંગ કરે છે. આટલી સખત ટીકા એ કવિના શરૂઆતના લખાણને લાગુ પડે છે. ચાર પાચ વરસ થયાં તો એની ભાષા ઘણી સુધરી ગઈ છે. અને 'હિંદુસ્તાનની પડતી' તથા આશરે તે વખત પછીની લખાયેલી સઘળી કવિતાની ભાષા ક્લિષ્ટ નથી પણ પાણીના રેલાની પેઠે વહેતી છે. તોપણ જૂના સારા કવિઓથી તો ઊતરતી જ. અથવા વાસ્તવિક રીતે બોલીએ તો નર્મકવિતાની આની જ જુદી છે,

કેમકે જરા એ પણ વિચાર કરવાની વાત છે કે નર્મદાશંકરના પદ્યની ભાષા શા માટે ઊતરતી હોવી જોઈએ. એનું ગદ્ય શુદ્ધ, રસિક, ફાંકડું અને ભાષામાં સર્વોપરી છે એ તો સહુકોને માલૂમ જ છે. ગદ્યનો લખનાર તો એ એક્કો ગણાય જ છે, ને એની બોલવાની ભાષા વિષે મારો તો એ જ અભિપ્રાય છે કે આ સમયના કુલીન, વિદ્વાન ગુજરાતીએ કેમ બોલવું જોઈએ તેનો એ નમૂનો (ideal) છે; અથવા એટલું તો ખરું જ કે એના જેવો બોલનાર ગુજરાતમાં હાલ તો નથી જ. હું વાચાળતાની વાત નથી કરતો, પણ શુદ્ધ રસિક, મર્માળી, અને તેની સાથે સરળ ભાષાની. ત્યારે જે માણસનું ગદ્ય સર્વોપરી, સંભાષણ ઉત્કૃષ્ટ, અને જે માણસ ગુજરાતી કોષ અને વ્યાકરણ વિદ્વતાથી લખે છે તે માણસના કાવ્યની ભાષા કેમ નઠારી લાગે છે? હા, તે માણસમાં કવિત્વ નહિ હોય તો તેમ કદાપિ થાય ખરું, પણ રસિક નર્મદને વિષે તો એમ કોઈથી કહેવાતું જ નથી. એના કટ્ટામાં કટ્ટા દુશ્મનો પણ માત્ર મોટામાં મોટો દોષ ભાષાનો જ કાઢી શકે છે. ત્યારે એનું કારણ શું? ઘણો વિચાર કરી ઊંડુ જોતાં મને તો આમ લાગે છેઃ ગુજરાતી અને તેમજ બીજી બધી હિંદુસ્તાનમાં બોલાતી ભાષાઓ હાલ મોટા વમળમાં પડી છે. દલપતરામ કવિ કહે છે કે નરસિંહ મહેતાના સમયથી તે દયારામભાઈના વખત સુધીની પાંચસેં વરસની મુદતમાં ગુજરાતી ભાષામાં ફેર પડ્યો નથી. એ કેટલેક દરજ્જે ખરું છે, તોપણ એ પાંચસો વરસમાં જેટલો ફેરફાર થયો છે તેથી સોગણો ફેર આવતા પચાસમાં પડનાર છે એ નિશ્ચય જાણવું. સમય બદલાયો તેમ ભાષા પણ બદલાય છે. આજ કાલ ભણેલા જુવાનિયાની ભાષા શું જૂના લોકો કરતાં જુદી નથી? જૂના જમાનામાંના કેટલા થોડા ન્યુસપેપર વાંચી બરાબર સમજી શકે છે? ઘણા મહાવરાથી તેમાંના થોડાએક સમજવાને શક્તિવાન જોવામાં આવે છે. મુંબઈમાં વધારે સમજે છે તેનું કારણ એ જ કે તેઓને મહાવરો વધારે છે. અને મુંબઈના સઘળા લોકોની કેવી ભાષા થઈ ગઈ છે તે જ જુવોની. સભાઓમાં ભાષણ વંચાય છે અને પછી જે ચર્ચા ચાલે છે તેમાં શું જૂના લોકોને બરાબર સમજણ પડે છે? હાલના ગદ્યની અને

મણિરત્નમાળાની ટીકા, વચનામૃત આદિ જૂના ગદ્યની ભાષામાં શું આસમાનજમીનનો ફેર નથી માલૂમ પડતો? વચનામૃત લખાયાને તો ઘણી મુદત પણ નથી થઈ. એ ફેરફાર નિરંતર આપણી નજર તળે થયાં કરે છે તેથી આપણા લક્ષમાં નથી રહેતો. પણ ભાષા બદલાઈ અને બદલાય છે એમાં તો કંઈ શક નહિ. ત્યારે એ બદલાયેલી ભાષા નર્મદાશંકરના હાથથી કેટલોક સંસ્કાર પામી એની કવિતામાં દર્શન આપે છે તેથી આપણે આશ્ચર્ય શા માટે પામવું જોઈએ? જો એ વિકૃતિ આપણી ભાષાનું દૂષણ છે, તો એ દૂષણ લગાડ્યાનો ચાલો કોઈ એકને શિર નથી, પણ આ સમયને એટલે આ સમયે સઘળા વિદ્વાન લખનાર અને બોલનારાને શિર છે. હમણાં આપણી ભાષા શા કારણથી અને શી રીતે વિકૃતિ પામે છે તેનો જો વિચાર કરીશું તો એ દૂષણ છે એમ કહેવાનું આપણને સ્વપ્ને પણ નહિ સૂઝે. જ્યારે મુસલમાનોનું પ્રાબલ્ય હિંદુસ્તાનમાં ઘણું વધ્યું અને તેઓની સાથે રોજ સહવાસ થવા લાગ્યો ત્યારે આ દેશની સઘળી બોલીઓમાં દેખાદેખી ફારસી ભાષાનાં શબ્દોનો પ્રવેશ થવા લાગ્યો. તેમાંના ઘણાખરા શબ્દોનો કાંઈ ખપ તે બોલીઓમાં હતો નહિ તેથી તે સમયની વિકૃતિને દૂષણ કહીએ તો ચાલે. પણ હાલની તો રીત જ જુદી છે. અંગ્રેજીમાંના થોડા જ શબ્દો આપણી ભાષામાં આવ્યા હશે. વાક્યરચનામાં તે ભાષાની રૂઢિનો કંઈક બેમાલૂમ અંશ કોઈ વખત આવી જાય છે ખરો, પણ જે ભાષામાં મૂળ સારું ગદ્ય જ નહિ ત્યાં બીજો ઇલાજ શો. ત્યારે આપણી ભાષા વિદ્વાનોને હાથે જ વિકૃતિ હમણાં શા માટે પામે છે? કારણ ખુલ્લું જ છે. અંગ્રેજી વિદ્યાના પ્રતાપે આપણા દેશમાં હજારો નવા વિચારોને તથા નવી લાગણીઓને જન્મ આપ્યો છે. તેનો સમાવેશ સાંકડી ગુજરાતીમાં થઈ શકતો નથી. તેથી તે નિરુપાય થઈ સંસ્કૃત અને ફારસી ભાષાના અનહદ મેદાનમાં જઈ વિશ્રામસ્થાનની યાચના કરે છે. વખતે એમ બને છે ખરું કે પોતાની બાલ્યાવસ્થાની ઉદ્ધતાઈ અને અધીર ચપળતાથી સાંકડી પણ થોડી ઘણી વસ્તીવાળી ગુજરાતીમાં અને વસ્તીથી તરવરી રહેલી સંસ્કૃતમાં તેમને અનુકૂળ આવે એવા વાસ હોય છે. તો પણ તેની ખોળ ન કરતાં નવાં

બેડોળ મકાન બાંધી તેમાં સાંકડેમોકળે નિવાસ કરે છે; પણ એક તો જાતે તે મુલકના વતની નહિ, બીજું તે ભાષાજ્ઞાનરૂપી ભોમિયો તેઓને પૂરો સ્વાધીન નહિ, અને ત્રીજું જેઓને એ ભોમિયો સ્વાધીન છે તેમની સાથે ગમે તે કરતાં પણ દિલોજાન દોસ્તી થતી જ નથી, તેથી એ બિચારાનો કાંઈ ઝાઝો વાંક નથી. જેમ જેમ સમજણ આવતી જાય છે અને આસપાસનો ખરો અનુભવ થતો જાય છે તેમ તેમ ઉતાવળમાં પસંદ કરેલા ઘરની ખોડ પણ સૂઝતી જાય છે, અને વખતે ઉચાળો ભરી જૂના મકાનોમાથી એક અનુકૂળ જોઈ તેમાં ઠરીઠામ રહે છે—વખતે નવું ઘર અયોગ્ય છતાં જોઈએ તેવું સજ્યું તો ત્યાં જ અકેદવારકાં કરે છે. આ બે વિધિએ આપણી ભાષા હમણાં વિકૃતિ પામે છે. તેમાં બીજી વિધિમાં એને સુધારવાને નર્મદાશંકરે જે પરિશ્રમ કીધો છે તેને માટે આપણે એનો ઘણો જ આભાર માનવો જોઈએ. એનું ગદ્ય વખણાય છે તે આ કારણને માટે જ. હાલની નવી બાનીએ પદભ્રષ્ટ કરેલા ઘણા ગુજરાતી શબ્દોને પાછો એણે અધિકાર અપાવ્યો છે. સંસ્કૃતમાં વપરાતા ઘણા પૂર્ણાર્થસૂચક શબ્દોને શોધી નવા વિચારોની સેવા કીધી છે, અને કેટલાક નવા શબ્દો પોતાની મેળે જોડી કાઢ્યા છે તેમાં પણ રસિક પંડિતાઈ બતાવી છે. કોઈ વખત એનાથી પહેલી વિધિએ વરતાઈ ગયું હશે, પણ એક માણસથી જેટલુ ગુજરાતી ભાષાના લાભમાં બને તેટલું એણે કરવામાં કસર રાખી નથી. નવા પ્રૌઢ વિચારોનુ ઓળખાણ અને તે વિચારોને શું શું અગવડ પડે છે તેની પૂરી કદર ન હોવાથી જે લોકોને આ ભાષાની વિકૃતિ જોઈ ખેદ ઉત્પન્ન થાય છે તે લોકો તેમાં અલબત્ત દોષ જ કાઢશે. પણ ભાષામાં જે ફેરફાર ચાલી રહ્યો છે તે કોઈના હાથમાં નથી. અને એ જ ફેરફાર થતી ભાષા આગળ પ્રસાર પામવાની છે, પછી એને મીઠી ગણો કે કડવી ગણો, શુદ્ધ ગણો કે અશુદ્ધ ગણો. જેમ જેમ દેશમા નવા વિચારો દાખલ થતા જવાના તેમ તેમ નવા શબ્દો ભાષામાં પ્રવેશ કરતા જવાના, અને જૂના શબ્દોનું જોર વત્તુંઓછું થઈ જવાનું. વ્યાકરણયુક્ત અન્વય થઈ શકે એવાં અને અર્થગૌરવ, ચાતુર્ય, વાદ અને રસનો સંક્ષેપમાં

સમાવેશ થઈ શકે એવાં, યુક્તિથી રચેલાં વાક્યો, હવેના વિદ્વાનોનાં લખાણમાં માલૂમ પડવાનાં પછી 'તે ગયો, તું આવ્યો, હું ખુશી થયો,' એવી તૂટક દેશીઓના વાંચનારથી તે ન સમજાઓ તો ન સમજાઓ અને ક્લિષ્ટ કહો તો કહો. આ રીતે વિચાર કરતાં તો નર્મપદ્યની ભાષાનાં કેટલાંક દૂષણો ભૂષણરૂપ થઈ જાય છે, અને એમ મનમાં સહજ ખ્યાલ ઊઠે છે કે જે વાતને માટે હમણાં એ બહુ નિંદાય છે તેને માટે જ આવતા જમાનામાં કદી એની ઘણી તારીફ થાય. માટે એની બાની જ જુદી છે એમ ગણી એની કવિતાની તુલના કરવામાં તેનો વિચાર દૂર રાખવાની હું જૂજ ભલામણ કરું છું તે કોઈ પણ રીતે ખોટી છે એવું તો દુરાગ્રહી સિવાય કોઈ કહી શકનાર નથી.

જ્યારે બાની જ જુદી અને તે બાની પણ છેક દોષરહિત નહિ ત્યારે તે બાની જૂની બાનીના શોખીનને અપ્રિય લાગે એમાં કાંઈ અચરત સરખું નથી. પરંતુ તેઓનો એ ધર્મ છે કે એ વિષય પર તેઓએ શાંત રીતે ખરા કવિત્વનો વિચાર કરવો. નર્મદાશંકરની ભાષા વિશે મેં મારો અભિપ્રાય તો ઉપર જણાવ્યો જ છે, પણ વાદને અર્થે તેઓ ધારે છે તેથી પણ ઘણી જ નઠારી છે એમ ગણીએ તોયે માત્ર ભાષા ઊતરતી હોવાથી શું થઈ ગયું? ગુણીજનો ઠીકરાના વાસણમાંથી પણ અમૃતનો જ સ્વીકાર કરે, અને રત્નજડિત કંચનના પાત્રમાં દૂધ હોય તે તરફ લોભાઈ જાય નહિ. માટે ભાષાનો વિચાર દૂર કરી એ બે કવિઓને સરખાવી જોઈએ. કરુણા રસમાં પ્રેમાનંદ બેશક ચડે, અને હાસ્યરસ પણ એણે લખ્યો છે તે સારો અને એ કવિને શોભે તેવો છે. નર્મદાશંકરે કવિતામાં હાસ્યરસ લખવાનું હજી માથે લીધું જ નથી, અને ગદ્યમાં હસવાનું જોર એનું જબરું જણાય છે. તેથી એ પ્રેમાનંદથી એ રસમાં ઊતરે એમ કહેવું એ ખરો ન્યાય તો નહિ, તો પણ કવિતામાં નથી એટલા જ કારણથી એક બે આની ઓછી આપીએ તો ચાલે. પ્રેમાનંદનો શૃંગાર નિશ્ચય ઉત્તમ જાતિનો છે, પણ નર્મદાશંકરનો એવા જ ઊંચા પાણીનો અને ઘણો છે. પ્રેમાનંદે છૂટક ગીતકવિતા પણ ઘણી લખી છે એમ એકનું કહેવું છે. તે ખરું પડે તો બહુ સારું,

અને તે ખરું પાડવાની ખોળમાં ઉદ્યોગી વિદ્વાનોએ રહેવું જોઈએ, કેમકે તેમાં બેશક શૃંગાર બહુ હશે, અને તેથી આ બાબત ખરો ન્યાય કરવાનાં સાધન આપણે હાથ લાગશે. તો પણ જ્યાં લગી એમ નથી થયું ત્યાં લગી તો નર્મદાશંકર કરતાં એનો શૃંગાર ઓછો એમ કહેવાની ફરજ પડે છે. વળી પ્રેમાનંદના શૃંગારથી ચિત્ર પડે છે, પણ નર્મશૃંગારમાં ઘણાં ઉચી જાતનાં, અને પૂર્ણ ચિત્ર છે. અફસોસ છે કે આપણામાં ચિત્રકળાની કળા સુધારાના સૂરજને ન ગણકારતાં હજી બિડાયલી જ ઊભી છે; બાકી કોઈ ચતુર ચિતારો નર્મકવિતામાંનાં તાર્કિક ચિત્રોને રસિક સ્ત્રીપુરુષોની દૃષ્ટિ આગળ મૂર્તિમાન મૂકી તેના મનોહર રૂપથી સાનંદાશ્ચર્યમાં સ્તબ્ધ કરી મૂકત. પ્રેમાનંદમાં વીરરસ ઘણો છે, પણ કલ્પિત શસ્ત્રો વડે કીધેલા અસંભવિત પરાક્રમોનાં વર્ણનથી હાલના અગ્નિરથ અને વીજળીયંત્રના કુદરતી ચમત્કારથી ચમકી રહેલા ઓગણીસમા સૈકાના વિદ્વાનો રસમગ્ન થઈ જાય એ તો મુસ્કેલ જ તો. અદ્ભુત સાથે વીરરસ ઊડી ગયો — એ બન્ને વચ્ચે આત્મા ને શ્વાસનો સંબંધ છે. નર્મ કવિતામા શિક્ષારૂપ જે વીરરસ લખ્યો છે તે ઘણો જુસ્સાવાળો અને અસર કરતો છે. પ્રેમાનંદે શાંતરસ તો લખ્યો જ નથી, અને નર્મદાશંકરે લખ્યો છે તે ઘણો સરસ છે. નીતિબોધ કવિતા તો ગુજરાતીમાં નર્મદાશંકરની જ. એનો લખેલો વૈરાગ્ય ઊંડો અને ઉત્તમ પંક્તિનો છે — એટલો ઊંડો કે વિદ્વાન નહિ હોય તો દુખિયારાથી પણ નહિ સમજાય, અને દુઃખી વિદ્વાનને એવો વૈરાગ્ય ગુજરાતી ભાષામાં તો શું પણ બીજી ખેડાયલી ભાષામાં પણ મળવો મુસ્કેલ. સૃષ્ટિસૌંદર્ય સમજવાની શક્તિ તો સંસ્કૃત ભાષાના લયની સાથે અથવા તેની પણ પૂર્વે આપણામાં કરમાઈ ગઈ હતી તે જાણે પાછી નર્મકવિના મનમાં અંકુલિત થઈ હોય એમ જણાય છે. પ્રાતઃકાળનાં, સાયંકાળનાં, મધ્યરાત્રિનાં, ઋતુઓનાં,— કાળવર્ણન કવિઓ થોડુંઘણું કરી જાણતા હતા, પણ વનવર્ણન કરવામાં તો કેવળ અજ્ઞાન હતા એમ કહીએ તો તે કંઈ ખોટું નહિ કહેવાય — એલચીની જોડે આમલી ને એરંડાના નામ મૂકી અ—યા મેળવ્યા એટલે વનવર્ણન કીધું એમ કંઈ નહિ કહેવાય.

બીજું જૂના કવિઓની કવિતા સ્વાભાવિક અને નર્મદાશંકરની શાસ્ત્રીય છે. જૂની ઉત્તમ કવિતા છેક શાસ્ત્રરહિત છે એમ હું નથી કહેતો. કાંઈ પણ શાસ્ત્ર વગર તો સારી કવિતા થાય જ નહિ. શામળનું કવિપ્રિયા, દયારામનું રસમંજરી, અને પ્રેમાનંદનું સઘળા સંસ્કૃત રસશાસ્ત્રનું સ્વબુદ્ધિએ શોધેલુ સત્વ તે શાસ્ત્ર એમ તેઓના પુસ્તકો ઉપરથી જણાઈ આવે છે, તોપણ તેમાંના કોઈની બાની શાસ્ત્રીય નથી. તેઓનાં પુસ્તકો પાઠશાળામાં શીખવવા લાયક નથી, પણ માત્ર રાગમાં ગવાતાં સાંભળી આનંદ પામવાનાં છે. શામળની કંઈએક હિંદુસ્તાની ઢબની શાસ્ત્રીય બાની છે ખરી, અને હું ધારું છું કે દલપતરામ એ જ કારણને માટે એને વખાણતા હશે. વાક્યના બોલે બોલ પ્રયોજનવાળા,—તેમાંથી એક પણ કાઢી નાખીએ અથવા બદલીએ તો અર્થના ચિત્રનું અંગ ખંડિત થાય, ને શબ્દના ક્રમમાં ફેરફાર કરીએ તો રસમાં ઘટાડો થાય,—ઝડઝમકનાં ભૂષણ ધરેલા તથાપિ તે અંગના જ અવયવ હોય એમ જણાય, નિરર્થક વિસ્તાર નહિ કીધેલો પણ ચતુરને માત્ર ચેતવણી હોય, સંક્ષેપમાં લખેલું પણ વિદ્વાનને એક શબ્દ પણ ઉમેરવો ન ગમે, જેમાં પિંગળશાસ્ત્રનો પણ એકે નિયમ ખસેલો નહિ—એવી અર્થગૌરવ અને વ્યંજનાયુક્ત કવિતા આપણી ભાષામાં નથી જ. એ ખૂબી તો સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યમાં જ રહેલી છે. એવી જાતની શાસ્ત્રીય કવિતાનો નર્મદાશંકરે આપણી ભાષામાં પ્રારંભ કીધો છે.

આ બધી વાતનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે એમ જ લાગે છે કે પ્રેમાનંદ સુધ્ધાં સઘળા ગુજરાતી કવિઓ કરતાં નર્મકાવ્ય ઘણી ઊંચી જાતનું છે, અને અગર જો કે નિત્યના સહવાસથી નર્મદાશંકરના કવિત્વની ખૂબીનો પૂરેપૂરો ખ્યાલ આપણા મનમાં આવી શકતો નથી, તોપણ આવતા જમાનામાં એ કવીશ્વર હમણાં કરતાં ઘણું જ વધારે માન પામશે, અને કદાપિ તે વખતના વિદ્વાનોને અચરત સરખું પણ લાગશે કે આવા જૂના કવિઓ સાથે એનો મુકાબલો જ શા માટે કીધો હશે.

૧૮૬૭

# કવિજીવન *

## દુહા.

હે ! નર્મદ ! મમ મિત્ર ! તુજ કરું શ્રાદ્ધ હું આજ !
લે અર્પું યશઅંજલિ — પિતૃલોક પ્રિય ખાજ.
શ્રદ્ધાથી સંભારવા, ગંભીર થઈ ગત જંન.
તેનું નામ જ શ્રાદ્ધ છે, બુદ્ધિશુદ્ધિસાધંન.
શ્રાદ્ધ મિત્રનું શાસ્ત્રમાં, લખી ગયા રસજાણ,
સહજ સ્વભાવે આજ હું, કરું છું તે નિર્વાણ
પિંડદાન જલદાન એ, આદિક વિધિ વિવિધ;
તથાપિ પંડિત શ્રાદ્ધમાં યશાંજલિ જ ઉચિત.

કવિ નર્મદાશંકરનો જન્મ સુરત શહેરમાં સંવત ૧૮૮૯ના પહેલા ભાદરવા શુદ દશમને શનિવારે, એટલે, ઇસિવી સન ૧૮૩૩ના ઓગસ્ટ મહિનાની ૨૪ મી તારીખે વહાણાના પહોરમાં સૂરજ ઉગતાં થયો હતો. એમના બાપનું નામ લાલશંકર પુરુષોત્તમ દવે હતું, અને તે જ્ઞાતે સુરતવાસી વડનગરા નાગર બ્રાહ્મણ હતા.

---

* આ જીવનનિરૂપણ ગ્રંથકાર તરીકેનું જ અને તે પણ સંક્ષેપમાં લખીશું. લખાણમાં આવેલી હકીકતોનો લગભગ બધો આધાર કવિએ પોતે જ સને ૧૮૬૬ માં 'મારી હકીકત' એ નામે સ્વજીવન ( Auto-biography ) લખીને છપાવી ખાનગી રાખી મૂક્યું હતું તે ઉપર રાખવામાં આવ્યો છે.

હવે લાલશંકરની સંસારી સ્થિતિ મધ્યમપણે સારી હતી, એટલે તેઓ ખાતાપીતા અને નાતજાતમાં સારા કહેવાતા હતા. તેમને કેટલોક વેદાભ્યાસ હતો તથા સંસ્કૃત ભાષાનું પણ સાધારણ જ્ઞાન હતુ, પરંતુ તે યાચકવૃત્તિ ન કરતા પોતાનો નિર્વાહ પોતાના બાપનુ લહિયાનું જ કામ કરીને ચલાવતા. કર્નલ જર્વિસના ઉપરાપણા હેઠે નિશાળોને વાસ્તે તે વેળા જે ગ્રંથો શીલાછાપથી મુંબઈમાં છપાતા હતા તેમાં એ ૩૦ રૂપિયાને પગારે લખવા ઉપર કેટલાક વર્ષ સુધી હતા, અને પછીથી તેમણે મુંબઈની સદર અદાલતમાં ૧૫ થી ૩૦ સુધીની કારકુની ઉપર પોતાનો જન્મારો પૂરો કીધો. હવે લાલશંકરની રીતભાત પ્રતિષ્ઠિત, પ્રેમી ને શાણી હતી. એ વ્યવહારમાં કુશળ, અને સ્વભાવે ઉદ્યોગી તથા સંતોષી હતા. સદર અદાલતમાં હતા ત્યારે આડે રસ્તે પાઈ પણ મેળવવાની કાંઈ દાનત ન રાખતા. ખાનગી રીતે પોતાનુ જે પુસ્તકો લખવાનુ મૂળ કામ તે જ કરીને પોતાની ટૂંકી કમાઈમાં વધારો કરતા. એ ગાઈ જાણતા, અને શામળભટની વાર્તાઓ પહેલવહેલી બાપુ હરશેઠે બહાર પાડી તેને તે કામની પ્રેરણા કરનાર તથા પુસ્તકો આણી આપનાર આ નર્મદ કવિના પિતા જ હતા.

કવિની માનુ જન્માક્ષરે નામ નવદુર્ગા, પણ તેને સૌ નાની તથા સાસરેથી રૂકમણીવહુ કહેતાં. એને લખતાંવાંચતાં, ભરતાં શીવતાં, ને ગીતો ગાતાં સારું આવડતું, અને તે ઘરકામમાં કુશળ, સુઘડ, ઉદ્યોગી, કરકસર સમજનારી, તથા સંતોષી હતી. એનો સ્વભાવ ગરીબ, મળતાવડો, ને દયાળુ હતો. કવિ લખે છે કે "એને પોતાના ગરીબ સગાંની ઘણી દાઝ હતી, ને વેળાએ વેળાએ તેઓને લૂગડાં વગેરે આપી મદદ કરતી. એ એકલી પડતી ત્યારે પોતાનાં મરી ગયેલાં વહાલાંને સંભારી રડતી. એને પૂજાપાઠનું બહુ ગમતું હતું—કોઈ માગનારને ભીખ આપ્યા વિના પાછું કાઢતી નહિ." આવી કોમળ પ્રકૃતિ છતાં એ પોતાના છોકરાને ધાકમાં રાખવા ઘણી ખંતી હતી, કેમકે બાપનો તો છેવટની ઘડી સુધી પોતાના પુત્રની ઉપર એટલો બધો પ્યાર હતો કે તેને કદી કાંઈ પણ કહેતા નહિ.

ધાકમાં રાખવાની જરૂર પડે એવી આ કવિની બાળપણમાં તો પ્રકૃતિ જ નહોતી. પોતે લખે છે કે "નાનપણમાં મારી તબિયત ધિંગામસ્તીવાળી તોફાની નહિ પણ હાવરી, તોપણ મરજી મુજબ ન થયેથી રીસે થઈ ખૂણામાં ભરાઈ ધીમે ધીમે રડ્યા કરું તેવી ખરી — ચીડીને હાથપગ અફાળું તેવી નહિ. હું માબાપ સિવાય બીજા કોઈને દેખું કે શરમાઈ ખૂણામાં અથવા માની સોડમાં ભરાઈ જતો; બીકણ પણ હતો."

પોતે જ આમ લખે છે એટલે તે ખરું, પણ બાકી નર્મદાશંકરને તે બીકણ કે શરમાળ કોણ ધારત ? નાનપણમાં આવી પ્રકૃતિ થઈ જવાનું કારણ મુંબાઈમાં બાળકો ભેળાં મેદાનમાં રમવાનું થોડું જ એ હશે એમ અમને લાગે છે. કવિ લખે છે કે " નાનપણમાં છોકરાઓમાં હું ઘણું રમ્યો નથી. સુરતમાં વેળાએ હું છોકરાઓનાં ટોળામાં જતો ખરો, પણ રમતમાં શામેલ ન થતાં આઘો રહી જોયાં કરતો." મુંબાઈમાં ઊછરેલા છોકરા સુરત આવે છે ત્યારે આવો જ દેખાવ બહુધા આપે છે. વળી લખે છે કે "મને જન્મથી રમવા ઉપર શોખ જ નહિ—" એ અમને આબેહૂબ ખરું લાગે છે, કેમકે આ તો અમારા અનુભવની વાત છે કે કવિ મોટપણે જે વેળા લાલાઈને માટે લોકની બત્રીશીએ બહુ જ ચડયા હતા તે વેળાએ પણ એની વૃત્તિ મિત્રમંડળમાં યે રમતિયાળ નહિ, પણ ગંભીર, આતુરતા ભરેલી, અને વિચારવંત જ દેખાતી. તે છતાં જો તે વેળા નિશાળોમાં 'ક્રિકેટ' 'ફૂટ બોલ ' જેવી ઉત્સાહી તથા સ્પર્ધાની રમતો હોત તો આ બાળકવિ તેમાં ઘૂમ્યા વિના રહેત નહિ એમ અમને લાગે છે. રમતો, જે શરીર કેળવણીનું મોટું સાધન છે, તે આ કારણોથી નર્મદાશંકરને બાળપણમાં મળી શકી નહિ; પણ એણે સમજીને કિશોર અવસ્થામાં દંડ મુગદળનો કાંઈક અભ્યાસ કર્યો હોય એમ એના બાંધા ઉપરથી તો જણાતું હતું. કવિનું કાઠું મધ્યમ, પણ ભરેલું અને કસાયેલું હતું, અને એનું ઊછળતું લોહી એ જ ઘણા એના ચાંચલ્યનું કારણ અમે સમજીએ છીએ. કવિનું શરીર બાળપણથી નિરોગી હતું — માત્ર સાતમે વર્ષ છએક મહિનાનો મોટો પછાડો ખાધો હતો.

પાંચ વર્ષની ઉમર થઈ કે આ બાળકવિને ગામઠી નિશાળે બેસાડ્યો. ત્યાં આંક વગેરે ભણી રહ્યો કે સરકારી નિશાળે મૂક્યો. અહીંયાં સાડાત્રણ વર્ષે ગુજરાતી અભ્યાસ બધો પૂરો કરી બાર વર્ષની ઉંમરે પ્રોફેસર હાર્કનેસના મોઢા આગળ પરીક્ષા આપી એલ્ફિન્સ્ટન સ્કૂલમાં એ દાખલ થયો. જાણવું જોઈએ કે નર્મદાશંકરનો જન્મ સુરતમાં થયેલો, પણ બાપને મુંબઈ નોકરી હોવાથી એ ત્યાં જ ઊછર્યા તથા કેળવાયા હતા; વતન હોવાથી પ્રસંગોપાત્ત સુરત પણ માસ બે માસ આવવું જવું થતું, પરંતુ સ્થાયી નિવાસ મુંબઈમાં જ.

કવિ નોંધે છે કે "સને ૧૮૪૫ની ૬ ઠ્ઠી જાન્યુઆરીએ હું મારી ૧૧ વરસ ને ૪ મહિનાની ઉમરે અંગ્રેજી સ્કૂલમાં દાખલ થયો" પોતાના બધા માસ્તરોનું વર્ણન કવિ સ્નેહભાવથી કરે છે. દેશી માસ્તરોમાં કોઈ "બમનજી પેસ્તનજી માસ્તર જે હાલ વિલાયતમાં વેપારી ખાતામાં છે," તેની શિક્ષણકળા અને સારા સ્વભાવનાં ખાસ વખાણ કર્યાં છે. એ વેળા એલ્ફિન્સ્ટન સ્કૂલના ઉમેદવાર વર્ગમા ચાર પાંચ અંગ્રેજી માસ્તરો જુદા જુદા વિષયો શીખવતા, અને તે બધા નર્મદાશંકરના અભ્યાસથી રાજી હતા, મિ૦ ગ્રેહામ જે સુરત સ્કૂલના હેડમાસ્તરની જગોએ પછીથી આવી પોતાની વિદ્યા ને બુદ્ધિ તેમ જ મિજાજને માટે આખા ગુજરાતમાં હજી મશહૂર છે, તેનો પણ નર્મદાશંકરને કોઈ દહાડો માર ખાવો પડ્યો ન હતો. તેનું કારણ એ કે અક્ષરગણિત ને ભૂમિતિ જે મિ૦ ગ્રેહામના વિષય હતા, તેમાં નર્મદાશંકરની બુદ્ધિ સારી ચાલતી. સાક્ષરત્વના ગોખવાળા ઘણી વખત ગણિતશાસ્ત્રોનો અનાદાર બતાવી પોતાની મેળે મિથ્યા માન માની લે છે, પણ કવિ નર્મદાશંકર તો લખે છે કે, " અંગ્રેજી ભાષાની ચોપડીઓ વાંચતાં પણ મને જે હોંસ ને આનંદ થતાં તે મને બીજગણિતનાં સમીકરણો છોડવતાં ને ભૂમિતિના સિદ્ધાંતો કરતાં પણ થતાં—રે વધારે; હું નવાં સમીકરણો છોડવતો ને નવા નવા સિદ્ધાંતો ( exercises ) કરી બતાવતો." જ્યારે પાછળથી નર્મદાશંકરનું સુરત સ્કૂલમાં આવવું થયું, ત્યારે ગ્રેહામ સાહેબ એને ભૂમિતિવેત્તા (geometrician) કહેતા, અને એ કારણની પ્રીતિથી એના ગેરહાજરી વગેરે દોષો ઉપર દુર્લક્ષ

કરતા એમ અમારા સાંભળવામાં છે. ભૂમિતિથી તોલનશક્તિ કેળવાય છે તેનો એ પ્રત્યક્ષ દાખલો છે. કવિ રસતરંગે પોતાના કવનમાં ગમે એટલા ચડે છે, તો પણ તેની વાણી હમેશાં સકારણ, સયુક્તિક, અને યથાર્થતાથી જ ગોઠવાયેલી માલૂમ પડે છે તે આ તોલનશક્તિને પ્રતાપે. ખંડનમંડનના વાદમાં નર્મદાશંકરની કલમ તલવારની માફક કાપતી ચાલી જાય છે તેનુ કારણ પણ એ જ. કોશાદિક ગંભીર ગ્રંથોની રચનામાં તો આ શક્તિ ખાસ જરૂરની હતી, અને તે હોવાથી જ એ ગ્રંથો સારા બન્યા છે.

આ અંગ્રેજી સ્કૂલનો અભ્યાસ નર્મદાશંકરે પાંચ વર્ષમાં પૂરો કર્યો. અને સને ૧૮૫૦ના એપ્રિલમાં કોલેજમાં દાખલ થવાની પરીક્ષા થઈ તેમાં પાસ થઈ રૂ. ૧૦)ની સ્કૉલરશિપ મેળવી. જૂનમાં રજા ખૂલતાં નર્મદાશંકરે આપણા દેશના મહાવિદ્યાલયમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કર્યો, પણ આઠ મહિનામાં જ કોલેજ છોડી સુરત જઈ વસવું પડયુ, કેમકે, મૂળ તો એ જ કે આપણી બાળલગ્નની વિદ્યાવિરોધક રૂઢિ. કવિનાં લગ્ન સને ૧૮૪૪માં સૂરજરામ શાસ્ત્રી, જે સદર અદાલતમાં તે સમે હતા, તેમની દીકરી સાથે ક્યારનાંયે થઈ ચૂક્યાં હતાં. અને હાલ તે વેશમાં આવી જવાથી સસરા તરફથી તાકીદ થઈ કે હવે નર્મદાશંકરે સુરત આવીને ઘર માંડવું જોઈએ. કવિના બાપને તો એમ થયુ ખરું કે વહુને મુંબઈ તેડાવીએ તો છોકરાનો અભ્યાસ કાયમ રહે, અને બાપદીકરાને વિખૂટા પડવું ન પડે. કવિનાં મા આ જ વર્ષના નવેંબર માસમાં ગુજરી ગયાં હતાં તેથી દીકરાને એકલો સુરતમાં રાખવો એ સુજ્ઞ ને પ્રેમી લાલશંકરને વસમુ જ લાગ્યું હશે, પણ કેટલાંક કારણોને લીધે તેમજ કરવું પડયું. કવિએ સુરત ગયા પછી પાછાં ત્રણેક વર્ષે આવીને કૉલેજમાં બેએક વર્ષ કાઢયાં. એમ કુલ કૉલેજનો અભ્યાસ કવિનો ત્રણેક વર્ષનો થવા જાય છે તોપણ એ એવો ખંડિત અને અસ્વસ્થ ચિત્તનો હતો કે આ પ્રસંગે જ કવિની કેળવણીનું પ્રકરણ પૂરું કરી તેનો એમણે કેટલો ભડોળ એકઠો કર્યો હતો તે સમગ્રપણે જોઈએ.

ગુજરાતી કેળવણી તે વેળા મળી શકે તેટલી બધી જ કવિએ પ્રાપ્ત કરી હતી, અને આ યાદ રાખવું જરૂરનું છે કે તે વેળાની

કેળવણીમાં હાલ મળે છે તે કરતાં ગુજરાતી ભાષાનું જ્ઞાન ઘણું જ વધારે મળતુ. ગુજરાતી કવિતા તો તે વેળા નિશાળોમાં નહોતી અને ખાનગી રીતે નર્મદાશંકરે કાંઈ પણ વાંચ્યું જણાતું નથી—અલબત ગીત, ભજન વગેરે થોડુંક કાંઈ સાંભળ્યુ હશે જ, પણ તે વિદ્યાર્થીના ભાવથી નહિ. સુરતમાં આવ્યા પછી એ કહે છે મેં શામળ ભટની વાર્તાઓ વાંચી અને પ્રેમાનંદનું ઓખાહરણ વાંચ્યુ કે સાંભળ્યુ તો હશે જ. પણ બસ, ગુજરાતી કાવ્યનો અભ્યાસ આ સમે એટલો જ. કવિપણું કરવા ધાર્યું તે વખત પછી નર્મદાશંકરે અલબત ગુજરાતી કવિતા ઘણી વાંચેલી પણ બાળકેળવણીની આ ખામીને લીધે જ અમે ધારીએ છીએ કે એનો પદ્યબંધ જોઈએ તેવી સરળતાને ઘણા વખત સુધી પામી શક્યો નહિ; તે છતાં આ તો ખરું છે કે જ્યારે ગુજરાતી શિષ્ટ કાવ્યો વાંચવા માંડેલાં, ત્યારે તે હાલના નિશાળિયાઓને જેમ કવિતા ભણ્યા છતાં પણ દુર્ગમ લાગે છે તેમ નર્મદાશંકરને લાગ્યુ નહિ હોય, કેમકે બોર્ડના વખતની વાચનમાળાથી શબ્દ-જ્ઞાન તો બહુ જ મળતુ.

અંગ્રેજી સ્કૂલોનું આથી કાંઈ તે વેળા જુદું જ સ્વરૂપ હતું. એ સ્કૂલોમાં પાંચ વર્ષ ભણ્યા પછી જે જ્ઞાન મળતુ તે હાલના મેટ્રીક્યુલેટેડના જેટલું કુલ સરવાળે ગણાય. પણ એ બે જ્ઞાનની જાતિમાં બહુ ફેર છે. હાલ સામાન્ય જ્ઞાન અને વ્યવહારોપયોગી કેળવણી વધારે મળે છે. તે વેળા કરતાં હાલ અક્ષર, ઉચ્ચાર અને અનુલેખન (Dictation) ઉપર બહુ જ વધારે ધ્યાન અપાય છે. હાલ ચોથા ધોરણવાળા અક્ષર લખે છે તેવા તે વેળા કોલેજમાં જનારા પણ ભાગ્યે જ લખતા, અને વખતે તે જોડણીની પણ મોટી ભૂલો કરતા. એના બદલામાં ગણિતજ્ઞાન તે વેળાનુ વધારે હતુ. વર્ગસમીકરણ અને ભૂમિતિના છ સ્કંધ મનોયત્ન સહ તો બધી જ સ્કૂલોમાં શીખવતા અને સુરત જેવીમાં તો ગણિત શ્રૃન્યલબ્ધિ પર્યંત ચાલતું, જે હાલ એમ. એ. ના જ અભ્યાસમાં છે. ઇતિહાસ હિંદુસ્તાન અને ઇંગ્લંડનો લગભગ હાલના જેટલો શીખવાતો, પણ જગતના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસનાં ટેલરકૃત બે મોટાં પુસ્તકો

વધારામાં. ખગોળાદિક વિદ્યાઓ હાલના કરતાં વિગત ભાગે થોડી અને સિદ્ધાંત ભાગે વધારે શીખવાતી. કોઈ કોઈ ઠેકાણે અર્થવિદ્યા પણ ચાલતી. પરંતુ આટલું બધું જ્ઞાન તે વેળા બધા જ છોકરા મેળવતા એમ સમજવું નહિ. ગણિત અને વાચનના તો તે વેળા વર્ગ જ જુદા હતા, અને જેની જેમાં બુદ્ધિ ચાલે તેમાં તે આગળ વધતા. વળી વર્ગના તમામ છોકરાને સમાન કેળવણી આપવા ઉપર તે વેળા કાંઈ વિશેષ આગ્રહ નહોતો, કેમકે વાર્ષિક પરીક્ષામાં છોકરાવાર કોઈ અભ્યાસ જોતું નહિ, પણ વર્ગે સામાન્ય દેખાવ કેવો દીધો તે ઉપર જ શિક્ષક સારો નઠારો કહેવાતો — અગર જો તે વેળાના શિક્ષકો સુધાભાવથી પોતાના કામમાં ઉત્સાહી જ હતા. વળી, તે વેળાના અભ્યાસક્રમમાં અંગ્રેજી વાચનની ચોપડીઓ હાલ કરતાં થોડી આવતી. અંગ્રેજી ગદ્ય કે પદ્યના શિષ્ટ ગ્રંથો તે વેળા સ્કૂલમાં ચાલતા નહિ, અગર જો હાલ ફાયદો જ કરે છે કે કેમ એ શક પડતું છે, કારણ કે બહુધા તે તે છોકરાની જ્ઞાનશક્તિની ઉપરાંતના જ હોય છે, અને સાક્ષરત્વની કેળવણીમાં એ આવશ્યનું છે કે જે પુસ્તકો વાંચવાં તે વેદ દાખલ તૈયાર કરવાનાં નહિ, પણ સરળતાથી સમજાઈ જઈ રસ ઉપજાવે એવાં જોઈએ. બીજું, તે વેળા ઉપલા વર્ગ સિવાય ગુજરાતીનો અંગ્રેજીમાં તરજૂમો કરાવતા નહિ, પણ અંગ્રેજીનું ગુજરાતીમાં શબ્દશઃ ભાષાંતર કરાવવા ઉપર જ મુખ્ય લક્ષ રહેતું. આ કારણથી અંગ્રેજી ભાષા સમજવાની શક્તિ સારી આવતી—બલકે હાલના કરતા કાંઈક વધારે,—પણ તે બોલવાલખવાનું સામર્થ્ય હાલ કરતાં થોડું.

અંગ્રેજી કે ગુજરાતી તે સમયની કેળવણી વિષે આ વાત પણ નોંધવા જોગ છે. એ બંને વાચનમાળાઓ સામાન્ય કે વ્યવહારી જ્ઞાનથી રહિત, પણ ધર્મનીતિબોધક વાર્તા કે વિવેચનોથી જ ભરપૂર હોવાને લીધે બાળકોની ઉચ્ચ લાગણીઓ બહુ કેળવાતી, અને તે ધર્મ, નીતિ, તથા દેશસુધારાના ઉત્સાહી થઈ નીકળતા.

આ તો સામાન્ય પક્ષે બોલાયું; અને તેનું ગમે તેમ હો, પણ નર્મદાશંકરની બાબતમાં તો એ બરાબર લાગુ પડે છે, કેમકે તે

કેળવણીમાં હાલ મળે છે તે કરતાં ગુજરાતી ભાષાનું જ્ઞાન ઘણું જ વધારે મળતુ. ગુજરાતી કવિતા તો તે વેળા નિશાળોમાં નહોતી અને ખાનગી રીતે નર્મદાશંકરે કાંઈ પણ વાંચ્યું જણાતું નથી — અલબત ગીત, ભજન વગેરે થોડુંક કાંઈ સાંભળ્યુ હશે જ, પણ તે વિદ્યાર્થીના ભાવથી નહિ. સુરતમાં આવ્યા પછી એ કહે છે મેં શામળ ભટની વાર્તાઓ વાંચી અને પ્રેમાનંદનું ઓખાહરણ વાંચ્યુ કે સાંભળ્યુ તો હશે જ. પણ બસ, ગુજરાતી કાવ્યનો અભ્યાસ આ સમે એટલો જ. કવિપણું કરવા ધાર્યું તે વખત પછી નર્મદાશંકરે અલબત ગુજરાતી કવિતા ઘણી વાંચેલી પણ બાળકેળવણીની આ ખામીને લીધે જ અને ધારીએ છીએ કે એનો પદ્યબંધ જોઈએ તેવી સરળતાને ઘણા વખત સુધી પામી શક્યો નહિ, તે છતાં આ તો ખરુ છે કે જ્યારે ગુજરાતી શિષ્ટ કાવ્યો વાંચવા માંડલાં, ત્યારે તે હાલના નિશાળિયાઓને જેમ કવિતા ભણ્યા છતાં પણ દુર્ગમ લાગે છે તેમ નર્મદાશંકરને લાગ્યુ નહિ હોય, કેમકે બોર્ડના વખતની વાચનમાળાથી શબ્દ-જ્ઞાન તો બહુ જ મળતું.

અંગ્રેજી સ્કૂલોનુ આથી કાંઈ તે વેળા જુદું જ સ્વરૂપ હતું. એ સ્કૂલોમાં પાંચ વર્ષ ભણ્યા પછી જે જ્ઞાન મળતું તે હાલના મેટ્રીક્યુલેટેડના જેટલું કુલ સરવાળે ગણાય. પણ એ બે જ્ઞાનની જાતિમાં બહુ ફેર છે. હાલ સામાન્ય જ્ઞાન અને વ્યવહારોપયોગી કેળવણી વધારે મળે છે. તે વેળા કરતાં હાલ અક્ષર, ઉચ્ચાર અને અનુલેખન (Dictation) ઉપર બહુ જ વધારે ધ્યાન અપાય છે. હાલ ચોથા ધોરણવાળા અક્ષર લખે છે તેવા તે વેળા કોલેજમા જનારા પણ ભાગ્યે જ લખતા, અને વખતે તે જોડણીની પણ મોટી ભૂલો કરતા. એના બદલામાં ગણિતજ્ઞાન તે વેળાનું વધારે હતુ. વર્ગસમીકરણ અને ભૂમિતિના છ સ્કંધ મનોયત્ન સહ તો બધી જ સ્કૂલોમાં શીખવતા અને સુરત જેવીમાં તો ગણિત શન્ત્યલબ્ધિ પર્યન્ત ચાલતું, જે હાલ એમ. એ. ના જ અભ્યાસમાં છે. ઇતિહાસ હિંદુસ્તાન અને ઇંગ્લંડનો લગભગ હાલના જેટલો શીખવાતો, પણ જગતના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસનાં ટેલરકૃત બે મોટાં પુસ્તકો

વધારામાં. ખગોળાદિક વિદ્યાઓ હાલના કરતાં વિગત ભાગે થોડી અને સિદ્ધાંત ભાગે વધારે શીખવાતી. કોઈ કોઈ ઠેકાણે અર્થવિદ્યા પણ ચાલતી. પરંતુ આટલું બધુ જ્ઞાન તે વેળા બધા જ છોકરા મેળવતા એમ સમજવું નહિ. ગણિત અને વાચનના તો તે વેળા વર્ગ જ જુદા હતા, અને જેની જેમાં બુદ્ધિ ચાલે તેમાં તે આગળ વધતા. વળી વર્ગના તમામ છોકરાને સમાન કેળવણી આપવા ઉપર તે વેળા કાંઈ વિશેષ આગ્રહ નહોતો, કેમકે વાર્ષિક પરીક્ષામાં છોકરાવાર કોઈ અભ્યાસ જોતુ નહિ, પણ વર્ગે સામાન્ય દેખાવ કેવો દીધો તે ઉપર જ શિક્ષક સારો નઠારો કહેવાતો — અગર જો તે વેળાના શિક્ષકો સુધાભાવથી પોતાના કામમાં ઉત્સાહી જ હતા. વળી, તે વેળાના અભ્યાસક્રમમાં અંગ્રેજી વાચનની ચોપડીઓ હાલ કરતાં થોડી આવતી. અંગ્રેજી ગદ્ય કે પદ્યના શિષ્ટ ગ્રંથો તે વેળા સ્કૂલમાં ચાલતા નહિ. અગર જો હાલ ફાયદો જ કરે છે કે કેમ એ શક પડતુ છે, કારણ કે બહુધા તે તે છોકરાની જ્ઞાનશક્તિની ઉપરાંતના જ હોય છે, અને સાક્ષરત્વની કેળવણીમાં એ અવશ્યનું છે કે જે પુસ્તકો વાંચવાં તે વેઠ દાખલ તૈયાર કરવાનાં નહિ, પણ સરળતાથી સમજાઈ જઈ રસ ઉપજાવે એવાં જોઈએ. બીજુ, તે વેળા ઉપલા વર્ગ સિવાય ગુજરાતીનો અંગ્રેજીમાં તરજૂમો કરાવતા નહિ, પણ અંગ્રેજીનુ ગુજરાતીમા શબ્દશઃ ભાષાંતર કરાવવા ઉપર જ મુખ્ય લક્ષ રહેતુ. આ કારણથી અંગ્રેજી ભાષા સમજવાની શક્તિ સારી આવતી—બલકે હાલના કરતાં કાંઈક વધારે,—પણ તે બોલવાલખવાનુ સામર્થ્ય હાલ કરતા થોડુ.

અંગ્રેજી કે ગુજરાતી તે સમયની કેળવણી વિષે આ વાત પણ નોંધવા જોગ છે. એ બંને વાચનમાળાઓ સામાન્ય કે વ્યવહારી જ્ઞાનથી રહિત, પણ ધર્મનીતિબોધક વાર્તા કે વિવેચનોથી જ ભરપૂર હોવાને લીધે બાળકોની ઉચ્ચ લાગણીઓ બહુ કેળવાતી, અને તે ધર્મ, નીતિ, તથા દેશસુધારાના ઉત્સાહી થઈ નીકળતા.

આ તો સામાન્ય પક્ષે બોલાયુ; અને તેનુ ગમે તેમ હો, પણ નર્મદાશંકરની બાબતમાં તો એ બરાબર લાગુ પડ છે, કેમકે તે

કેળવણીમાં હાલ મળે છે તે કરતાં ગુજરાતી ભાષાનું જ્ઞાન ઘણું જ વધારે મળતું. ગુજરાતી કવિતા તો તે વેળા નિશાળોમાં નહોતી અને ખાનગી રીતે નર્મદાશંકરે કાંઈ પણ વાંચ્યું જણાતું નથી — અલબત ગીત, ભજન વગેરે થોડુંક કાંઈ સાંભળ્યું હશે જ, પણ તે વિદ્યાર્થીના ભાવથી નહિ. સુરતમાં આવ્યા પછી એ કહે છે મેં શામળ ભટની વાર્તાઓ વાચી અને પ્રેમાનંદનુ ઓખાહરણ વાંચ્યુ કે સાંભળ્યુ તો હશે જ. પણ બસ, ગુજરાતી કાવ્યનો અભ્યાસ આ સમે એટલો જ. કવિપણુ કરવા ધાર્યું તે વખત પછી નર્મદાશંકરે અલબત ગુજરાતી કવિતા ઘણી વાંચેલી પણ બાળકેળવણીની આ ખામીને લીધે જ અમે ધારીએ છીએ કે એનો પદ્યબંધ જોઈએ તેવી સરળતાને ઘણા વખત સુધી પામી શક્યો નહિ, તે છતાં આ તો ખરૂં છે કે જ્યારે ગુજરાતી શિષ્ટ કાવ્યો વાચવા માંડેલા, ત્યારે તે હાલના નિશાળિયાઓને જેમ કવિતા ભણ્યા છતાં પણ દુર્ગમ લાગે છે તેમ નર્મદાશંકરને લાગ્યું નહિ હોય, કેમકે બોર્ડના વખતની વાચનમાળાથી શબ્દ-જ્ઞાન તો બહુ જ મળતુ.

અંગ્રેજી સ્કૂલોનુ આથી કાંઈ તે વેળા જુદું જ સ્વરૂપ હતું. એ સ્કૂલોમાં પાચ વર્ષ ભણ્યા પછી જે જ્ઞાન મળતુ તે હાલના મેટ્રીક્યુલેટેડના જેટલુ કુલ સરવાળે ગણાય. પણ એ બે જ્ઞાનની જાતિમા બહુ ફેર છે. હાલ સામાન્ય જ્ઞાન અને વ્યવહારોપયોગી કેળવણી વધારે મળે છે. તે વેળા કરતાં હાલ અક્ષર, ઉચ્ચાર અને અનુલેખન (Dictation) ઉપર બહુ જ વધારે ધ્યાન અપાય છે. હાલ ચોથા ધોરણવાળા અક્ષર લખે છે તેવા તે વેળા કોલેજમાં જનારા પણ ભાગ્યે જ લખતા, અને વખતે તે જોડણીની પણ મોટી ભૂલો કરતા. એના બદલામાં ગણિતજ્ઞાન તે વેળાનુ વધારે હતુ. વર્ગસમીકરણ અને ભૂમિતિના છ સ્કંધ મનોયત્ન સહ તો બધી જ સ્કૂલોમાં શીખવતા અને સુરત જેવીમાં તો ગણિત શન્યલબ્ધિ પર્યંત ચાલતુ, જે હાલ એમ. એ. ના જ અભ્યાસમાં છે. ઇતિહાસ હિંદુસ્તાન અને ઇંગ્લંડનો લગભગ હાલના જેટલો શીખવાતો, પણ જગતના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસના ટેલરકૃત બે મોટાં પુસ્તકો

વધારામાં. ખગોળાદિક વિદ્યાઓ હાલના કરતાં વિગત ભાગે થોડી અને સિદ્ધાંત ભાગે વધારે શીખવાતી. કોઈ કોઈ ઠેકાણે અર્થવિદ્યા પણ ચાલતી. પરંતુ આટલું બધું જ્ઞાન તે વેળા બધા જ છોકરા મેળવતા એમ સમજવું નહિ ગણિત અને વાચનના તો તે વેળા વર્ગ જ જુદા હતા, અને જેની જેમાં બુદ્ધિ ચાલે તેમાં તે આગળ વધતા. વળી વર્ગના તમામ છોકરાને સમાન કેળવણી આપવા ઉપર તે વેળા કાંઈ વિશેષ આગ્રહ નહોતો, કેમકે વાર્ષિક પરીક્ષામાં છોકરાવાર કોઈ અભ્યાસ જોતું નહિ, પણ વર્ગે સામાન્ય દેખાવ કેવો દીધો તે ઉપર જ શિક્ષક સારો નઠારો કહેવાતો — અગર જો તે વેળાના શિક્ષકો સુધાભાવથી પોતાના કામમાં ઉત્સાહી જ હતા. વળી, તે વેળાના અભ્યાસક્રમમાં અંગ્રેજી વાચનની ચોપડીઓ હાલ કરતાં થોડી આવતી. અંગ્રેજી ગદ્ય કે પદ્યના શિષ્ટ ગ્રંથો તે વેળા સ્કૂલમાં ચાલતા નહિ, અગર જો હાલ ફાયદો જ કરે છે કે કેમ એ શક પડતું છે, કારણ કે બહુધા તે તે છોકરાની જ્ઞાનશક્તિની ઉપરાંતના જ હોય છે, અને સાક્ષરત્વની કેળવણીમાં એ અવશ્યનું છે કે જે પુસ્તકો વાંચવાં તે વેદ દાખલ તૈયાર કરવાનાં નહિ, પણ સરળતાથી સમજાઈ જઈ રસ ઉપજાવે એવાં જોઈએ. બીજું, તે વેળા ઉપલા વર્ગ સિવાય ગુજરાતીનો અંગ્રેજીમાં તરજૂમો કરાવતા નહિ, પણ અંગ્રેજીનું ગુજરાતીમાં શબ્દશઃ ભાષાંતર કરાવવા ઉપર જ મુખ્ય લક્ષ રહેતું. આ કારણથી અંગ્રેજી ભાષા સમજવાની શક્તિ સારી આવતી—બલકે હાલના કરતાં કાંઈક વધારે,—પણ તે બોલવાલખવાનું સામર્થ્ય હાલ કરતાં થોડું.

અંગ્રેજી કે ગુજરાતી તે સમયની કેળવણી વિષે આ વાત પણ નોંધવા જોગ છે. એ બંને વાચનમાળાઓ સામાન્ય કે વ્યવહારી જ્ઞાનથી રહિત, પણ ધર્મનીતિબોધક વાતો કે વિવેચનોથી જ ભરપૂર હોવાને લીધે બાળકોની ઉચ્ચ લાગણીઓ બહુ કેળવાતી, અને તે ધર્મ, નીતિ, તથા દેશસુધારાના ઉત્સાહી થઈ નીકળતા.

આ તો સામાન્ય પક્ષે બોલાયું; અને તેનું ગમે તેમ હો, પણ નર્મદાશંકરની બાબતમાં તો એ બરાબર લાગુ પડે છે, કેમકે તે

સમયની શિક્ષણપદ્ધતિથી જે થોડા પણ ખરા સુશિક્ષિત છોકરાઓ તૈયાર થતા તેનો એ એક સારો નમૂનો હતો. ગુજરાતી અને અંગ્રેજી બંને નિશાળોમાં એનો ઘણુંકરીને પહેલો, બીજો, કે પાંચની અંદરનો નિશ્ચય જ નંબર દરેક વર્ગમાં રહેતો. એણે બંને નિશાળમાં કેટલાંક ઇનામો મેળવ્યાં હતાં, અને એવા એક ટાંકણે કોઈ ગવર્નર સાહેબ પધારેલા તેમણે આ બાળકવિની અંગ્રેજી કવિતા વાંચવાની ( તે વેળા ગોખણનો ધારો નહોતો ) ધાટીનાં ખાસ વખાણ કર્યાં હતાં. તા. ૮મી ફેબ્રુઆરી સને ૧૮૫૧ ને રોજ એણે કોલેજ છોડી ત્યારે પ્રોફેસરોએ એના જવા માટે દિલગીરી બતાવનાં સારાં સર્ટિફિકેટો આપ્યાં હતાં. પ્રિન્સિપાલ ગ્રીન ( ગુજરાતના નામીચા ગ્રીન સાહેબ ) લખે છે કે 'ગઈ કલેર સ્કોલરશીપની પરીક્ષામાં ઘણા ઉમેદવારો હતા, પણ તેમાંથી ૧૧ પાસ થયા, અને તેમાં નર્મદાશંકરનો ત્રીજો નંબર આવ્યો હતો.' પ્રોફેસર રીડ એની બુદ્ધિની પ્રશંસા કરી કહે છે કે 'એનું અંગ્રેજી જ્ઞાન વખતના પ્રમાણમાં અસાધારણ સારું છે.' કેટલાંક વર્ષ પછી જ્યારે આ લખનારને કવિ સાથે ગાઢો ને લાંબો પરિચય થયો તે વેળા પણ અંગ્રેજી ભાષાનું જ્ઞાન કવિમાં બહુ સારું જણાતું હતું. બાયરન, શેક્સપિયર વગેરે કવિઓ, અને બેકન, લોક, વગેરે ફિલસૂફોના ગ્રંથો પણ તેની ખૂબીની સાથે સમજી શકતા. કાવ્યવિવેચન તથા કવિચરિત્રોનાં પુસ્તકો બહુ વાંચેલાં હતાં, અને 'એડિનબરો રીવ્યુ' નાં તો ૩૦-૪૦ વોલ્યુમો ખરીદ જ કરી રાખેલાં હતાં. બીજા ગ્રંથો ( અંગ્રેજી, સંસ્કૃત, મરાઠી, હિંદી, ગુજરાતી ) પણ કવિની ખાનગી પુસ્તકશાળામાં બહુ હતા—ભાગ્યે જ એટલા બીજા કોઈ પણ દેશી ગૃહસ્થના ઘરમાં હશે. કવિ પોતાનો બધો વખત વિદ્યાનંદમાં અને સ્વદેશહિતની ચર્ચામાં કાઢતા. એની પાસે જે આવે તેની સાથે એ જ વાત. ગ્રામ્ય વાર્તા બિલકુલ પસંદ નહોતી, અને વિદ્વાન મિત્રોનું મંડળ હોય તો તેમાં પાંચ છ કલાક સુધી પણ એવી ઊંચી જ વાતચીતમાં નિમગ્ન રહેતા. એવી વાતચીતમાં ડોળ, ડમાક, કે પોતે જ બહુ બોલવું એવો સ્વભાવ જરા પણ હતો નહિ. તેમ જ દુરાગ્રહથી પોતાનો વાદ પકડી રહેવો એમ પણ નહિ, સામાનો પક્ષ સકારણ દેખે તો

તે સ્વીકારવો, અને નહિ તો તેના રદિયા આપી કેવળ સત્યનો જ નિર્ણય કરવા તરફ એમનું વલણ રહેતું. વિદ્યાવૃદ્ધિ અને દેશોન્નતિના વિષય જ સર્વાંગે આવા વખત પર ચર્ચાતા. આવી ચર્ચામાં કવિ એવો તો કાંઈ અજબ ઉત્સાહ નાંખતા કે તે વિષયમાં બરાબર નહિ સમજી શકે એવા સાભળનારને પણ એનો રંગ લાગતો. વિદ્યાનો શોખ, દેશની દાઝ, અને સ્વતંત્રતાની બુદ્ધિ એ ગુણોનો કેટલોક પાશ જે કોઈ કવિના સહવાસમાં આવતા તેને લાગ્યા વિના રહેતો નહિ. ખરે, કવિમાં સ્વાભાવિક લોહચુંબકત્વ જ ( Magnetism ) હતું, જે વડે સર્વેનાં મન હરતા, અને પોતાનો અંશ કાંઈ બીજામાં તેની પાત્રતા પ્રમાણે પ્રેરતા.

વિદ્યાનો આટલો પરિપાક આ વખતે એટલે ૧૮૫૧માં નર્મદાશંકરને થયેલો નહોતો જ. આ વખતે તો એની ઉમર હજી ૧૭ વર્ષની જ હતી, અને એનુ મન પેહેલવહેલું જ જુવાનીને ચગડોળે ચડ્યું હતુ. બધા માણસની જિંદગીમાં આ સમય કાંઈ કારમો જ કહેવાય છે. એ સમે પહેલાં નહિ અનુભવેલી એવી અનેક ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે, આત્મા ચગડોળે ચડે છે, અને છેવટ જે સ્થાયી વલણ તે લે છે તેની ઉપર જ ઘણોખરો આખા ભવનાં અને પરલોકના પણ સુખ દુઃખનો આધાર રહે છે. આ આત્મમંથનમાંથી વિવિધ રત્નો પણ નીકળે અને ઝેર પણ નીકળે. કવિની જિંદગીમાં ૧૭થી ૨૩ વર્ષની ઉંમર સુધીના સમયને અમે એનો આત્મમંથનકાળ કહીએ છીએ. આપણામાં ૧૭થી ૨૫ વર્ષ સુધીનો વખત સાધારણ રીતે ગધ્ધાપચીસી કહેવાય છે, અને જો તે માણસને વિષયની ગધ્ધાઈમાં જ ડુબાવી મારે તો તે નામ ખરું છે. પણ આ સમે સ્ત્રીવાસનાનો જ ઉદય થાય છે એમ નથી. આ સમે આત્માની તમામ મહેચ્છાઓ વ્યક્ત થઈ પ્રવૃત્તિ શોધે છે. આ સમે જેટલો સ્ત્રીવાસનાનો તેટલો જ પરાક્રમ કરવાનો કે નામાંકિત થવાનો જુસ્સો પણ આત્માને ડહોળી નાંખે છે. કવિની શબ્દવર્ગણીમા બોલીએ, તો પ્રેમ અને શૌર્ય એ બંનેનો ઉદય આ સમે વાંસના ઊગવાની પેઠે મોટા ઉછાળાની સાથે થાય છે, અને એ ઉછાળાથી જ આખો આત્મા ડહોવાઈ

જાય છે. પછી જેનો જેવો સંસ્કાર તે પ્રમાણે તેનું રૂપ ઘડાય છે. સ્ત્રીવાસના સારા સંસ્કારે પ્રફુલ્લિત થઈ કોઈનામાં પૂર્ણ પ્રેમ એટલે શુદ્ધ નિઃસ્વાર્થી સ્વાર્પણનું દિવ્યરૂપ ધારણ કરે છે, કેટલાકમાં વિલાસીપણે જ અટકે છે. કેટલાકમાં વ્યવહારમર્યાદિત થઈ જાય છે, અને કેટલાકમાં પશુવત્ શઠતામાં જ ઊતરી પડે છે. તેમજ પ્રસિદ્ધિની ઇચ્છાએ કોઈને ચેલાઈને પતરાજી કરવા, કોઈને ધનપ્રાપ્તિ કરવા, કોઈને માનમરતબો મેળવવા, અને કોઈને વિદ્યા, ધર્મ, કે યુદ્ધનાં પરાક્રમો કરવા પ્રેરે છે, છેલ્લા વર્ગના પુરુષોમાં આ લાગણી પર્યંતે નિર્મળ વિદ્યાભક્તિ, ધર્મભક્તિ કે દેશભક્તિમાં કૈવલ્યને પામે છે. ઘણામાં તો પ્રેમ ને શૌર્ય એ બંને વૃત્તિઓ પચીશ વર્ષની ઉંમર સુધીમા શિથિલ થઈ જઈ તેમને માત્ર દુનિયાદારીનાં માણસ બનાવે છે. કમાવું, કુટુંબને પોષવું, અને બે પૈસા મળે તો ખરચી નાતજાતમાં સારા કહેવડાવવું, એ જ આ કાળમાં સાધારણ હિંદુઓ પોતાનું કર્તવ્ય સમજે છે. આથી ઉચ્ચ લાગણીઓ આ કે પરલોકની ક્વચિત જ જોવામાં આવે છે, અગર જો સ્વધર્મશ્રદ્ધા મોદે તો આ પ્રવૃત્તિ કાળે બહુ બોલાય છે.

આ કારમા ચગડોળે નર્મદાશંકરનું ચિત્ત ચડ્યું હતું એ જ એને આ વેળા કોલેજ છોડવનારું ખરું કારણ હતું. એના બાપે આ જોઈને જ એમ વિચારેલું કે સુરતમાં જઈ ઘર માંડી સસરાની સિફારસથી સારી નોકરીએ લાગી જાય તો છોકરો ઠેકાણે પડે. સસરાએ જગન્નાથ શંકર શેઠના વિનાયકરાવ પાસે સુરત હાઈસ્કૂલના હેડમાસ્તર મિ૰ ગ્રેહામ ઉપર ભલામણનો કાગળ લખાવ્યો હતો. પણ નર્મદાશંકરે ૧૦ મી ફેબ્રુઆરી સને ૧૮૫૨ માં સુરત જઈ બે ચાર દહાડે નોકરીને માટે તે સાહેબને અરજ કરી, ત્યારે તેણે તો કહ્યું કે બોર્ડનો હુકમ અહીંયાંના છોકરાને જ આસિસ્ટંટ રાખવાનો છે, અને તેથી તું સ્કૂલમાં આવતો રહેશે તો હું પ્રસંગ આવ્યે જોઈશ. નર્મદાશંકરને ઘણી નાઉમેદી થઈ, પણ "નોકરીની લાલચે મેં એક બે મહિના હાઈસ્કૂલમાં ફર્સ્ટ ક્લાસમાં નામ પણ દાખલ કરાવી રાખ્યુ હતું, પણ હું કાંઈ બરોબર જતો નહિ, ને પછવાડેથી મેં જવું મૂકી દીધું હતું," એમ કવિ પોતાની હકીકતમાં લખે છે. તે છતાં ગ્રેહામને

મુબઈથી નર્મદાશંકરના ગણિતજ્ઞાનને માટે સારો અભિપ્રાય હોવાને લીધે રાંદેરના મહેતાજીની જગા ખાલી પડી ત્યારે એને બોલાવી ૧૮૫૨ની ૧લી મેએ આપી, અને પછીથી એની સગવડને માટે સુરત શહેરમાં જ નાનપરાની નિશાળ ઉપર ૧૮૫૩ના માર્ચમાં બદલી કરી. પગાર રૂ. ૧૫)નો જ અને લોકમાં મહેતાજીની આબરૂ થોડી, તેથી નર્મદાશંકરે આ નોકરી "બેઠાથી બેગાર ભલો" એમ જાણી કમને જ લીધી હતી,

કવિએ ઘરસંસાર માંડ્યો હતો તે ૧૮૫૩ની ૪થી ઑક્ટોબરે પૂરો થયો. એની આ પહેલીવારની સ્ત્રીનુ નામ પિયરથી નાનીગૌરી અને સાસરેથી ગુલાબવહુ હતુ. કવિનો એની ઉપર ઝાઝો પ્રેમ નહોતો, અને તે પણ કવિને બહાર રખડવાની આ વખતે ટેવ બહુ હોવાથી મનમા કાંઈક નારાજ રહેતી. આ સ્ત્રીને અધરણીની છોકરી આવી તે ૧૫ દહાડાની થઈને મરી ગઈ. અને સંવત ૧૯૦૯ માં ફરી દહાડા રહ્યા ત્યારે આઠ મહિનાનું મૂએલું છોકરું અવતર્યાથી તે મૃત્યુ પામી.

હવે નર્મદાશંકરને સુરતમાં રહેવા કાંઈ પ્રયોજન રહ્યું નહિ, અને એનું મન પણ હાલ મુબઈ જવાને તત્પર થઈ રહ્યું હતું. લખે છે કે "વિદ્વાન દાખલ કોઈ રીતની પ્રસિદ્ધિ મેળવું એવો જે મારો અંગ્રેજી શીખતો ત્યારનો જોસ્સો, તે પાછો તાજો ઊઠીને 'ચલ ચલ મુબઈ' એમ ઉશ્કેર્યાં કરતો હતો." અને એ વાત ખરી છે. આ ભવિષ્યનો કવિ અને ઊંચો દેશભક્ત આ સમે બે ત્રણ વર્ષ મોજમજામાં જ ડૂબેલો દેખાતો હતો, તો પણ એનો આત્મા એને અંદરથી ચટકા મારી નિરંતર પ્રબોધતો હતો કે 'અલ્યા તું ઊઠ, અને મોટાં કામ કર.' નર્મદાશંકરે મહાવિદ્યાલયમાં પ્રવેશ કર્યો તે વેળાથી જ પ્રસિદ્ધિ પામવાના પ્રયત્નો કરવા માંડ્યા હતા. ત્યાં આઠ મહિના જે કાઢ્યા તે દરમ્યાન પણ નિયમિત વિદ્યાભ્યાસ ઉપર મુખ્ય લક્ષ ન રાખતાં જુવાન પુરુષોની "અન્યોન્ય બુદ્ધિવર્ધક" એ નામની સભા ઊભી કીધી હતી. અને તેમાં પોતે પ્રમુખ અને મયારામ શંભુનાથ સેક્રેટરી થઈ એવો ઠરાવ કર્યો હતો કે મહિનામાં ચાર વાર મળવું, તેમાં બે વાર સભાસદોએ નિબંધો લખી માંહોમાંહે જ વાંચવા, અને બે

વાર જાહેર સભા ભરી લોકોનો સુધારો કરવો. 'મંડળી મળવાથી થતા લાભ' એ વિષે એણે તેમા મોઢેથી પહેલું જ ભાષણ આપ્યું હતું; પણ એ સભા રસ્તે પડવા આવી એટલામાં આપણે ઉપર કહ્યું તે પ્રમાણે એને સુરત જઈ વસવું પડ્યું. આ સભાએ જ આ વખત પછી દશ પંદર દહાડે પ્રાણલાલ મથુરાદાસ, મોહનલાલ રણછોડદાસ વગેરે કોલેજના વિદ્યાર્થીઓ આવી મળવાથી "બુદ્ધિવર્ધક હિંદુસભા" એવું નામ ધારણ કર્યું, અને જે નામે ગુજરાતના સુધારા ઉપર તેણે પછીનો મોટી અસર કરી, અને જેના ચોપાનિયામાં જ નર્મદાશંકરની કલમે પહેલવહેલો પોતાનો પ્રકાશ કર્યો.

સુરતમાં આવ્યા પછી પણ થોડા વખતમાં "મેં મારી ગમતને સારુ એક મંડળી ઊભી કરવા ધારી, તે પછી તે વાત મેં મારા સગા દોલતરામને કહી એણે મંડળીની સાથે એક છાપખાનું કાઢવાનું કહ્યું, અને પછી અમે ભાગીદારી કરી 'સ્વદેશ હિતેચ્છુ' એ નામની મંડળી ઊભી કરી. એક પાસથી છાપખાનામાં 'જ્ઞાનસાગર' નામનુ ન્યુસપેપર અઠવાડિયે એક વાર નીકળવા માંડ્યુ, ને બીજી પાસથી ભાષણો થવા માંડ્યાં. પહેલું ભાષણ મેં 'મંડળી મળવાથી થતા લાભ' એ વિષે લખીને તા. ૪થી જુલાઈએ કર્યું હતું. એ 'જ્ઞાનસાગર' આશરે એક વરસ ચાલ્યુ. પછી તે મંડળી ભાગી ગઈ ને અસ્તવ્યસ્ત થઈ ગઈ." આ પ્રસંગે 'જ્ઞાનસાગર'ના છાપનાર જદુરામ (જે હિંદુસ્તાની કવિતો અને કાંઈક પિંગળ જાણે છે) તેની સાથે નર્મદાશંકરને દોસ્તી બંધાઈ. કવિ લખે છે કે, "એ કોઈ કોઈ દહાડો વાતમા દોહરા ચોપાઈની માત્રા સંબંધી બોલતો તે હું બેદરકારીથી સાંભળતો."

આ જ અરસા પર કવિ દલપતરામ સુરતમાં ફાર્બસ સાહેબની પાસે હતા, અને તે પોતાની ઊગતી કવિતા વાંચી નવી કેળવણી પામેલાને પહેલવહેલો જ ગુજરાતી કવિતાનો સ્વાદ લગાડતા હતા. આ સંબંધમાં નર્મદાશંકર લખે છે કે "આઘેથી હું એને ઓળખતો કે આ દલપતરામ કવિ છે—નહિ જેવા કોઈ આશ્ચર્યથી હું તેની તરફ જોતો ખરો પણ કોઈ દહાડો તેની પાસે ગયો નથી. . . . તેઓ કિલ્લા આગળ પરહેજગાર મંડળીમાં કેફ ન કરવા સંબંધી

નરબી, લાવણીઓ વાંચતા. પણ હું કોઈ દહાડો સાંભળવા ગયો નથી. એણે જ્યારે ૧૯૦૭માં લાઈબ્રેરીમાં હુન્નરખાનનું ભાષણ આપ્યું ત્યારે હું ત્યાં ગયો હતો. . . . એ જ વરસમાં મનમોહનદાસ રણછોડદાસે પણ કવિતામાં એક ભાષણ કર્યું હતું, ત્યાં વળી હું ફરતો ફરતો જઈ ચડ્યો હતો."

આ બધા પ્રસંગોથી આપણા આ ભવિષ્યના કવિ ઉપર શી અસર થઈ તે કહેવું મુશ્કેલ છે. પોતે તો "હું મારી જુવાનીની લહેરમાં જ મસ્ત હતો" એમ કહી તે બાબત બેદરકારી જ બતાવે છે, અને એ પણ ખરું છે કે સને ૧૮૫૫ સુધી એણે કવિતા તરફ કાંઈ પણ વૃત્તિ દેખાડી નથી. પણ અમે ધારીએ છીએ કે અવ્યક્ત રૂપે પણ આ પ્રસંગોની કાંઈ તો અસર થયેલી જ. પણ તે એને મોહનિદ્રામાંથી જાગ્યા પહેલાં માલૂમ પડેલી નહિ.

આ મોહનિદ્રા તે મોહનિદ્રા જ હતી. આ ત્રણ વર્ષમાં એ કહે છે કે "મેં કોઈ અંગ્રેજી કે ગુજરાતી ચોપડી વાંચી નહોતી, ને એક હાર્કનેસને કાગળ લખ્યો હતો તે સિવાય બીજું કંઈ અંગ્રેજીમાં લખ્યું પણ નહોતું. ગુજરાતીમાં પણ ત્રણેક ભાષણ લખેલાં, બીજું કાંઈ નહિ. 'જ્ઞાનસાગર'માં મેં કંઈ જ લખ્યું નથી; તે દોલતરામ લખતા. હું ભાંગ પીતો, પાક ખાતો (બીજી જાતની કોઈ પણ કેફ કરતો નહિ.) . . . એકાંતમાં હું નામ મેળવવાના (પૈસો મેળવવાના નહિ) અને પ્રેમ સંબંધી વિચારો કરતો. સુધારાના અને તેને અમલમાં આણવાના વિચાર, પછી ખાનગી કે જાહેર, તે વખત બિલકુલ નહોતા. જાતિભેદ, પુનર્વિવાહ, મૂર્તિપૂજા, અભક્ષ્યાભક્ષ્ય, વગેરેના સુધારા સંબંધી વિચારોનું મને સપનું પણ નહિ હતું. ઉદ્યોગ રાખવો, સંપ રાખવો, ભાષણો કરવાં, નિબંધો વાંચવા, ગ્રંથો લખવા, અને દેશનું ભલું કરવું, એટલું જ હું સુધારા સંબંધી જાણતો."

આ મોહનિદ્રામાંથી જગાડનાર એની સ્ત્રીનું મરણ હતું. એ મરણ પછી ત્રણ મહિનામાં જ એટલે ૧૮૫૪ના જાન્યુઆરી માસમાં નર્મદાશંકર પાછા પોતાના બાપની પાસે મુંબઈ વસ્યા. ત્યાં જઈને જીવરાજ બાલુવાળાને ત્યાં

વૃત્તરત્નાકર અને રઘુવંશનો અભ્યાસ એક શાસ્ત્રી પાસે કરવા માંડયો. વૃત્તરત્નાકર તો પૂરો કર્યો, અને રઘુવંશનો બીજો તથા ત્રીજો સર્ગ ચાલ્યો.

સને ૧૮૫૬ના નવેંબરમાં સુરત આવી પિંગળની ખોળમાં ફરવા માંડયું. સારા ભાગ્યે 'જ્ઞાનસાગરના'ના પેલા છાપનાર જદુરામ સાથે દોસ્તી થઈ હતી તે આવા ઠેકાણાનો ખરો ભોમિયો હતો, તેથી તેની મદદે એક કડિયો હાથ લાગ્યો. તેના ઘરમાં દાદુપંથી સાધુ કવિ લાલદાસ જે સુરતમાં જ થોડાં વર્ષ ઉપર થઈ ગયા હતા તેનાં બનાવેલાં કાવ્યોનો તમામ સંગ્રહ હતો. તેણે કહ્યું કે "કાલે આવજો, એમાં કોઈ પિંગળ છે કે નહિ તે જોઈશું. પછી બીજે દહાડે તેની પાસે ગયો ને ત્યાં પેટારો ઉઘાડયો તેમાંથી છંદરત્નાવળી નામનું પુસ્તક નીકળ્યુ. તેણે મને કહ્યું કે હું ઘેર તો નહિ આપુ, પણ અહીં આવી લખી લો. પછી હું રોજ સવારે કલમ ખડિયો કાગળ લઈને તેને ઘેર જતો ને પિંગળ લખતો. તે કડિયા પાસે લાલદાસનાં કરેલાં ચાળીસેક રંગેલાં ને સારા અક્ષરથી લખેલાં ચિત્રકાવ્ય હતાં તે મને તેણે દેખાડયાં ને વાચી બતાવ્યાં. મારું મન તે ઉતારી લેવાનું થયુ." આ કડિયાના ઘરમાં દાદુપંથી વેદાંતની ચર્ચા હંમેશાં ચાલતી તેથી નર્મદાશંકરથી નિરાંતે લખી શકાતું નહિ. થોડા દહાડા પછી તે ભગત કડિયાએ ના રોજ થોડાંક પાનાં ને ચિત્રકાવ્ય ઘેર ઉતારવા આપવાનું કબૂલ કર્યું. "પછી હું રોજ ચાર પાંચ ચિત્રકાવ્ય લઉં ને રસ્તામાં નારાની દુકાને નકલ ચીતરવાને આપુ — ઘેર જઈ જમું ને પાછલે પહોરે પાછો ચિતારા પાસેથી લઈ આવું — રાતે તેમાં અક્ષર લખું ને વળી રત્નાવળી લખું. એ રીતે મે સઘળાં ચિત્રકાવ્ય ચીતરાવી લખી રાખ્યાં ને રત્નાવળી પણ લખી લીધી. એ પિંગળનાં પુસ્તકની મતલબ મેં મારી મેળે સંસ્કૃતને જોરે સમજી લીધી. એ પુસ્તકથી મને દોહરા ચોપાઈ વગેરે માત્રાવૃત્તોના નિયમ જણાયા." આવી મુસીબતો હાલ પણ પડતી હોત, તો વારુ કેટલા છોકરાએ કવિ કહેવડાવવાને તૈયાર થાત ? અરે તેઓ તો હાલ પિંગળજ્ઞાનનો આટલો પ્રસાર છતાં પણ કયે દહાડે એક પણ છંદ શુદ્ધ બનાવવાની પરવાહ રાખે છે ? તેઓ તો જાણે છે કે નામની જોડે

ક ને વિ લખતાં આવડ્યું એટલે કવિ થઈ ચૂક્યા, અને વખતે વિ દીર્ઘ થઈ જાય તો પણ શું? બહુ સારું? આપણું કવિપણું દીર્ઘતાને પામ્યુ.—કાંઈ લઘુતા તો એથી આવી નથી?

આ કામમાં કવિનો દોઢેક મહિનો ભાગ્યો. એ કામ થયાથી હરખભેર મુંબઈ આવી એકાદ કાવ્ય બનાવવા માંડે છે, એવામાં એના બાપે કહ્યું કે તું ગુજરાતીમાં પિંગળ લખે ત્યારે ખરો. એ ઉપરથી નર્મદાશંકરે પિંગળપ્રવેશનો આરંભ કર્યો, અને તે બનાવી છપાવી એ ગુણી પિતાને જ અર્પણ કરી ૧૮૫૭ની ૬ઠ્ઠી એપ્રિલે લોકમાં પ્રગટ કર્યો. એ પહેલી આવૃત્તિ શીલા છાપની છે, અને તેના હસ્તાક્ષર કવિના બાપના પોતાના જ છે.

પિંગળનું થયું, પણ અલંકાર ને રસ જાણવાના રહ્યા. તે માટે પિંગળપ્રવેશ કાઢ્યા પછી તરત જ ચંદ્રાલોક* તથા તેની સાથે નૃસિંહ ચંપુનો અભ્યાસ કરવા માંડ્યો, અને તે ભણી રહી ૧૮૫૮ના જાન્યુઆરીમાં એક તરફથી અલંકારપ્રવેશ લખવા માંડ્યો, અને બીજી તરફથી પ્રતાપ રુદ્રમાંથી રસપ્રકરણ શીખવા માંડ્યું. રસનું જ્ઞાન થતાં જ રસપ્રવેશ લખી કાઢ્યો, અને એ બંને પ્રવેશો જુલાઈ સુધીમાં બે અઢી મહિને તડાકાબંધ પ્રગટ કરી દીધા. નર્મદાશંકરની રીત એવી હતી કે કોઈ વિષય શીખવો કે તરત જ તે બાબત કાંઈ બનાવવું.

આટલા અભ્યાસથી ન ધરાતાં એ જ વર્ષના ડિસેમ્બરમાં પૂને જઈ "નીલકંઠશાસ્ત્રી પાસે લઘુકૌમુદી અને વિષ્ણુશાસ્ત્રી પાસે વિક્રમોર્વશી નાટક શીખવા માંડ્યાં. લઘુકૌમુદીની બીજી વૃત્તિ અને નાટક પૂરાં કીધાં, બાળશાસ્ત્રી દેવ જે વ્યાકરણ ને કાવ્યશાસ્ત્રમાં નિપુણ છે અને પોતાને ઘેર પંદરેક વિદ્યાર્થીઓને ભણાવે છે તેની પાસે હું કાવ્ય, ચંપુ અને નાટકમાંના પ્રાસ્તાવિક શ્લોકો (સાહિત્ય) લખી લેતો ને કાવ્યશાસ્ત્રના રંગો જોતો—કવિતા તે

---

* એ જયદેવકૃત અલંકારનો ગ્રંથ છે, અને એ ઉપરથી જ જયસિંહ મહારાજે વ્રજમાં ભાષાભૂષણ રચ્યું છે. ચંદ્રાલોક પ્રાચીન (મમ્મટ ભટના વખત પછી રદ ગણાયેલો) કાવ્યશાસ્ત્રનો ગ્રંથ છે. હાલ અલંકારનો સર્વમાન્ય ગ્રંથ તો કુવલયાનંદ અને કાવ્યશાસ્ત્રનો કાવ્યપ્રકાશ છે.

શું ? ઉત્તમ કવિતા તે શું ? અલંકાર ને રસમાં અંતર શો ? આદિ પ્રશ્નો હું તેને કરતો, તેના ઉત્તરમાં તે ગ્રંથોનાં પ્રમાણ સાથે મારી પતીજ કરતા. એની પાસે મેં મારાં પિંગળ, અલંકાર, ને રસ શુદ્ધ કરાવ્યાં; તેમ વૃત્તરત્નાકર ઉપર એક જૈને મોટી ટીકા કરી છે તે ગ્રંથ હું તેની પાસે શીખ્યો. એમાં આર્યાગીતિનો પ્રસ્તારાદિક વિષય સવિસ્તર છે તે પણ જોઈ લીધો. રાતે હું લિંગપુરાણ ને અધ્યાત્મ રામાયણ વાંચતો." પૂનેથી ૧૮૫૯ના માર્ચની ૨૦મીએ પાછું મુંબઈ આવવું થયુ; એ જ વરસમાં "મેં ચિંતામણિપિંગળ, સુંદરશૃંગાર, ભાષાભૂષણ અને રસિકપ્રિયા એ હિંદુસ્તાની ગ્રંથોની મતલબ ઉપર ઉપરથી એ ભાષા જાણનારા કચ્છ-તરફના મારા મિત્રો પાસેથી જાણી લીધી" એમ નર્મદાશંકર નોંધે છે.

આ પ્રમાણે કવિપણાને યથાસ્થિત યોગ્ય થવાનો મહા પ્રયત્ન નર્મદાશંકરનો છેક સને ૧૮૫૯ની આખર સુધી ચાલ્યો, અને હવે પછી પણ પ્રસંગ આવ્યે કાવ્યશાસ્ત્રનું જ્ઞાન વધારવાને ચૂકતા નહોતા. તો પણ આ પ્રયત્નકાળનો આપણે અંત ૨૩મી નવેંબર સને ૧૮૫૮ થી જ ગણીશું તો સુગમ પડશે, કેમકે આ દિવસે નર્મદાશંકરે પોતાની આખી જિંદગીનો જે પર આધાર એવું એક પગલું ભર્યું; આ દિવસે* નોકરીનુ રાજીનામું આપ્યું, (અત્યાર સુધી કાંઈ કાંઈ નોકરી કર્યાં કરતા હતા), અને વળી મનથી નિશ્ચય કર્યો કે હવે પછી નોકરી ન કરતાં બધું જીવન

* નોકરી છોડ્યા પછી ઉદરનિર્વાહને અર્થે ચાર પાંચેક વર્ષ સાહેબ લોકને ગુજરાતી ભણાવવાનું કામ નર્મદાશંકરે કર્યું હતું ખરું, અને એ દરમ્યાન હરદાસ થવાનો, કાઠિયાવાડના નવા સ્વામીનારાયણ સાથે મળી જવાનો, તથા છેવટ સુધારાવાળા પાસે 'મિશન' કઢાવી તેના એક પ્રચારક થવાનો વગેરે ઘણાક મનસૂબા તથા કાંઈ કાંઈ પ્રયત્નો કર્યા હતા કે તેથી બહાલી જીવાઈ મળે અને બધો કાળ વિદ્યાને લગતા કામોમાં જ જાય. આ હેતુ તો હાલ આપણા દેશમાં કેળવણીખાતાની નોકરીમાં જ ઘણે દરજ્જે પૂરો પડી શકે છે, પણ તે તો કવિને પસંદ ન પડવાથી આવા બુટ્ટા ઉઠાવ્યા અને તે કાળવિરુદ્ધ હોવાથી નિષ્ફળ ગયા. એકવાર મુંબઈમાં હરદાસની કથા કરી પણ હતી, ને ૫૦ રૂપિયા મળ્યા હતા

શારદાસેવનને જ અર્પણ કરવું. કવિ લખે છે કે " મેં ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં ઝળઝળિયાં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છઉં." ઊભરાઈ જતા હૈયાના આ બોલ વાંચી કયા વાંચનારની આંખ સાનંદાશ્ચર્યની સાથે સજળ થયા વિના રહેશે? અને જ્યારે વિચાર કરીએ છીએ કે આ પ્રતિજ્ઞાથી જ પૈસાટકા સબંધી તો કવિને પોતાની લગભગ અર્ધી જિંદગી બહુ દુઃખમાં કાઢવી પડી, ત્યારે એ સાનંદાશ્ચર્યમાં વધારે ગરકાવ થઈ આપણાથી એમ બોલાઈ ગયા વિના રહેવાતું નથી કે " ધન્ય છે! કવિ, તારી આ ઊંચી મનોવૃત્તિને?" નર્મદાશંકરની આ નિસ્પૃહી ઉચ્ચ મનોવૃત્તિએ દેશને તો બેહદ લાભ કીધો જ છે, અને એના પણ આત્માની ઉત્તરોત્તર વૃદ્ધિમાં એ જ મહા સાધનભૂત થઈ હતી.

આ જ વરસમાં (સને ૧૮૫૮ના એપ્રિલમાં) ઉપર મુજબ કાવ્યશાસ્ત્રોનું સારું જ્ઞાન મેળવ્યા પછી જ નર્મદાશંકરે અત્યાર સુધીમાં જે કવિતાઓ બનાવી હતી તેને ' નર્મકવિતા ' એ નામથી પહેલવહેલી અંકોમાં પ્રગટ કરવા માંડી. આ વખત બે અંક બહાર પડ્યા, અને એ જ વરસના પાછલા ભાગમાં ત્રીજો પણ છપાયો. નર્મકવિતા અંકરૂપે હમણાં જ બહાર પડી, પણ ખાનગી કે જાહેરમાં કવિમુખે વંચાયાથી, એના ગદ્ય નિબંધ બે ચાર છપાયા હતા તેમાં કેટલીક આવી જવાથી, તથા બુદ્ધિવર્ધકમાં કેટલીક છપાયાથી નર્મદાશંકરનું કવિરૂપે દર્શન તો ક્યારનુંયે ગુજરાતમાં બધે થઈ ચૂક્યું હતું. પિંગળપ્રવેશથી એ કીર્તિમાં ચણો વધારો થયો હતો, અને અલંકાર તથા રસપ્રવેશો પ્રગટ થતાં જ બધાને એમ ભાસ્યુ કે કવિતાના પ્રદેશમાં આ કોઈ નવો સૂર્ય ઊગે છે. મુંબઈમાં તો વિશેષ કરીને બધા જ નર્મદાશંકરની રસભરત શૈલી ઉપર મોહિત થઈ ગયા. આ વખતે ગુજરાતી પંડિત દાખલ એની ખ્યાતિ સરકાર સુધી પહોંચી જવાથી ગુજરાતી જોડણી છેવટની મુકરર કરવા જે કમિટી નિમાઈ તેમાં કવિ નર્મદાશંકરને તે વેળાના ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન મિ૦ હાવર્ડની તરફથી માનપૂર્વક આમંત્રણ થયું, અને તે એણે કબૂલ રાખ્યું.

સને ૧૮૫૯ના મે માસમાં આંખનું ઓસડ કરાવવાં સારુ કવિ દલપતરામનું મુંબઈમાં આવવું થયું. આથી મુંબઈમાં એ બંને કવિનો સ્વાભાવિકપણે જ લોકો મુકાબલો કરવા લાગ્યા. કેટલાકની ઇચ્છા બંનેને ભેગા કરી તે દરેકની કેવી કવિતા છે તે જોવાની થઈ, અને એવો એક મુકાબલો વાલકેશ્વરમાં ભગવાનદાસને બંગલે વિનાયકરાવ ( તે વેળાના ઓરિએન્ટલ ટ્રાન્સ્લેટર ) ના આગ્રહથી થઈ પણ ગયો. દલપતરામે હોપ સાહેબ ને દોલતરાય એ બે નામની બાહ્યાંતરલાપિકાનું ચાતુર્ય દેખાડ્યા પછી જાદવાસ્થલી મોરેથી પોતાના ભાણેજની મદદથી ગાઈ સંભળાવી. નર્મદાશંકરે હાલ જ રસપ્રવેશ બનાવ્યો હતો તેના છંદ મોઢેથી ગાઈ બતાવ્યા. વર્તમાનપત્રોમાં ચર્ચા ઊઠી કે એ બેમાં શ્રેષ્ઠ કવિ કોણ? અને કેટલાક નર્મદાશંકરની કવિતાને વધારે વિદ્વત્તાભરેલી છે એમ કહી દલપતરામને વખોડવા લાગ્યા. બંને કવિ જાતે પણ સરસાસરસી પર આવેલા ખરા જ, પણ તે દરેકનો આ અનિષ્ટ ઝઘડામાં કેટલો ભાગ હતો તે નિર્ણય કરવાનું આ સ્થળ નથી. ' પારસી પંચે ' તો એક રમૂજી ચિત્રમા બંનેને એકબીજાની ચોટલી પકડાવી ખૂબ લડાવ્યા છે! આ ઝઘડાનુ ફળ એ થયું કે એ બંનેનાં મન એકબીજાથી ઊંચાં થયાં, અને તે થયા ને થયાં જ! હવેથી તેઓ એકબીજા પર પોતપોતાની રીતે કટાક્ષ જ ફેંકતા રહ્યા.

આ જ વરસમા આટલી બહારની ઉપાધિ છતા નર્મકવિતાના અંક ૪-૫-૬-૭-૮ બહાર પડ્યા. ૫ મો તથા ૬ ઠ્ઠો એ બે અંક વૈધવ્યચિત્રથી જ ભરેલા છે. આ વૈધવ્યચિત્રે દેશમાં હોહા કરી મૂકી. સુધારાપક્ષ બહુ જોર પર આવ્યો, અને જૂના પક્ષને લાગ્યું કે આ કોઈ સમર્થ પુરુષ સામો આવ્યો છે. આ વખતથી કવિની કીર્તિ અંગ્રેજી ભણેલા ને સુધારાવાળાની હદમાંથી બહાર નીકળી સામાન્ય લોકમાં પ્રસરી.

આ જે કીર્તિ જામી તેમા નર્મદાશંકરે વર્ષોવર્ષ નવી નવી તરેહની કવિતાઓ પ્રકટ કરી, સને ૧૮૬૬ સુધી ઉત્તરોત્તર વધારો જ કર્યા કર્યો. નર્મદાશંકરને લોક પાસે નાણાં કઢાવવાની જુક્તિ નહોતી આવડતી અથવા તેમાં જે ખટપટ ને ખુશામત કેટલેક દરજ્જે જોઈએ જ છે તે કરવા ઉપર એનું મન નહોતું, પણ

લોકોમાં પોતાની કીર્તિ તાજીને તાજી જ રાખવાની એને ઘણી જ ચીવટ તથા આવડત હતી. વૈધવ્યચિત્રનો મોહ લોકોમાં ઓછો થવા નહોતો આવ્યો એટલામાં ૧૮૬૦માં નર્મકવિતાના ૯ મો ને ૧૦મો એ બે અંક છપાવ્યા. તેમાં રુક્મિણીહરણ વગેરે જુદી જ બાનીની કવિતા લોકની આગળ રજૂ કરી. કવિએ કવિના વિષે વિવેચનશૈલીનાં રસિક ભાષણો આપ્યાં તથા છપાવ્યાં, અને સને ૧૮૬૧માં ઋતુવર્ણન નામે નાનું પણ પંડિતશૈલીનું મહા રસિક કાવ્ય પ્રકટ કરી વિદ્વાન વાચકોને એકદમ છક કરી નાંખ્યા. સને ૧૮૬૨માં સાતે વર્ષની કવિતાનું એક પુસ્તક કાઢ્યું, અને તેમાં વનવર્ણનથી ગુજરાતી પ્રજાને માટે એક નવો જ કાવ્યપ્રદેશ ઉઘાડ્યો. પ્રવાસવર્ણન પણ એ જ નવી શૈલીની કવિતા છે. ૧૮૬૩માં નર્મકવિતા પુસ્તક બીજાના અંકો પ્રથમ એકઠા અને પછી સામટા છપાવ્યા, તેમાં વજેસંગ ને ચાંદબાની વાર્તા લખી શામળભટની શૈલીનો રસ દેખાડ્યો. ૧૮૬૪માં 'હિંદુઓની પડતી'ના ઊછળતા રોલાછંદોથી વહેમોનું જડમૂળમાંથી ખંડન કરી નાખ્યું, અને પોતે કોઈ વખત અભિમાનમાં કહેતા તેમ નર્મ-કવિતાના પુસ્તકને 'સુધારાના બાઇબલ'નું રૂપ આપી દીધું. સને ૧૮૬૬માં 'નાયિકા વિષયપ્રવેશ' પ્રકટ કરી કાવ્યશાસ્ત્રના ગ્રંથોની પરિસીમા કીધી. સને ૧૮૫૮–૫૯ થી તે ૧૮૬૫–૬૬ સુધીનો કાળ કવિની જિંદગીમાં પૂર્ણ યશનો હતો, અને એ સમે જેવી એની કીર્તિ પ્રકાશતી હતી તેવી બીજા થોડા જ કવિની આટલા થોડા વખતમાં પ્રકાશી હશે. આ વખત પછી નર્મદા-શંકરે કવિતા તો કેટલીક કરી, અને કવિ રીતે ગણના એમના મરણ પર્યંત સારી જ થતી, પણ આ વખતનો કીર્તિરંગ ન્યારો જ હતો.

નર્મદાશંકરનો કવિરૂપે ઉદય વર્ણવતાં તેણે જે ગુર્જર ગદ્યકાર દાખલ એથી પણ વધારે કીર્તિ આ સમે મેળવી હતી તે બાબત તો બોલવાનું જ રહી ગયું છે. ગુજરાતી ગદ્ય તો ૧૮૫૫થી નિઃશંકપણે જ લખવા માંડ્યું હતું. અત્યાર સુધી જે આડંબરી સંસ્કૃત ગુજરાતી ચાલતી હતી તે કાઢી નાખી રૂઢ, રમતી, મર્માળી ચાલી ગુજરાતી ગદ્યમાં દાખલ કરવાનું મહા માન નર્મદાશંકરને જ

ધન્ય છે નર્મદાશંકરની સબૂરીને કે આવા મોટા ગ્રંથની પ્રસ્તાવનામાં આ કે પોતાના બીજા પરિશ્રમ વિષે કાંઈ પણ ન બોલતાં આટલું જ લખ્યુ છે: "પ્રવૃત્તિવાળી સ્થિતિમાં તથા આશ્રય વિનાની સ્થિતિમાં પણ ઉત્સાહવાળા ઉદ્યુક્તપણાવડે આ કોશ રચાયો છે ને છપાયો છે." આ કેવા મોટા મનનો સ્વાભિમાની આત્મસંતોષ! મહારાજોની ધૂળ ઝાટકી નાખનાર અને ડાંડિયામાં ભલભલાને ધ્રુજાવનારી કલમમાં તે આ શી પ્રૌઢ શાંતિ! પણ ખરી વાત એ હતી કે કવિએ નાના પ્રકારના કોડમાં રમી દુનિયાને દોરંગી દેખી, ઉચ્છેદક સુધારાવાળાનું મિથ્યાત્વ સમજી, તેમનાથી વિરક્તતા પામી પોતાના આત્માને નિવૃત્તિ માર્ગ તરફ વાળવા માંડ્યો હતો. અને આ વેળા તે નિવૃત્તિ તો હજી સાધ્ય થઈ નહોતી, પણ અણસમજુને ટોક મારવા પણ વૃથા છે એમ જાણી નર્મદાશંકરે તે સમયની લાગણી અને પોતાની ઉચ્ચવૃત્તિ એ મહાગ્રંથ ગુજરાત દેશને જ અર્પણ કરી વ્યંગ્યમાં દર્શાવી, કે હાલના એકદર બડેખાંઓમાથી કોઈ પણ આ ગ્રંથાર્પણને પાત્ર નથી. સમસ્ત દેશને આ ગ્રંથ અર્પણ થયો એ જ સારું થયું છે. આવી મહેનતે અને આવા જોખમે આવો મોટો ગ્રંથ પ્રગટ કરવાની હિંમત જે દેશના સુપુત્રે કરી તે દેશને તો અભિનંદન જ ઘટે છે કે:

"જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત,
દીપે અરુણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળ કસુમ્બી, પ્રેમ શાર્ય અંકિત
તુ ભણવ ભણવ નિજ સંતતિ સઉને, પ્રેમ ભક્તિની રીત.
ઊંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત."

આથી પણ વધારે ઉચ્ચવૃત્તિ નર્મકવિતાના મોટા પુસ્તકના ગ્રંથાર્પણ પ્રસંગે અમારા ખુદ જોવામાં આવી હતી. બધો ચોપડો છપાઈ રહી છેલ્લાં પ્રુફ આવ્યાં હતાં તે દિવસે રવિવાર કે શનિવાર હોવાથી હું મારા હમેશના રિવાજ પ્રમાણે સાંજના ચાર વાગ્યે કવિને મળવા જાઉં છું તો તેમને બારીએ મારી રાહ

જોઈને ઊભેલા દીઠા. ઉપર જઈને જોતાં કોઈ દિવસ પણ નહિ દીઠેલી એવી ઉદાસીમાં તેમને દીઠા. જાણવું જોઈએ કે મારી સાથે સાત આઠ વર્ષનો ગાઢો પરિચય હતો, તોપણ પોતાની ખાનગી મૂંઝવણો (દ્રવ્ય સંબંધી કે બીજી) કદી પણ ઉચ્ચારતા નહિ, અને કોઈની આગળ પણ તે પ્રદર્શિત કરવાનો સ્વભાવ જ નહોતો. આવું એનું ધૈર્ય જોઈ બધાને આશ્ચર્ય થતું. આજે તો મને જતાં વાર જ બહુ ખિન્ન અવાજથી કહ્યું કે "તમે કાંઈ જાણો છો? કરસનદાસ ભાગ્યા!" શેઠ કરસનદાસ માધવદાસ કવિના મોટા મિત્ર અને ગુણગ્રાહક હતા. નર્મદા કવિનો ભોજ તે એ જ. નર્મદાશંકરને કોઈની તરફથી પણ સારો આશ્રય મળ્યો એમ કહેવાય તો એની આખી જિંદગીમાં આ કરસનદાસ તરફથી જ. અત્યાર સુધીમાં એની તરફથી નર્મદાશંકરને ૧૦–૧૨ હજાર રૂપિયા મળ્યા હશે—બીજાઓ તરફથી કવચિત મળેલા તે સો બસો જ, અને તે બધાનો કુલે સરવાળો ભાગ્યે એક હજાર થાય. આ ઉપકાર બદલ નર્મદાશંકરનો વિચાર આ મોટો ચોપડો કરસનદાસને જ અર્પણ કરવાનો હતો. અને છપાઈખર્ચ જેટલું તો મળશે જ એમ ખાતરી હતી. પણ નર્મદની સઘળી આશાનો આ સ્તંભ તો શેરસટ્ટાના ઝપાટામાં એકાએક આ રીતે ભાગી પડયો. તેની ખબર એ જ દહાડે સુરતમાં આવી હતી. કવિએ મને શોકનિમગ્ન હૃદયના ફીકા હાસ્યથી કહ્યું કે "જોયું, યોગનું માહાત્મ્ય? પુરુષપ્રયત્ન શું ચાલે!!" પછીથી કરવું શું તેની મસલત ચાલી. કોઈ વ્યવહારબુદ્ધિના મિત્રે સલાહ આપી હતી કે કરસનદાસને મૂકી હવે ગ્રંથાર્પણ કોઈ બીજાને કરવું, અને તેની પાસે છપાઈ ખરચ મેળવવો. એ વાત કવિને ગળે ઊતરી નહોતી, અને એનો ટેકી આત્મા બહુ ગભરાતો હતો. એના મનમાં મૈત્રીધર્મમાં ચૂકવું નહિ એવો દૃઢ નિશ્ચય—અને તેની સાથે વ્યવહાર નીતિમાં ભૂલ્યો એમ પણ કહેવાય નહિ તેની મોટી લોલુપતા—જ્યાં એ બેનો વિરોધ જ આવી પડેલો ત્યાં તે બંનેનું સમાધાન શી રીતે થઈ શકે? મેં કવિને પૂછયું કે તમે કરસનદાસ સાથે અર્પણ કરવાને બંધાઈ ચૂકયા છો? એણે કહ્યું કે "બંધાઈ ચૂકયા જેટલે દરજ્જે તો વાત થઈ નથી; અને તેમ તેણે પણ

હું છપાઈખર્ચ આપીશ એમ કાંઈ સ્પષ્ટ કહ્યું નથી; પણ હું ગ્રંથ અર્પણ કરીશ અને એ ખરચ કરતાં પણ વધારે આપશે એમ અમારા એકએકના મનમાં તે સમયની વાતચીત ઉપરથી લાગેલું ખરું જ." હું જાણતો હતો કે કવિને માથે આ સમયે ભારે કરજ હતું (કવિએ તો હજી સ્પષ્ટ ન કહેલું તોપણ) અને હાલ આ મોટા ગ્રંથની છપાઈનો ખરચ એનાથી કદી પણ આપી શકાવાનો નથી. તેથી મેં કહ્યું કે કરસનદાસ સમજુ માણસ છે, અને તેથી તમે જે વખતને માન આપશો તો હું નથી ધારતો કે તેને ખોટું લાગે. સાચો સ્નેહી હોય તો તે જ આ વખતે તમને એમ કરવાની સલાહ આપે. કવિએ કહ્યું કે એ તો ખરું પણ સવાલ એ છે કે 'એ બિચારો હાલ પૈસા આપવાની સ્થિતિમાં ન રહ્યો, માટે મારે શું જે પ્રેમવૃત્તિ દેખાડેલી તેમાંથી પાછા હઠવું જોઈએ?' આનો જવાબ શું દેવાય? ચર્ચા તો ગંભીર રસ સાથે કલાકેક ચાલી, પણ એનું પરિણામ એ જ થયું કે એ ગ્રંથની સાથે અર્પણ-પત્રિકા કરસનદાસના નામની જ કવિએ બીજે દહાડે લખી મોકલી. "ધીર ધર ધીર ધર" નું પદ છે તે કવિએ આ પ્રસંગ ઉપર જ બનાવીને મોકલ્યું હતું. તે લખવાનો ઉદ્દેશ કરસનદાસ કરતાં પણ પોતાના જીવને ધીરજ આપવાનો વધારે હતો. આ સમેનો કવિના મનનો દ્રવ્ય સંબંધી ગભરાટ આ મોટા પુસ્તકને અંતે "દુઃખ છે દુઃખ સંસારમાં" તેમાંથી કાંઈક માલૂમ પડી આવશે.

આ રીતે કવિનાં બધાં જ ગ્રંથાર્પણ જોશો તો તે અર્થબુદ્ધિથી નહિ, પણ રસવૃત્તિએ જ થયેલાં માલૂમ પડશે. પિંગળપ્રવેશ પોતાના પિતાને, અલંકારપ્રવેશ ને નર્મગદ્ય દાક્તર ભાઉ દાજીને, ઋતુવર્ણન તો 'સકળ રસિક નરનારીઓ'ને જ, રસપ્રવેશ નભુલાલ કવિને, નાયકાવિષયપ્રવેશ કાંઈક શ્લેષભાવે પોતાની સ્ત્રી ડાહીગૌરીને, અને નર્મકોશ સમગ્ર ગુર્જરજનનીને જ અર્પણ કર્યો છે.

વેચાણથી શરૂઆતમાં તો કંઇક ઠીક કમાણી થયેલી ખરી, તોપણ પૂરું થાય એટલી નહિ. બ્હાલી નોકરી છોડી દીધા પછી અંગ્રેજોને ગુજરાતી ભણાવી તથા કન્યાશાળામાં કે ખાનગી ગૃહસ્થોને ઘેર કવિતા શીખવી નર્મદાશંકર મુંબઇમાં હતા ત્યાં સુધી પોતાનું પૂરું કરતા. એની 'હકીકત'માં નાણાંની તાણનો પોકાર અને કરજના ભણકારા તો મૂળથી જ છે, પણ સને ૧૮૬૪થી તે બહુ જ વધવા માંડે છે. આ વખતે ચોપડીઓનું વેચાણ તો લગભગ બંધ જ થઇ ગયું હતું, અને એનું કારણ એમ લાગે છે કે અત્યાર સુધી એમનાં પુસ્તકો પારસીઓમાં બહુ ખપતા, તેમણે બે એક વર્ષથી કવિની કાંઇક વર્તણુકથી ગુસ્સે થઇ તે વાંચવાં જ બંધ પાડ્યાં હતાં. કવિનું મન પણ એ પ્રસંગ પછી મુંબઇ છોડી પ્રવાસે રખડવા તરફ લાગ્યું હતું, અને છેવટ સને ૧૮૬૫ના જુલાઇમાં સુરત આવીને નિવાસ કર્યો ત્યારે જ એના મનની વ્યગ્રતા શમી. સુરતમાં વસવાના કારણો કવિ સંક્ષેપમાં આ પ્રમાણે દેખાડે છે. "શેરબજારની પડતી આવ્યાથી, ચોપડીઓનું વેચાણ બંધ પડવાથી, લોકને શીખવવા જવાનું તો બે વરસ થયા બંધ રાખેલું જ તેથી, કમ ખરચ રાખવાના હેતુથી, મિત્રોની ઘણી આવજાવથી મારા લખવાના કામમા ઘણી ખલેલ પહોંચવા લાગી તેથી, મુસાફરી કરવાને જીવ વલખા મારે છે માટે આગળથી સ્ત્રીને સુરતમાં ઘર માડી આપું કે નિરાત થાય એ મતલબથી, મેં મારો ઉચાળો મુંબઇમાથી ઉઠાવી સુરત નાખ્યો." આ લખનારને ગાઢો પરિચય આ વખતથી થયો, અગર જોકે એ પહેલા પચ છ વરસથી સારો સ્નેહભાવ બંધાયેલો હતો.

નર્મદાશંકરના સાક્ષર પરિશ્રમો વર્ણવતાં આપણે બેમાલૂમ રીતે એના સ્વભાવ તથા સંસારસ્થિતિ ઉપર ઊતરી પડ્યા, અને ખરેખરો હવે તે વર્ણનનો જ સમય આવ્યો છે, પણ તમ કરતા પહેલા આ ઠેકાણે આપણે નર્મદશંકરના સાક્ષર ઉદ્યોગના હુડો જોઇ લઇએ તો ઠીક. કવિતારૂપ એનું તમામ લખાણ તો જે ગ્રંથના સંબંધમાં આ કવિજીવન લખીએ છીએ તેના અનુક્રમણિકા ઉપરથી યથાસ્થિત માલૂમ પડશે. મુખ્ય મુખ્ય ગદ્ય ગ્રંથો વિષે અમે અત્રે કાંઇ બોલી ગયા છીએ, અને હવે પછી લખનારના મુખ્ય

ગ્રંથ 'ધર્મવિચાર' જેમાં કવિના સુધારાના વિચારોએ ઉચ્છેદક-પણું છોડી સંરક્ષણપણું સ્વીકાર્યું છે તે બાબત અન્ય સંબંધે કાંઈક બોલાશે. માટે અહીંયાં નર્મદાશંકરના કરેલા તમામ ગદ્ય ગ્રંથોના નામની યાદી આપીએ છીએ. એમાંના ઘણાકનો 'નર્મગદ્ય' એ નામના જાણીતા પુસ્તકમાં સંગ્રહ થયેલો છે, પણ તે કયા કયા અને કેવા વિષયો ઉપર છે તે જાણવા માટે અમે તેની વિષયવાર ગોઠવણી કરી છે, અને તેના સામા તે *કયા નર્મગદ્યમાંથી વાંચનારને મળશે તે પણ દર્શાવ્યું છે.

## નર્મદાશંકરકૃત ગદ્ય ગ્રંથોની યાદી—બનાવ્યાના વર્ષ સાથે

### સંસારસુધારા સંબંધી

(નર્મદાશંકરે છપાવેલા નર્મગદ્યમાં છે.)

૧. મંડળી મળવાથી થતા લાભ. (૧૮૫૦–૫૧)
૨. મૂઆ પછવાડે રોવાકૂટવાની ઘેલાઈ. (૧૮૫૬)
૩. સ્વદેશાભિમાન. (૧૮૫૬)
૪. પુનર્વિવાહ. (૧૮૬૦)
૫. રણમાં પાછાં પગલાં ન કરવાં. (૧૮૬૪)
૬. તુલજી–વૈધવ્ય ચિત્ર સંવાદરૂપે. (૧૮૫૯–૬૩)

(સરકારે છપાવેલા નર્મગદ્યમાં જ છે.)

૭. કેળવણી વિષે. (૧૮૬૯)
૮. કુળમોટપ. (૧૮૬૯)
૯. +ગુજરાતીઓની સ્થિતિ. (૧૮૬૮–૬૯)

---

* નર્મગદ્ય એ નામનાં હાલ ગુજરાતમાં બે પુસ્તક છેઃ—નર્મદાશંકરે પોતે છપાવેલું તે અને બીજું સરકાર તરફથી છપાયેલું નિશાળોમાં ચાલે છે તે. સરકારે છપાવેલામાં કેટલાક ગ્રંથો નવા જ અને કેટલાક જૂનામાંના છે જે જૂનામાના છે તે જૂનામાંના ગણાવ્યા છે કેમકે, તેમાંથી નર્મદાશંકરનું મૂળ લખાણ (રા સા. મહીપતરામે ફેરફાર કર્યા વિનાનું) માલૂમ પડશે. એ ફેરફાર નિશાળોના સંબંધનાં યોગ્યાયોગ્યતાને વિચારે કરેલો છે પણ સાક્ષર વાચકને મૂળ લખાણની જ અપેક્ષા રહે.

+ આ નર્મદાશંકરે છૂટો પણ છપાવેલો છે.

૧૦. લગ્ન તથા પુનર્લગ્ન. (૧૮૬૦)
૧૧. *સ્ફુટ વિષયો.

### નીતિ સંબંધી

(નર્મદાશંકરે છપાવેલા નર્મગદ્યમાં છે.)

૧૨. વ્યભિચારનિષેધક. (૧૮૫૫)
૧૩. નિરાશ્રિત પ્રત્યે શ્રીમંતના ધર્મ. (૧૮૫૬)
૧૪. સંપ. (૧૮૫૯)
૧૫. ગરીબાઈ વિષે ભિખારીદાસનો સંવાદ. (૧૮૫૮)
(સરકારે છપાવેલા નર્મગદ્યમાં છે.)
૧૬. ઉદ્યોગ તથા વૃદ્ધિ. (૧૮૬૯)
૧૭ સુખ. (૧૮૬૯)
૧૮ સ્ત્રીના ધર્મ. (૧૮૫૭)
૧૯ સ્ત્રીકેળવણી. (૧૮૬૮)

### ધર્મ સંબંધી

(નર્મદાશંકરે છપાવેલા નર્મગદ્યમાં છે.)

૨૦ ગુરુ અને સ્ત્રી (૧૮૫૭)
૨૧ વિષયી ગુરુ (૧૮૫૯)
૨૨ ગુરુની સત્તા (૧૮૫૯)
૨૩ ભક્તિ (૧૮૬૦)
૨૪ સાકાર (૧૮૬૦)
૨૫ +ધર્મવિચાર (૧૮૮૫)

### સાક્ષરત્વ સંબંધી

(નર્મદાશંકરે છપાવેલા નર્મગદ્યમાં છે.)

૨૬ કવિ અને કવિતા (૧૮૫૮)

---

* આ સ્ફુટ વિષયોને ગોઠવણ ખાતર સંસારસુધારાના પેટામાં જ લખ્યા છે, પણ તેના વિષય વિવિધ વર્ગના છે. તેમાં સાક્ષરત્વના અને ડાંડિયા સંબંધે વર્તમાન ચર્ચા પણ છે.

+જે પુસ્તકની સામા કાંઈ લખ્યું નથી તે નર્મદાશંકરે છૂટાં છપાવેલાં, યા બીજાના છપાવેલાં છે એમ સમજવું. ધર્મવિચાર "ગુજરાતી" નાના માસિકે છપાવ્યો હતો.

૨૭ કવિચરિત્ર (ગુજરાતી કવિઓનાં ચરિત્ર–૧૮૬૫)
૨૮ સજીવારોપણ (૧૮૬૮)

### ઇતિહાસ સંબંધી

(સરકારે છપાવેલા નર્મગદ્યમાં જ છે.)

૨૯ રામાયણનો સાર (૧૮૭૦)
૩૦ મહાભારતનો સાર (૧૮૭૦)
૩૧ ઇલિયડનો સાર (૧૮૭૦)
૩૨ મહાપુરુષોનાં ચરિત્ર (૧૮૭૦)
૩૩ મેવાડની હકીકત (૧૮૬૭)
૩૪ *સુરતની મુખતેસર હકીકત (૧૮૬૬)
૩૫ મહાદર્શન ૧ લું (એટલે જગતના પ્રાચીન ઇતિહાસનું સમગ્રદર્શન—૧૮૭૪)
૩૬ રાજ્યરંગ (એટલે સોળ દર્શનમાં જગતનો પ્રાચીન ને અર્વાચીન ઇતિહાસ—૧૮૭૪)
૩૭ રાજ્યરંગ પુસ્તક ૨ જું.
૩૮ ×આર્યદર્શન.

### ભાષા સંબંધી

૩૯ નર્મકોશ (મોટો–૧૮૭૩)
૪૦ કથાકોશ (૧૮૭૦)
૪૧ નર્મવ્યકરણ ભાગ ૧ લો. વર્ણવિચાર.
૪૨ નર્મવ્યાકરણ ,, ૨ જો. નામવિચાર.

### નાટકો.

૪૩ કૃષ્ણાકુમારી નાટક.
૪૪ શ્રી દ્રૌપદીદર્શન નાટક. (૧૮૭૮)
૪૫ સીતાહરણ નાટક. (રચ્યો ૧૮૭૮ છપાયો નથી)
૪૬ શ્રી સારશાકુંતલ. (૧૮૮૧)
૪૭ +બાળકૃષ્ણ વિજય નાટક. (૧૮૮૬)

---

* આ નર્મદાશંકરે છૂટી પણ છપાવેલી છે
× છૂટું છપાયું નથી, પણ સ્વદેશવત્સલ માસિક છપાયું છે.
+ 'ગુજરાતી' છાપખાનાના માલિકે છપાવ્યું છે.

## બીજા કવિના સંશોધી છપાવેલા ગ્રંથો.

૧ દયારામકૃત કાવ્યસંગ્રહ (નાનો તથા મોટો–૧૮૬૫)
૨ *પ્રેમાનંદ કૃત દશમસ્કંધ (૧૮૭૨)
૩ મનહરપદ (મનોહર સ્વામીનાં પદ–૧૮૬૦)
૪ નાગર સ્ત્રીઓનાં ગીત. (૧૮૭૦)
૫ પ્રેમાનંદકૃત નળાખ્યાન. (૧૮૭૫)

### ભાષાંતર.

૧ શ્રીમદ્ ભગવદ્‌ગીતા.
૨ ×કાઠિયાવાડ સર્વસંગ્રહ (૧૮૮૭)
૩ †ગુજરાત સર્વસંગ્રહ (છપાય છે)

હવે કવિની સંસારસ્થિતિ ઉપર આવીએ. પ્રથમ તો લાલશંકર કાકાને વદાય કરી દઈએ. એમણે હવે છોકરાનું બહુ સુખ જોયું. 'છોકરો ઠેકાણે પડે; છોકરો ઠેકાણે પડે' એવી જે પહેલાં ચિંતા રહેતી તે બદલ આ ભલા ડોસાએ જોયું કે મારો નર્મદાશંકર મુબઈમાં એક મોટો ગણનીય પુરુપ થઈ પડ્યો છે. પોતાને ઘેર મોટા માણસોને દરરોજ આવતા જોયા અને છોકરા સાથે સભામાં જઈ પોતે સન્માન પામી એની કીર્તિ પ્રત્યક્ષ જોવાનો એણે વિરલો આનંદ અનુભવ્યો. દ્રવ્યની પણ (તેમની ગુંજાસ પ્રમાણે તો) તેમણે રેલછેલ જ આ સમે જોઈ. હવે પછી જે નાણાંની દારુણ ભીડ તથા નાતજાતના રોળા ઊઠવાના હતા તે જોવા આ ભાગ્યશાળી ડોસા રહ્યા નહિ એ પણ એક મોટી સંતોષકારક વાત છે; અગર જો તે જીવતા હોત તો તેની મર્યાદાથી આ બાબતોએ કેવું સ્વરૂપ પકડ્યું હોત તે આપણાથી નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. હવે લાલશંકરે પોતાના શરીરની નબળાઈ વધતી જોઈ ૧૮૬૩માં પેન્શન લીધું, અને આર્યોની

---

* આ 'સોદાગર પ્રેસ' ના માલિકે છપાવ્યો હતો.

× કાઠિયાવાડના રાજાઓના આશ્રયથી ને મી૦ કેમ્બેલ સી. આઈ. ઈ. ની ભલામણ ઉપરથી.

† 'ગુજરાત સર્વસંગ્રહ' મુંબઈ સરકાર તરફથી છપાવવામાં આવે છે.

એક* બળવત્તર લાગણીથી જન્મભૂમિમાં મરવાને સારું આવી વસ્યા. ત્યાં કેટલોક મંદવાડ ભોગવી ૬૪ના જાન્યુઆરીમાં પોતાની ૫૬ +વર્ષની ઉમરે સંતોષથી દેવશરણ થયા. પોતાના દીકરાને કુળદીપક જ નહિ, પણ દેશદીપક જેવો પૂર્ણ તેજમાં મૂકી મરવું એ સમાન આવા પુત્રવાત્સલ્યલીન લાલશંકરને મરણ સમે બીજું સુખ શું હોઈ શકે? એ વેળા નર્મદાશંકરની સાક્ષર કીર્તિ તેના શિરોબિંદુએ પહોંચી હતી.

કવિનું રાંડ્યા પછી ફરીથી લગ્ન સને ૧૮૫૬ના એપ્રિલમાં પંડ્યાજી નામથી આખા સુરતમાં પંકાતા કુળના શાસ્ત્રી ત્રિપુરાનંદની દિકરી ડાહીગૌરી સાથે થયું હતું, પણ તે સાસરે આવવા જોગ ૧૮૬૦માં થઈ; તેથી ૧૮૫૩થી તે ૧૮૬૦ સુધી અથવા ૨૦ થી ૨૭ વર્ષની ઉંમર સુધી નર્મદાશંકરનો ઘરસંસાર ફરીથી મંડાયો નહોતો, અને એ વાત એને લાગેલા લોકાપવાદનો વિચાર કરતાં કાંઈક લક્ષમાં રાખવા જોગ છે. આ ડાહીગૌરી નામ પ્રમાણે જ ડાહી ને સુશીલ છે, અને તે હાલ બિચારી વૈધવ્ય ભોગવવા હયાત છે. એને કાંઈ સંતતિ થઈ નથી.

એ લોકાપવાદ સંબંધી આ ટૂંકા ચરિત્રમાં બે જ બોલ બસ છે. મુંબાઈ સંબંધીના છે તે છેક જ ખોટા હોય એમ દેખાતું નથી, પણ તેમાં અતિશયોક્તિ ઘણી છે. સુરત આવ્યા પછી તો અમે જાણીએ છીએ કે કોઈની પણ પત્ની તરફ એણે કનજર કરેલી કોઈના પણ સાંભળવામાં નથી. સુરત ખાતે લોકપ્રકોપ ઊઠવાનું કારણ તો એ હતું કે નર્મદાશંકરે સને ૧૮૬૫–૬૬માં એક વિધવાને પોતાના પણ જોડના ઘરમાં આશ્રય આપ્યો હતો. તે સ્વજ્ઞાતિની જ હોવાથી નાતીલાઓ રીસે ભરાયા, અને નર્મદાશંકરને સહકુટુંબ વ્યવહારબહાર કર્યાં. આ સઘળાનું નાતે સમાધાન કરી નાખ્યા પછી થોડા વખતમાં નર્મદાશંકરે પાછો

---

* નર્મદાશંકરે પણ છેલ્લા મંદવાડમાં 'અશ્વિનીકુમારનો કાઠો' જ સંભાર્યાં કર્યો હતો, અને જે દિવસે તેમનો દેહ પડ્યો તે દિવસે જ એમને સુરત આણવાનો આગલી રાતે નિશ્ચય થયો હતો.

+ લાલશંકરના બાપ ૬૨ ને એક ભાઈ ૫૪ વર્ષે મૂઆ હતા; અને કવિ પણ 'વન' માં જ ગયા.

બીજી પણ સ્વજ્ઞાતિની સ્ત્રીને જ આશ્રય આપ્યો. આથી જે લોકપ્રકોપ ઊઠ્યો તે કદી પણ પૂરેપૂરો શમ્યો નહિ. એમ કહેવાય છે કે આ સ્ત્રી સાથે કવિએ ૧૮૬૯–૭૦માં ખાનગી રીતે પણ યથાવિધિ પુનર્લગ્ન કર્યું. આ લગ્ન જાહેર રીતે થયું હોત તો બેશક બહુ જ સારું હતું, પણ નાગરી નાતમાં છતી બાઈડીએ બીજી કરવાની બંધી હોવાથી એમ કરવું એ કાયદેસર ગણાય કે નહિ એ બાબત નર્મદાશંકરના મનમાં બહુ વસવસો રહેતો. મારો વિચાર તો મૂળથી જ એ હતો કે અમુક જ્ઞાતિના બંધનથી કાંઈ હિંદુપણાના સામાન્ય હક રદ થઈ શકતા નથી. તે છતાં એ ખરું છે કે જાહેરમાં કવિએ લગ્ન કર્યું હોત, તો લોકો તો એથી પણ સોગણા વધારે ગુસ્સે થાત. તેમને તો કવિએ આ વિધવાનો છોકરો જિવાડ્યો અને પાળ્યો એ જ ખરેખરું જોઈએ તો પરવડતું નહોતું. ઘણાયે પોતાની કે પરજ્ઞાતિની રાંડીરાંડો સાથે ખુલ્લો આડકતરો સંબંધ રાખે છે, પણ તેનું કોઈયે નામ લેતું નથી — કેમકે તે શઠ પુરુષો કાંઈ પુનર્લગ્ન કરતા નથી, અને જ્યારે ગર્ભ રહે છે ત્યારે તે અભાગિણી વિધવાને તેણે સરજેલાં ઘોર કર્મો કરવાને રખડતી મૂકે છે અથવા પોતે જ તે કામમાં મદદ કરે છે. આ શો અજાયબ જેવો ધર્મને નામે અધર્મ !

નર્મદાશંકરના સંબંધની આ વિધવાવર્તણૂકો એટલું તો સાબિત કરી આપે છે જ કે દેશમાં પુનર્વિવાહની લાંબી ચર્ચાઓ ચાલ્યાથી બીજા ફાયદા થયા હોય કે નહિ, પણ આટલું તો નિશ્ચય છે કે કેટલીક વિધવાઓ બાળહત્યા તો ન જ કરવી એવો દૃઢ ટેક ધરાવતાં શીખી, અને એ ફેરફાર સુધારકોના પ્રયત્નોને મોટી મુબારકબાદી જ આપવા જોગ છે.

સુધારા સંબંધી નર્મદાશંકરના મૂળ વિચારો નર્મકવિતા વગેરેમાં મોજૂદ છે. એ લખે છે કે હું પહેલવહેલો 'સંસ્કારી' સુધારાવાળો ૧૮૫૯ માં થયો. એ વિચારો પછીથી બદલાઈને કેવા થયા હતા તે નર્મદાશંકરે પોતે જ 'ધર્મવિચાર'માં તેનાં કારણ સાથે દર્શાવ્યા છે. એ બાબત અમારો તો અભિપ્રાય એવો છે કે નર્મદાશંકર કેટલીક બાબતમાં એક છેડેથી છેક બીજે છેડે જ જઈ બેઠા હતા, પણ અતિ ઉત્સાહી પ્રકૃતિ મધ્યમપણામાં

રહી શકતી જ નથી એ આપણે ભૂલવું જોઈએ નહિ. તે છતાં આ વિચારોનો વ્યત્યય એકાએક નહિ પણ ક્રમાનુસાર અને દેશહિતની લાગણીથી ઘણે કાળે થયો હતો એ અમારા ખાનગી જ્ઞાનને આધારે અમે ખાતરીપૂર્વક કહી શકીએ છીએ.

જદુનાથજી મહારાજ સાથે પુનર્વિવાહનો વાદ ઉઠાવ્યો તે વેળા કરસનદાસ બાવો (જે જબરો તાલીમબાજ હતો) તેને સાથે લઈ એકલા જવું પડયું ત્યારથી જ કવિનું સુધારાવાળા પરથી તો દિલ ઊઠવા માંડયું હતું. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ખાતરી થવા લાગી કે સુધારાવાળામાં લોકવિચારની સામા ખુલ્લી રીતે પડવાની હિંમત નથી. એ હિમત આણવી એ વીરરસના પદોનો એક હેતુ હતો. સુધરેલા 'મિશન હાઉસ' કાઢવાના તરંગો પણ આ હેતુસર હતા. એ બધું કરતાં પણ જ્યારે કાંઈ ફાવ્યું નહિ, ત્યારે એને સહજ ભ્રાંતિ પડવા લાગી કે આ જે સુધારાની વાતો કરીએ છીએ તે કોઈ દિવસ પણ લોકમાં માન્ય થવાનો સંભવ છે કે નહિ? તે છતાં હજી સુધારાની હોંશ જેવીને તેવી જ હતી. મને યાદ છે કે 'ગુજરાતીની સ્થિતિ' વિષે નિબંધ લખ્યો ત્યારે તેમાં છેવટે જે ત્રીસ વર્ષમાં આટઆટલા સુધારા થશે એમ તડાકા માર્યા છે, તે બાબત મારે ઘણી તકરાર થઈ હતી, અને તે વળા એમ કબૂલ કર્યું હતું કે એ માત્ર મારૂં મન રીઝવવાની અટકળો છે, અને શાંત રીતે જોતાં તો આપણા ધર્માંધ લોકો કદી પણ સુધારાની વાત સ્વીકારશે કે નહિ એ શક પડતુ છે. હવેથી નર્મદાશંકરના મનની સ્થિતિ કેટલોક વખત આ પ્રમાણે રહી સુધારો ખરા દિલથી પસંદ, પણ તેની શક્યતા બાબત અંદરખાને ગંભીર સંદેહ. એવામાં રાજ્યરંગ લખવાનો પ્રસંગ આવ્યો.

રાજ્યરંગ લખવાની તૈયારીમાં નર્મદાશંકરે ઘણા ઇતિહાસ વાંચ્યા,* અને તેથી પણ વધારે તે બાબત વિચાર કર્યો, અને તે બધાંમાંથી એ સિદ્ધાંત હાથ લાગ્યો કે કોઈ પણ દેશની

*કવિ એકવાર કહેતા હતા કે રાજ્યરંગ લખવા માટે નાનામોટા ૨૦૦ને આશરે ગ્રંથનું અવલોકન કીધું છે.

સ્થિતિ ને વિચારો લાંબા કાળના પરિપાકથી જ બદલાઈ શકે છે, અને એ દરમ્યાન ગમે એવો પુરુષ ગમે એવા પ્રયત્નો કરે તો પણ તે ફલીભૂત થતા નથી. આવું જ્ઞાન અનુભવમાં તો કેટલાક વખતથી આવેલું જ, અને તે જ્યારે શાસ્ત્રીય સિદ્ધાંતથી પ્રતિપાદિત થયું ત્યારે નર્મદાશંકરને લાગ્યું કે અરે મેં દેશહિતને સારુ જે જે પ્રયત્નો અત્યાર સુધી કર્યા તે બધા ઊંધા માર્ગના જ હતા, અને એવે માર્ગે દેશનું કદી પણ શ્રેય થવાનું નથી. આવી મનની સ્થિતિમાં સુધારા સંબંધી જે પોતાના મૂળ ઉચ્છેદક વિચારો હતા તેનું ફરીથી તોલ કરવા માંડ્યું અને તેમાં એને ઘણી ખામીઓ દેખાઈ, અને તે જેમ જેમ દેખાતી ગઈ તેમ તેમ એણે પોતાના વિચાર ફેરવવા માંડ્યા. ધર્મ સંબંધી જોઈએ તો નર્મદાશંકરના વિચાર ઘણુ તો ૧૮૬૦–૬૧ સુધી જ બ્રહ્મસમાજી અથવા જેને કેટલાક કટાક્ષમાં ખ્રિસ્ત વિનાનો ખ્રિસ્તીધર્મ કહે છે તેવા હતા. પછીથી તે કાંઈક કપોલકલ્પિત વેદાંતના થયા હતા. એને એક જાતનું જડ અદ્વૈત (Material Pantheism) કહીએ તો કહી શકાય. એમાં પ્રવૃત્તિનું જ ઐશ્વર્ય મનાયેલું હતું. ૧૮૬૫–૬૬થી એમાં ચિદ્‌ભાગ અને કાળ કે યોગબળ રૂપે પ્રારબ્ધ દાખલ થવા લાગ્યું. નર્મદાશંકરના ધર્મવિચારોનું આ ઉત્તરોત્તર રૂપાંતર એના આ વખતના ગદ્યપદ્ય લખાણમાં પણ વિચક્ષણ વાંચનારને દૃષ્ટિગોચર છે. પછીથી જ્યારે ઇતિહાસના અધ્યયનથી કાળમાહાત્મ્ય વધારે મનમાં ઠસ્યું, ત્યારે જ છેવટે પરમ સુખ-સાધનમાથી પ્રવૃત્તિને કાઢી નિવૃત્તિને ગણવા માંડી. નિવૃત્તિની દૃષ્ટિએ જોતાં આર્ય નીતિરીતિઓ વધારે પ્રીતિકર લાગવા માંડી, અને તેમ થતાં આધ્યાત્મિક જ્ઞાને પૌરાણિક વેદાંતનું રૂપ પકડવા માંડ્યું. આમ થતાં ચાર પાંચ વર્ષ લાગ્યાં, અને એ દરમ્યાન કવિ ચુપ જ રહ્યા હતા, પણ આ સંશયી સ્થિતિમાં એને બહુ અકળામણ થતી, અને કોઈ પણ એક સિદ્ધાંત ઉપર આવવાની મનમાં બહુ આતુરતા રહેતી.

પોતાના સુધારા સંબંધી વિચારો (ઉપર કહ્યું તે પ્રમાણે) જ્યારે બદલાઈ ગયા, ત્યારે તે જાહેર કરવા જોઈએ એમ એને પ્રતિપળે લાગવા માંડ્યું. એને માલૂમ હતું કે આમ કરવાથી

હું મારા સુધારાના સાથીઓમાં અળખામણો થઈ પડીશ. અને કોઈને પણ 'ભૂલ્યા ત્યાંથી ફરી ગણો' એમ પોતાને માટે જાહેરમાં બોલવું એ સ્વાભાવિક અભિમાનવૃત્તિથી જ ગમતું નથી. તે છતાં નર્મદાશંકરનો સ્વભાવ મૂળથી જ પોતાના મનમાં જે મનાયું તે નીડરપણે લોકમાં પ્રકાશવાનો હોવાથી તે બાબત 'ગુજરાતી' પત્રમાં ધીમે ધીમે પોતાના નામ સાથે એણે લખવા માંડ્યું અને છેવટે તે બધું પુસ્તકના આકારમાં છપાવ્યું. અમે જાણીએ છીએ કે આવે પ્રસંગે ઘણા માણસો પોતાના બદલાયલા વિચારો પોતાના મનમાં જ રહેવા દે છે અથવા ખાનગી મંડળોમાં જ સાથીઓનાં મોં જોઈ જોઈ ધીમે ધીમે ઉચ્ચારે છે, અને જાહેરમાં તો થોડાઘણો સુધારાનો જ ડોળ રાખ્યાં કરે છે. આ અપ્રામાણિક ભીરુ કહેણીરહેણી નર્મદાશંકરે ન રાખી તે માટે અમે તો એને ઘણી જ સાબાશી આપીએ છીએ. એના જેવા અભિમાની માણસે પોતાના બોલ પોતાની મેળે જાહેરમાં પાછા ખેંચવા એ ખરેખરા સ્વાર્પણનું જ કામ હતું. પણ અભિમાન તથા કીર્તિલોભ જઈને આ વેળા નર્મદાશંકરના મનમાં શુદ્ધ દેશહિતની જ બુદ્ધિ રહેલી હતી, અને તેથી એને જે દેશહિતનો માર્ગ હાલ ખરો ભાસ્યો તે દેશીઓને પોતાનું ખાસ કર્તવ્ય સમજીને જણાવ્યો.

નર્મદાશંકરના ફેરવાયેલા વિચાર ખરા છે કે ખોટા એ જુદો સવાલ છે, પણ એણે વિચાર ફેરવ્યા માટે એની બુદ્ધિ ક્ષીણતાને પહોંચી હતી એમ મનાવવાને કોઈક સુધારાવાળા પ્રયત્ન કરે છે તે અમે બિલકુલ નાપસંદ કરીએ છીએ. છેવટની ઘડી સુધી નર્મદાશંકરની બુદ્ધિ હતી તેવીને તેવી જ તેજદાર અને સ્વસ્થ રહી હતી. ધર્મનો વિષય જ એવો છે કે તેમાં ભલભલામાં પણ મતભેદ પડ્યા વિના રહેતો નથી. તેમ જ એક વાર અંગીકાર કરેલા મતનો ત્યાગ કરવો એ* પાંડિત્યને દૂષણ

* ખરું જોઈએ તો મત ફરવો એ જ્ઞાનવૃદ્ધિનું એક અવશ્યનું પગથિયું છે. અધિક અનુભવ ને વિચારને યોગે નિરંતર પોતાની ભૂલો છોડી નવા વિચાર ગ્રહણ કરવાથી જ માણસ ડાહ્યું થતું જાય છે. અને દુનિયાનો

લગાડનારું છે એમ બોલવાને અમે અપાંક્તિય ગણીએ છીએ. દુનિયામાં કેટલાક મહા પંડિતોએ પોતાના વિચાર ફેરવ્યા છે. એનો તાજો દાખલો ઇંગ્લંડમાં દાક્તર ન્યુમેનનો મશહૂર છે. એ ઑક્સફર્ડ વિદ્યાલયનો એનમૂન હીરો અને એપિસ્કોપલ માર્ગનો એક મહાકુશળ અને ઉત્સાહી ધર્મગુરુ હતો. આ પ્રમાણે વીશ વર્ષ સુધી જાહેરમાં બોલ્યા તથા લખ્યા પછી એણે પોતાના વિચાર ફેરવ્યા, અને એ * રોમન કૅથલિક માર્ગ ( જે ત્યાં વહેમનો જ ભંડાર મનાય છે ) તેમાં દાખલ થયો. એણે આમ કર્યું તે બધાને નઠારું લાગ્યું, પણ તેટલા માટે કોઈએ પણ એમ તો ન કહ્યું કે એને બુદ્ધિભ્રમ થયો છે. એણે હવે રોમન કૅથલિક ધર્મના ( તમારી નજરમાં આવે તો કહો વહેમના ) પ્રતિપાદક ગ્રંથો ઘણાક રચ્યા, અને સર્વે કબૂલ કરે છે કે તે ગ્રંથો એના બુદ્ધિ ને વિદ્યાબળના ઉત્તમ નમૂના છે, અગર જો એમ કહેનારને એ ગ્રંથના સિદ્ધાંતો માન્ય નથી જ. કેટલાંક વર્ષ ઉપર કોઈ લખનારે એની ઉપર આ ધર્માંતર બાબત હુમલો કર્યો, તેને એણે એક દશ લીટીના જ ચર્ચાપત્રથી એવો શેહેમાત કરી નાંખ્યો હતો કે આખું યુરોપ હસી પડ્યું, અને બધાએ કહ્યું કે અલ્યા તને તે તારી કાદંબરીઓ મૂકી આ જમાનાના સર્વોપરી નૈયાયિકની જ સાથે વાદના રણમાં ઊતરવાનું તે ક્યાંથી સૂઝ પડ્યું ! મતલબ કે સમજુ માણસો બીજાના ધર્માદિક વિષયમાં જુદા મત જોઈ તેની

---

સઘળો સુધારો આમ પાછલા વિચારો છોડી નવાને અંગીકાર કરવાથી જ થયેલો છે. માટે પોતાના વિચાર ન ફેરવવા જોઈએ એવી મતાંધ સમજને કોઈએ અને તેમાં વિશેષે કરીને સુધારા પક્ષે તો ન જ ઉત્તેજન આપવું જોઈએ. વિચારનું સ્વાતંત્ર્ય એ જ તેમણે તો પોતાનું મહાવાક્ય કરીને રાખવું જોઈએ—પછી તે સ્વાતંત્ર્ય પોતાની તરફ કે પોતાની સામા વપરાય તોપણ શું ?

* લૉર્ડ રિપન સાહેબ — ધર્મમૂર્તિ રિપન — એણે પણ પ્રોટેસ્ટંટ ધર્મ છોડી રોમન કૅથલિક માર્ગ ૧૫-૨૦ વર્ષથી સ્વીકારેલો છે એ તો સર્વેના જાણ્યામાં હશે જ. એને કોણ કહેવાની હિંમત ધરશે કે ધર્મભ્રમ અથવા બુદ્ધિભ્રમ થયો છે ? અલબત ઇંગ્લંડના મતાંધ પ્રૉટેસ્ટન્ટો તો એમ કહે છે જ.

બુદ્ધિ, વિદ્યા, કે પ્રામાણિકપણા વિષે કદી પણ ઊંચો વિચાર લઈ જતા નથી.

આપણા દેશમાં તો હાલ આવી મતાંતરક્ષમા (Spirit of Toleration) રાખવી એ ખાસ જરૂરનું અને ખરી સ્વદેશભક્તિનું કામ છે. આપણો દેશ હાલ ઉગમણા અને આથમણા સુધારાનું મોટું રણક્ષેત્ર થઈ પડ્યું છે, અને જ્યાં સુધી એ બંનેનું સમાધાન થયું નથી ત્યાં સુધી આપણે જો મતાંતરક્ષમા નહિ રાખીશું, તો પ્રજાઐક્યને તોડનારો મોટો કુસંપ આપણામાં એક નવો જ પેસનાર છે. આપણામાં જૂના વિચારના અને નવા વિચારના એવા બે પક્ષ તો એકબીજા સાથે હાડવેર બાંધી બેઠા જ છે, અને તેમાં હવે નવા વિચારવાળામાં પણ એક મોટી ફાટ પાડવાની બડી તજવીજ ચાલી છે; અને જો તેમાં આપણે ભોળવાયા તો પછી આપણા કુસંપનો કાંઈ પાર રહેવાનો નથી. અત્યારમાં જ ઘરસંસારી સુધારક અને રાજકીય સુધારક એવા શબ્દો બોલાવા લાગ્યા છે, અને અમે ઊંડા ખેદથી જોઈએ છીએ કે એ નામના અન્યોન્યદ્રોહી બે પક્ષ આપણા કેળવણી પામેલા પુરુષોમાં પડી જવાનો સમય બહુ જ પાસે આવતો જાય છે.

એવાં રૂપાંતર (Transition) ને સમે માણસ નવીન વિચારો બાંધે, બાંધેલા ફેરવે, ફેરવીને પાછા ઠેકાણે આવે, એવા અનેક ચમત્કારો સ્વાભાવિકપણે જ થાય તે જોઈ આપણે ચકિત કે કોપિત થવું ન જોઈએ. મતાંતરગ્રહણ એ આવા સમયની એક સાધારણ નીપજ છે. આપણે વારંવાર જોઈએ છીએ કે આપણા જુવાનો ભણતા હોય છે ત્યારે અને ભણી રહ્યા પછી થોડાંક વર્ષ સુધી 'સુધારા' ને રંગે ખૂબ ચડે છે અને પછી તે ધીમે ધીમે મોળા પડી ક્યાંના ક્યાં ભરાઈ જાય છે કે તેનો પત્તો જ લાગતો નથી. આ વેળા જે નવું જુવાન ટોળું ઊભું થયું હોય છે તે તેમને જૂઠા, ખંધા, કે બાયલા કહી પાછલો તેમ જ ઉઠાવેલો સુધારાનો પોકાર જારી રાખે છે. એ ટોળીનું પણ કેટલેક વર્ષે એમનું એમ થાય છે. આ શી વિપરીત વાત! શું સમજ, સત્ય, અને દેશદાઝ એ આપણા દેશમાં કાચી તરુણાવસ્થામાં જ રહેલી છે, અને જ્યાં પચ્ચીશી પૂરી થવા

આવી કે તેનો નાશ થઈ જાય? ઘણા સમજે છે કે હા એમ જ છે. તેઓ માને છે કે સંસારમાં પડ્યા પછી ભણેલા આપ-સ્વાર્થી થઈ જઈ સત્ય ને દેશદાઝનો ત્યાગ કરે છે. જો આ અપવાદ ખરો હોય તો આપણને એમ જ માનવું પડશે કે કેળવાયેલામાંથી સેંકડે ૯૫ * તો જૂઠા અને એકલપેટા બાયલા જ પર્યંતે નીવડે છે.

અમે તો આ અપવાદને આપણા દેશી ભણેલાઓ ઉપર દુષ્ટ મિથ્યારોપ (લાઈબલ) ગણીએ છીએ, અગર જો કે આપણામાં જ ઘણા જણ એ પ્રમાણે માને છે. એ દેશીઓએ પોતા ઉપર બિનસમજે પોતે જ અંગીકાર કરેલી મિથ્યા બદનામી છે. આ આરોપનું તકલેદીપણું જો હાલ સુધારાનો મત આપણા પ્રત્યેક જણમાં કેમ ઘડાય છે તેનો વિચાર કરીશું તો ઝટ માલૂમ પડી આવશે. બાળપણથી આપણને પાશ્ચાત્ય કેળવણી મળે છે અને તે આધારે ૧૫-૨૦ વર્ષની ઉમરમા ધર્મ અને સંસાર-સુધારાના વિચારો અમુક રૂપ પકડે છે. હવે આટલી ઉંમરમાં બાંધેલા વિચારો આગળ જતાં ફેરવવા પડે તો એમાં શું મોટુ આશ્ચર્ય કે ગુના ભરેલું છે? અમે તો એ વિચારો ન ફેરવવા પડે એને જ મોટું આશ્ચર્ય સમજીએ છીએ. આખી દુનિયા ઢૂંઢી વળીશું તો પણ એવો એક માણસ નહિ માલૂમ પડે કે જેને ૨૦ વર્ષની ઉંમરે બાંધેલા વિચારોમાંથી કાંઈ પણ ફેરવવું પડ્યું નહિ હોય. દુનિયામાં પણ આપણા દેશી તરુણોની તો સ્થિતિ ખાસ જુદી છે. તેમની તમામ કેળવણી વિદેશી જ — વિદેશી ધર્મ ને વિદેશી સંસારસ્થિતિજન્ય છે. તેમને આ વેળા સ્વધર્મ કે સ્વદેશની સંસારી સ્થિતિનું કાંઈ પણ

---

* આ ૯૫ તો જૂના પક્ષમાં બધી રીતે જ સરખા થઈ રહે છે. બાકી જે પાંચ રહ્યા તે વિચાર અને વાણીમાં સુધારાપક્ષે રહે છે, પણ તેમની રહેણી તો (કળે કે બળે) બધાના સરખા જ — અગર જો કે ખાનગી ખાનપાનાદિકમા 'સંસ્કારી' સુધારાપણું પ્રસંગોપાત્ત ખરું. એ પાંચમાંના ચાર તો બાળલગ્ન કરે, અને પુનર્લગ્ન કરનાર સાથે ભોજન-વ્યવહાર રાખનાર તો હજારમા પણ એકે નહિ. જાહેર રહેણી લેવા બેસીએ તો સોએ સો જ પાછા જૂના પક્ષમા ભળી જાય છે.

જ્ઞાન હોતુ નથી. હવે આવા જુવાનોને જ્યારે સંસારમાં પડ્યા પછી આ વિષયોનું જ્ઞાન થવા લાગે ત્યારે તેમને તેમના વિદેશી વિચારોમાં કાંઈ ફેરફાર કરવો પડે અથવા તદ્દન બદલી નાખવા પડે, તોપણ તેમાં શી મોટી નવાઈની વાત છે? તેમ નહિ ને તે વિચારો અમલમાં આવી શકતા નથી એમ માલૂમ પડવાથી તેને તે અળસાવે, તોપણ તેના આ કૃત્યને સંસારભીરુત્વ (Moral Cowardice) કહી જગતમાં વગોવવું એ કાંઈ વાજબી જણાતું નથી. રાજકીય અને સંસારી કર્તવ્યોની યોગ્યાયોગ્યતા ભૂમિતિ કે પદાર્થવિજ્ઞાનના સિદ્ધાંતની પેઠે કાલ્પનિક તોલનથી નિર્ણય થતી નથી. એમાં તો અમુક કરવા ધારેલો સુધારો શક્ય છે કે નહિ તે ઉપરથી જ તેની યોગ્યતા અયોગ્યતાનો નિર્ણય થાય છે. જો આપણામાંથી સેંકડે ૯૫ અથવા ખરું કહીએ તો સોએ સોની રહેણી એમ કહે છે કે અમારા વિદ્યાર્થીઅવસ્થાના ઉચ્છેદક વિચારો હાલની હિંદુ સંસારસ્થિતિને લીધે અમલમાં આવી શકે એવા નથી, તો તેમની ઉપર ભીરુત્વનો ક્રૂર આરોપ મૂકવા કરતાં એ વિચારો હાલ શક્ય (Practicable) નથી એમ કહેવું જ અમને વધારે ન્યાયયુક્ત લાગે છે. "શક્ય નહિ હોય તે જ કરે તે શૂરો" એમ જો અમને કોઈ નર્મદની અસલ શૈલીમાં કહેશે, તો અમે તેને એટલો જ જવાબ આપીશું કે એ બધું બોલવું કવિતાનું છે, વ્યવહારનું નહિ. વ્યવહારમાં તો કોઈ કામની શક્યતા એ જ તેની યોગ્યતાની મોટી કસોટી છે. સૌ જાણે છે કે ઇંગ્લંડમાં પોતાની મરનાર વહુની બહેન સાથે કંઈ લગ્ન થઈ શકતાં નથી, અને એ બંધી કાઢી નાખવા ત્રીસ ત્રીસ વર્ષથી મહા પ્રયત્નો ચાલે છે અને છેલ્લે બે ચાર વર્ષથી તો રાણીસાહેબ પણ એ સુધારાને ખાનગી રીતે ઉત્તેજન આપતાં સંભળાય છે, તોપણ હજી ત્યાંના સુધારકોથી કાંઈ પણ થઈ શક્યું નથી. માટે શું આપણે તેમને સંસારભીરુ તથા બીજા બધા જનસમૂહને ધર્માંધ કહી ભાંડવા એ વાજબી છે? નહિ જ. તેમજ આપણા કેળવાયેલા દેશીભાઈઓ ભીરુયે નથી, ને કવિતાની લહેરને રંજિત કરનારા શૂરવીરોયે નથી; પણ માત્ર સંસારમાં રહેવાને ઇચ્છતા વ્યવહારબુદ્ધિના બને હોય છે તેવા તે પણ માણસો

છે. સંસારને છોડી પોતાના ઉન્નત વિચારોની લહેરમાં એકલા જ રહેવું જે અંગીકાર કરે છે તેનું અમે દિવ્ય પુરુષ દાખલ સંપૂજન કરવાને તત્પર છીએ, પરંતુ એવી સમાધિસ્થ મૂર્તિને ઊભી કરી તેને જ માપે સંસારવ્યવહારી માણસોને માપી તેમને નિંદવા એ કેવળ ગેરવાજબી છે. સંસાર વૈરાગી થયો નથી અને થવાનો પણ નથી, તો પછી તેની સઘળી નીતિરીતિ વૈરાગ્યના ઘરની નહિ પણ વ્યવહારબુદ્ધિની જ હોવાની, અને તે પ્રમાણે જ સઘળા દેશોમાં થાય છે. અને તે કારણથી જ સઘળે સંસારસુધારો બહુ *મોડો થાય છે, માટે હાલ આપણે અધીરા કે આકળા ન થતાં સૌએ પોતપોતાના વિચાર મીઠાશથી લોકોમાં ફેલાવવાને સતત પ્રયત્ન કર્યાં કરવું એ જ સુધારકનો વ્યવહારધર્મ છે. અલબત્ત વૈરાગ્યબુદ્ધિનો ધર્મ જુદો જ છે, પણ તેવો પુરુષ કોઈ દેખાયો નથી ત્યાં સુધી તો સંસારીઓ પોતપોતાની રીતે વ્યવહારબુદ્ધિએ ચાલ્યા જતા હોય તેમાં તેને નકામા વખોડી નાઉમેદ કરવાથી દેશને ફાયદા કરતાં ગેરફાયદા વધારે થાય છે. પોતે પોતાને જ ભીરુ માને, એના જેવું ઉત્સાહને હાનિકર બીજું શું હોવાનું હતુ ?

પણ હવે સુધારક ધર્મોનું સામાન્ય વિવેચન પડતું મૂકી નર્મદાશંકરની ખાસ આર્થિક સ્થિતિ ઉપર જ લક્ષ આપવાની જરૂર છે. નર્મકવિતાના ગ્રંથાર્પણ પ્રસંગે અમે એટલું તો સૂચવી ગયા છીએ કે તે વેળા એને માથે કેટલુંક કરજ હતું. આ કરજ થવાનું વિશેષ કારણ એનું સરસ્વતીમંદિર એટલે પોતાના ઘરની સામે જમીન લઈ એક બંગલો બાંધ્યો તે જ હતું. આ બંગલો પોતાના કરતાં જાહેરના ઉપયોગ માટે વધારે હતો,

---

* આ બાબત ઉપર મહાપંડિત પ્રોફેસર વર્ડ્ઝવર્થે 'બોંબે ગેઝિટ'માં થોડાક વખત ઉપર આપેલા ગંભીર વિચારો જોવા. અમે ભૂલતા નહિ હોઈએ તો સર અલેકઝાંડર ગ્રાંટે આ દેશ છોડતી વેળા જે ભાષણ કર્યું હતું તેમા પણ સંસારસુધારાનો વેગ બહુ જ ધીમો છે એ વાત બતાવી હિંદુ કેળવાયેલાઓને ભીરુત્વના આરોપમાથી મુક્ત કરતાં ઊલટું એમ કહ્યું હતું કે 'વિદેશી આચારો ગ્રહણ કરવામાં વિલંબ એ બુદ્ધિના ગાંભીર્યની જ નિશાની છે.'

અને તેથી જ જ્યારે પાછળથી વેચવા કાઢ્યો હતો ત્યારે તેનું કોઈ પણ ઘરાક મળ્યું નહિ. આ બંગલામાં કવિની ખાનગી પુસ્તકશાળા રહેતી, અને કોઈ વખતે ત્યાં લખવાનું કામ કરતા હતા. બહુધા તેનો ઉપયોગ ભાપણની બેઠકને માટે જ હતો. આ બંગલો કાંઈક વિશાળ અને એક માળ તથા સળંગ અગાશી સહિત બાંધેલો હતો. આગળ બે નાના ફૂલબાગના કિત્તા પાડ્યા હતા, અને મોટા દરવાજાની કમાન ઉપર 'કવિ નર્મદાશંકર લાલશંકર' એમ લખી નીચે એક ગુલાબનું ફૂલ તથા કલમ ચીતરી તેની સાથે પોતાનું જીવનસૂત્ર (Motto) 'પ્રેમશાર્ય' એ બાળબોધ અક્ષરે લખ્યુ હતું. આ બંગલો બાંધતાં ૧૨–૧૩ હજાર રૂપિયા આશરે ખરચ થયા હતા.

આ વેળા કવિને આઠેક હજારનું કરજ થઈ ગયું હતું, અને તે વાળવાનું સાધન ન હોવાથી એમાં દહાડે દહાડે વધારો થતો ગયો. કેટલાક વખતથી પોતાના ઘરખરચ જેટલી પણ નર્મદાશંકરને પ્રાપ્તિ થતી નહોતી. એનો ઘરખરચ સારા ગૃહસ્થની રીતનો હતો, અને કોઈ કોઈ બાબત તેથી પણ વધારે. રોજ એક રૂપિયો તો પાનસોપારી અને ચાનાં પતાસા દૂધને સારુ જ ભાગતો. મુંબઈમાં હતા ત્યારે પારસી મિત્રોની રીતનો સરભરા ખર્ચ થતો હશે તે તો જુદો જ. ઘણુંકરીને હમેશા બે કારકુનો અને કોઈ વેળા ત્રણ રાખવા પડતા હતા. સુરતમા હતા ત્યારે મહિને ઓછામાં ઓછા સોએક રૂપિયાના ખરચ હશે એમ અમારું ધારવું છે.*

આ વખતે ડાક્તર બુહ્લર જે આ પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર અને એની કદર પિછાનનારા હતા તેણે એનાં પુસ્તકોને નિશાળોની લાઈબ્રેરી વગેરેને સારુ ખરીદ કરી તથા નર્મગદ્ય વગેરે ખાતાને માટે તૈયાર કરવાનુ કામ સોંપી પોતાથી બનતી સારી મદદ કરી હતી. આ મદદથી થયું એટલું કે કેટલાક વખત

* સંકડાયેલા કવિએ પાછળથી સ્થિતિમાં મુંબઈમાં રૂા ૫૦થી વધારે ખરચ રાખ્યો નહોતો. મુંબઈમા એકાદ બે વખતે રૂ. ૬ના માસિક આપકનો 'અવરોજ' આવ્યો છે.

સુધી કવિનો ગુજારો ચાલ્યો, પણ નર્મકોશ છપાવ્યા પછી કુલ કરજ (અમારા જાણવા પ્રમાણે) બાર તેર હજારનું થઈ ગયું હતું તે વાળવાનું કોઈ પણ બારું દેખાયું નહિ. આ વખતે કવિના મનની મૂંઝવણ અપાર વધી પડી, અને છેવટે નિશ્ચય કર્યો કે પાછા મુંબઈ જઈ વસવું અને જો બીજો માર્ગ હાથ ન લાગે, તો પોતાના જન્મનો ટેક મૂકી નોકરી લઈને પણ પોતાનું દેવું વાળવા બનતો પ્રયત્ન કરવો.

ઈ. સ. ૧૮૭૬માં મુંબઈ જઈ નર્મદાશંકરે નાટકશાળા માટે લખવાનુ તથા એવાં બીજાં કેટલાંક પરચૂરણ કામો ઉદરનિમિત્તે કરવા માંડયાં. આ +નાટકો જેવા ઉદ્દેશથી લખાયલાં તેવાં જ છે એટલે તે કવિની કીર્તિમાં કાંઈ વધારો કરે તેવાં નથી. આ વખતની સમર્થ કૃતિ તો 'ધર્મવિચાર' અને તે જાતનાં લખાણો જ છે. એમાં ભાષા, શૈલી, અને વિચાર એ ત્રણેમાં નર્મદાશંકર પોતાનાં પૂર્વનાં લખાણો તરતાં જુદો જ દેખાવ આપે છે. અને તેમાં વિવેચન જોગ ઘણાં સ્થળો છે, તો પણ એટલું તો

---

+ નર્મદાશંકરનું કવિત્વ સ્વાનુભવરસિક (Subjective) જ હોવાથી, નાટકાદિમા બરાબર સિદ્ધિને પામી શકતું ન હતું. પાત્રપરત્વે રસવર્ણન કરવામાં સર્વાનુભવરસિક (Objective) કવિત્વ જોઈએ છે. એ કવિત્વ ગુજરાતીમાં તો પ્રેમાનંદ ભટ્ટમાં જ પરિપૂર્ણપણે જોવામાં આવે છે.

પ્રથમ દ્રૌપદીદર્શન નાટક લખ્યું છે. એ નાટકના ૨૬ પ્રયોગ થયા હતા. સીતાહરણ નાટક, મુંબઈની 'નાટક ઉત્તેજક મંડળી' માટે રચ્યું હતુ, તેના વીશેકને આશરે પ્રયોગ થયા હતા. સારશાકુન્તલ નાટકના ૬ પ્રયોગ થયા હતા. બાલકૃષ્ણવિજય નાટકના ૩ પ્રયોગ થયા હતા, પણ તે નાટકની સીનરી વગેરેનો મોટો ખરચ નાટકમંડળી કરી શકી નહિ તેથી બરાબર ફતેહ પામ્યું નહિ. પરંતુ એ નાટકના ત્રણે પ્રયોગ વખતે નાટકશાળામાં ૧૦૦૦ થી ૧૨૦૦ માણસ આવતું—ને ટિકિટ મળતી નહિ. મૃચ્છકટિક નાટક લખવા માંડયું હતુ, પણ તેનો પ્રારંભ જ થયો. પરશુરામની માતા રેણુકાનું નાટક પણ લખવું શરૂ કીધું હતું. નાટકથી કવિને આશરે રૂા. ૧૩૦૦) મળ્યા હતા.

કહેવું જ જોઈએ કે એ લખાણ ગંભીર અને ઘણા વિચારોનું ફળ છે. એમાં કવિના વિચાર બુદ્ધિવાદ (Rationalism) મૂકી અગમ્યવાદ (Mysticism) તરફ ઘણે દરજ્જે ઝૂકી ગયા છે, અને તે ઝોક નર્મદાશંકરે જાણીબૂજી વિચારીને જ આપી છે એમ અમે જાણીએ છીએ. અગર જો કે 'સુખે સોની અને દુઃખે રામ' એ કહેવત મુજબ પણ કવિના મનને કેટલુક અજાણતાં થયેલું ખરું જ.

પણ આવાં પરચૂરણ કામોથી કાંઈ નિર્વાહ ચાલી શકયો નહિ,* અને છેવટે પોતાનો મમત મૂકી નોકરી શોધવી પડી. એક મિત્રની ભલામણથી ઈ. સ. ૧૮૮૨માં ગોકલદાસ તેજપાલના ધર્માદાખાતાના સેક્રેટરીની રૂ. ૧૦૦) ની જગા મળી.+ (પાછળથી

* મુંબઈમાં આવ્યા પછી એક પારસી ગૃહસ્થે નનામે રૂ. ૫૦૦) ની બેંકનોટ બક્ષિસ તરીકે મોકલી હતી.

\+ ગોકલદાસ તેજપાલના ધર્માદા ખાતામાં નોકરી કરવાની કવિની જરા પણ ઇચ્છા કયાંથી? પરંતુ કવિની સ્થિતિ તરફ જોઈ બે ત્રણ મિત્રોએ ભલામણ કીધી. કવિએ એ ખાતામાં નોકરી લેવાને અરજી સરખી પણ કરેલી નહિ, તે છતાં ભાઈશંકર નાનાભાઈના આગ્રહથી કવિની નિમણુક થઈ. નોકરીનો પત્ર મળ્યા પછી પણ કવિએ ઘણો વિચાર કર્યા કીધો હતો. અંતે નોકરીએ જવાનું ઠરાવ્યું. ખાસ કરીને મિત્રો ને કુટુંબના આગ્રહથી. તા. ૨૦મી જાન્યુઆરીને દિને ઘેરથી નોકરીએ જતી વખતે બે ત્રણ મિત્રો હતા, તેઓએ કંઈક હસીને કવિ સામું જોયું. એટલે કવિ મ્લાનવદને બોલ્યા, 'શું જુઓ છો! ચોવીસમે વર્ષે ટેક મુકાવ્યો છે. ચોવીસ અવતારે પણ લજ્જા નથી રાખી એ પણ પ્રારબ્ધની લીલા છે. જોતા જાઓ હવે વળી શું બને છે તે. આ જુઓ આજે દાસપણું કરવા અમે ચાલ્યા!' આટલું બોલી નીચે મોઢે જ દાદરેથી ઊતરી પડ્યા. જેઓએ આ ચિત્ર જોયું હતું તેઓ કહે છે કે કવિના ટેકનો વિચાર કરતાં તેઓને બહુ સંતાપ થયો હતો.

કવિએ ધર્મખાતામાં પણ ઘણાં કામો કીધાં છે. બોર્ડિંગ સ્કૂલ, સંસ્કૃત પાઠશાળા, ભાટિયા નિરાશ્રિત ખાતાંઓ, નળિયા, વિઝાણ, જખાઉની સ્કૂલો ઉઘાડી છે. ધર્મખાતાની વ્યવસ્થા રાખવા માટે જે ધારા ઘડ્યા છે તે પણ કવિના જ છે, ને તે પ્રમાણે અદ્યાપિ સઘળું કામકાજ ચાલે છે. ધર્મખાતાની મેનેજિંગ કમિટી અદ્યાપિ માને છે કે

રૂ. ૨૦૦ થયા હતા ). આમ નોકરી લીધાથી કવિનો નિર્વાહ તો નિશ્ચિંતે ચાલતો થયો, પણ પોતાના જન્મનો ટેક મૂકતાં એનું કલેજું બળીને ખાખ થઈ ગયું. આ વખત પછી કવિને કદી પણ મેં ખરા આનંદથી હાસ્ય કરતા જોયા નથી, અને આ નોકરી કરતા તે સંબંધી તો કોઈ દહાડો પણ એકે શબ્દ બોલવો ગમતો નહિ. એ સંબંધી કોઈ વાત પૂછે તો પણ તે ઉડાવી નાખતા અથવા ઊંડો નિસાસો નાંખી સ્પષ્ટ જ એમ કહેતા કે જવા દો એ અપ્રિય વાત.

અમને પણ આ અપ્રિય, કવિની જિંદગીનો અત્યંત દુઃખકારી કાળ વિસ્તારીને વર્ણવવો બહુ અળખામણો લાગે છે. માથે કરજ, ઊપજ નહિ, ઘેર ખરચ તો હાથીનો, એવી સ્થિતિમાં કવિએ આટઆટલાં વરસ કેમ કાઢયાં તે એનુંજ મન જાણે. આ લખવા માંડયા પછી હમણાં જ ભરોસાદાર ઠેકાણેથી અમારા સાંભળવામાં આવ્યું છે કે એક વખત બે દહાડા સુધી કવિને ફક્ત પોંઆદૂધ ઉપર જ મુંબઈમાં રહેવાની જરૂર પડી હતી!

આધિદુઃખમાં તો કવિની લગભગ અર્ધી જિંદગી જ ગઈ હતી, પણ છેવટે વ્યાધિએ આવી તે તમામ પૂરી કીધી. સંધિવા કે એવી જાતના કોઈ બીજા રોગથી છેલ્લાં ૭–૮ મહિના કવિના પગ અટકી ગયા હતા — કોઈની મદદ વિના ઉઠાતુ, બેસાતું નહિ. છેલ્લા મંદવાડમાં જો કોઈ કવિને બેઠેલા જોય ને એમનું ઉત્સાહ-ભર્યું બોલવું સાંભળે તો તેને કદી પણ નહિ લાગે કે કવિને કાંઈ મંદવાડ હશે. દેહ છોડ્યો તેના એક કલાક અગાઉ એમની બુદ્ધિ હતી તેવી ને તેવી જ રહી હતી. અનેક વૈદ્યદાક્તરોનાં ઔષધ કર્યાં પણ તેથી કાંઈ ફાયદો ન થતાં સને ૧૮૮૬ ના ફેબ્રુઆરીની તા. ૨૫મી ને ગુરુવારે આ આપણા ગુર્જરકવિએ અને * સાચા દેશભક્તે આ દુઃખરૂપ સંસારનો ત્યાગ કરી કૈલાસવાસ કર્યો. આ સમર્થ, ટેકી, અને સાચા નરના મરણથી આખા ગુર્જરપ્રાંતને ભારે ખેદ થયો, અને ઠેકાણે ઠેકાણેથી એના ગુણ સંભારી દુઃખના પોકાર ઊઠવા લાગ્યા. વિરુદ્ધ મતના પણ તમામ આર્યો એના ગુણ જ સંભારવા લાગ્યા; અને વસ્તુતઃ બધાને એમ લાગ્યુ પણ ખરું કે ગમે એવો હતો તો પણ આજે જે આ નર આપણા દેશમાંથી ઊપડી ગયો તેની ખોટ જલદીથી પૂરી પડવાની નથી. વિદ્યાનો આનંદ, દેશાભિમાનની મસ્તી, સ્પષ્ટ વાણી, નિસ્પૃહી ભાવના, ઊંચો ટેક, અને સાચી દેશદાઝ એ ગુણો નર્મદાશંકરમાં મૂળથી છેવટ સુધી અખંડિત જ્યોતથી જ પ્રકાશી રહ્યા હતા. આવા જીવનને તે કોણ ધન્ય નહિ કહે? અને ભાગ્યશાળી પણ શા માટે નહિ? સંસારી દુઃખ તો બહુ વેઠવાં પડ્યાં, પણ ધન્ય છે નર્મદ તને કે તેં ટેક સત્યાદિકની ઊંચ નીતિ તારા જીવનને માટે

---

* આર્યજનથી પોતાનું જાતિસૌજન્ય કદી પણ વિસરાતું નથી. હિંદુ ગમે એવો હશે, પણ કોઈના મૃત્યુ સમે તેની નિંદા નહિ જ કરે. મડદાને ચૂંથવું એ કાગડાનું કામ છે અને તે જ કરે. મુંબઈમાં કવિની નાતના જુદે જુદે ઠેકાણેના અને જે અત્યાર સુધી એની ઉપર બહુ જ કોપેલા હતા, તે પણ આ સમે ડહાપણ વાપરી પ્રેતદહનક્રિયામાં કોઈ પણ આનાકાની વિના સામેલ થયા હતા, અને પછીથી સુરતની નાતે ડાહીગૌરીને નાતમાં લેવાની પણ ઇચ્છા દેખાડી હતી.

ઊછળતી જુવાનીમાં જ ઓળખી કાઢી, -અને તે પ્રમાણે જ. તારું આખું જીવન તું પૂર્ણ કરવાને શક્તિમાન થયો! "નવ કરશો કોઈ શોક" એવું જે પદ તેં આવા અશુભ ટાંકણાને માટે અગાઉથી લખી રાખેલું તે અમને હાલ યાદ આવે છે, અને અમે તે હજારોવાર વાંચેલું સાંભળેલું તો પણ આજે જ્યારે ફરીથી જોઈએ છીએ ત્યારે માલૂમ પડે છે કે અહો તે વેળા પણ કવિએ પોતાને માટે કેવા ઊંચા જીવનની મૂર્તિ (Ideal of life) બાંધી રાખી હતી, અને કેવા દારુણ તપોબળથી આખરે અક્ષરે અક્ષર ખરી પાડી! તેં તારું જીવન ખરેખરું જ કૃતકૃત્ય કર્યું છે, અને તેમ છે તો પછી આ નિરૂપણ, તને સદા અણગમતો શબ્દ 'બિચારો' બોલીને શા માટે પૂરું કરવું જોઈએ? તું જ ખરો યશસ્વી ને ભાગ્યશાળી હતો!

વાંચનાર, તને છેલ્લી સલામ કરતા પહેલાં અમે છેવટે એ પદ નીચે આપીએ છીએ તે વાંચ. એમાં સહજ શૃંગારનો ભાવ છે તે પ્રસંગ વિરુદ્ધ જાણીને છોડી દે, અને પછી તું જો કે એમાં નર્મદાશંકરે પોતાનું પ્રકૃતિચિત્ર કેવું આલેખ્યુ છે, તે કેવી ઊંચી પ્રતિનું છે, અને તે લખાયેલું તે વેળા આપણને ગમે એવું અભિમાનની ઉક્તિ જેવું ભાસતું, પણ પર્યંતે તે આબેહૂબ કેવું ખરું પડ્યું છે, અને પછી તું કહે કે અમે નર્મદાશંકરને કૃતકૃત્ય અને ભાગ્યશાળી કહીએ છીએ તેમાં શું ખોટું છે? આ દુઃખમય સંસારમાં દુઃખ તો કોઈને કોઈ પ્રકારનાં સર્વેને માથે સરજેલા જ છે, પણ જે તેનાથી પરાભવ ન પામતાં પોતાના ધર્મકર્મમાં અચળ ટેકી જ રહે છે, અને એવી આંચમાં પોતાના આત્માને કંચનવત્ અધિક શુદ્ધિએ પહોંચાડી આ જગતમાં પોતાનો જશ અને બીજાને સારુ ઉત્તમ નમૂનો મૂકી જાય છે તેનું જ જીવન ધન્ય, કૃતકૃત્ય, અને ભાગ્યશાળી છે!

## પદ

"નવ કરશો કોઈ શોક,—રસિકડાં, નવ કરશો કોઈ શોક. ટેક.
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી.—રસિકડાં૦—

પ્રેમીઅંશને રુદન આવશે, શઠ હરખાશે મનથી.–રસિકડાં૦–

* * *

હતો દુખિયો થયો સુખિયો, સમજો છૂટચો રણથી.–રસિકડાં૦–
મુઓ હું તમે પણ વળી મરશો, મુક્ત થશો જગત મથી–રસિકડાં૦–
હરિ કૃપાથી મમ લેખચિત્રથી, જીવતો છું હું દમથી.–રસિકડાં૦–
વીરસત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી.–રસિકડાં૦–

* * *

જયતનીમ છે જનમમરણનો, દઢ રહેજો હિંમતથી.–રસિકડાં૦–
મને વિસારી રામ સમરજો, સુખી થશો તે લતથી.–રસિકડાં૦–"

૧૮૮૭

## નર્મકવિતાની પ્રસ્તાવના

નર્મકવિતાને પ્રસ્તાવનાની જરૂર શી? પ્રસ્તાવના એટલે ગ્રંથના ગુણ, પરિશ્રમાદિક સંબંધી જે પૂર્વકથની. તે તો નવા અજાણ્યા પુસ્તકને માટે હોય. પ્રસિદ્ધ પુસ્તકોનું નામ એ જ તેની મોટી પ્રસ્તાવના છે. સોનાને રસવું શુ, અને સૂર્યને ઓળખાવવો શો?

એ તો ક્યારનું સર્વાનુમતે સિદ્ધ થઈ ચૂકયુ છે કે આ જમાનાના કવિ તે બે જ: નર્મદાશંકર અને દલપતરામ. આ સમે કવિતા કરનારા તો જોઈએ તેટલા છે, અને તેમાં થોડાક સારા કવિ પણ છે, પરંતુ જ્યાં કવિ શબ્દનું ઉચ્ચારણ કર્યું ત્યાં પ્રથમ પ્રતીતિ સર્વે ગુજરાતીના મનમાં આ બેમાંના જ કોઈ એકની થાય છે. ગુજરાતના આ છેડાથી પેલા છેડા સુધી અને બાળ કે યુવાનથી વૃદ્ધ પર્યંત સર્વેને જાણીતા એવા તો આ જમાનાના કવિ એ જ બે છે. એ બંનેની પ્રસિદ્ધિમાં ફેર હશે, બંનેની પરસ્પર ગણનામાં મતભેદ છે, અને વખતે એકથી મોહિત જનો બીજાને દોષપાત્ર જ ઠેરવવા મથતા હશે, તોપણ નિષ્પક્ષપાત ગંભીર બુદ્ધિને તો એ બંને આ જમાનાની કાવ્યમૂર્તિના પ્રતિબિંબ રૂપે સમાન જ પ્રકાશતા માલૂમ પડે છે. દેશકાળથી પર એવી જે સામાન્ય કવિરૂપ ગણના તે તો એ બંનેની હવે પછીના

જમાનામાં યથાર્થપણે થાય, પરંતુ જો એ બંનેની શૈલીનું કાંઈ પૃથક્‌પણે સ્વરૂપ જાણ્યુ હોય તો મિથ્યા ખેંચાખેંચ કોઈને રહે નહિ.

દલપતરામની કવિતા શાંત બુદ્ધિની, વ્યવહારમાં કુશળ, ચતુરાઈભરી, અને સભારંજની છે. એ નવે રસમાં પ્રસંગોપાત્ત વિચરે છે, પણ તે શાંતિ અને વિવેકની સાથે; વ્યવહારની મર્યાદા એ જ આ કવિતામાં રસના સંભવાસંભવની મર્યાદા છે. કોઈ પણ રસની મસ્તી એ આ કવિતાને મન ગાંડાઈ છે. સંસારનું શાંત બુદ્ધિથી અવલોકન કરવું અને તેમાંથી વ્યવહારોપયોગી બોધ લેવો એ દલપતશૈલીને સૌથી વધારે રુચિકર છે. એ શૈલી જાતે દર્દથી મુક્ત હોવાને લીધે એ ઘડી નવરાશની વેળાએ વિનોદ કરવો એમાં જ મોટું સુખ માને છે. હાવકું હાસ્ય ( Humour ), મર્માળાં કટાક્ષ ( Wit ), વાણીની મીઠાશ, અને રચનામાં વિવિધ પ્રકારનાં ચાતુર્ય. એ વડે દલપતશૈલીનાં શાંત ને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાં છે. દલપતરામની ચોટ સદા સભાનાં મન રંજન કરવા ઉપર જ રહેલી હોય છે, અને તેમાં તે બરાબર ફતેહ પામે છે, કેમકે શ્રોતાના મનમાં ઊતરીને તેને કેમ લાગે છે તે જોવાની શક્તિ આ કવિતામાં છે.

નર્મદશૈલીનું સ્વરૂપ તથા ઉદ્દેશ આથી ઊલટાં જ છે. એ સભાને રંજન કરવા નહિ, પણ પોતાના અંતરનો ઊભરો બહાર કાઢવા જ કવિતા કરે છે. કવનવેળા દલપતરામની સમક્ષ જેમ શ્રોતાની મૂર્તિ આવીને ઊભી રહે છે અને તે તરફ જોઈ જોઈને જ એ પોતાની શૈલીનો ઘાટ ઘડે છે, તેમ અહીંયાં કવિતા કરવાને સમે અમુક લાગણી કાવની રગેરગમાં વ્યાપી રહે છે, અને તે જેમ પ્રેરે છે તેમજ એ ઉદ્‌ગાર કરે છે. નર્મદની લાગણી ક્વચિત જ વિનોદી, પણ બહુધા તો ગંભીર અને આતુર એટલે દર્દથી ઊછળતી હોય છે. એ કારણથી નર્મદશૈલી હમેશાં પોતાના જ તાનમાં મસ્ત રહે છે. વખતે મદોન્મત્ત થઈ ભાષા તથા વ્યવહારનાં બંધનો પણ તોડી નાખે છે. શાંતવૃત્તિમાં પણ નર્મદની કાવ્યદેવી વ્યવહારના પટને ભેદી શાસ્ત્રીય કે કાલ્પનિક પ્રદેશમાં જ ભ્રમણ

કરવાનું પસંદ કરે છે. નર્મદશૈલીમાં સ્વભાવ તથા શાસ્ત્રનું બળ ઘણું, પણ ચાતુર્યનું થોડું જ દીઠામાં આવે છે.

પ્રાકૃત કવિઓ કવિતાના અંગમાં રસ ને ચાતુર્ય એવાં બે વાનાં જુદાં ગણાવતા આવ્યા છે. કોઈ પૂછશે કે ચાતુર્ય તે જુદું અંગ કેમ સંભવે? રસ વિનાની તે કવિતા જ કેમ કહેવાય? અમારી સમજમાં એનું સમાધાન આ પ્રમાણે છે. આ ઠેકાણે રસ શબ્દનો અર્થ 'રસાત્મકં વાક્યં કાવ્યં' એ સિદ્ધાંતમાં જેટલા બાહુલ્યથી થાય છે તેમ કરવો નહિ, પણ એમાં ગંભીર, મસ્ત રસ છે તેટલા જ ગણવા, અને હાસ્યાદિક લલિત રસોને અથવા રસનાં લલિત રૂપોને ચાતુર્યના પેટામાં મૂકવાં. કવનવેળા કવિના ચિત્તની સ્વસ્થતા, પદ્યબંધકળાનું પરિપૂર્ણ કૌશલ્ય, અને શ્રોતાને રંજન કરવાની વૃત્તિ તથા શક્તિ, એ ચાતુર્યશૈલીની કવિતાનાં મુખ્ય લક્ષણ છે. ચાતુર્યશૈલી રાજદરબાર તથા સભાઓમાં બહુ પોપાય છે, અને તેથી અમે તેને અહીંયાં સભારંજની કહી છે.

છેવટે ટૂંકામાં એક જ શબ્દમાં કહીએ તો દલપતરામની શૈલી સભારંજની, અને નર્મદાશંકરની તે મસ્ત. આ શૈલીઓ પરસ્પર અપ્રમેય ( Incommensurable ) એટલે એકબીજા સાથે માપી શકાય એવી જ નથી. તે પોતપોતાને સ્થળે ઉત્તમ જ છે. દેશસુધારણાના વિષયમાં આ પૃથક્ પૃથક્ શૈલીઓ આ બે કવિઓએ વાપરી છે, અને તેમનું ફળ જુદે જુદે રૂપે પણ એક જાતનું અને સમાન જ થયું છે. દલપતરામે હસાવીરમાડી ધીમે ધીમે લોકને વહેમો ઉપર અનાદર કરાવ્યો; અને નર્મદાશંકરે 'યાહોમ કરીને પડો' એવી મસ્ત વાણીથી તેમને તે છોડવા પ્રવર્તમાન કર્યા. આ બંનેની કવિતાનો કેટલોક ભાગ ગુજરાતી ભાષામાં અપૂર્વ અને લાંબા વખત સુધી રહે એવો છે.

સુધારણાનું નામ લેતાં અમને સાંભરી આવે છે કે નર્મદાશંકર કવિરૂપે જ નહિ પણ અનેક રૂપે આ જમાનાના એક મુખ્ય અગ્રણી હતા. ગુજરાતી ભાષામાં પ્રથમ કોપકાર, પ્રથમ પિંગળકાર, પ્રથમ રસાલંકારની સમજ આપનાર, અને પ્રથમ રૂઢ ગદ્ય લખનાર તે નર્મદાશંકર જ છે. નોકરીધંધો છોડી કલમને જ પોતાનુ સર્વસ્વ જીવન અર્પણ કરવાનું મહામાન

નર્મદાશંકરને જ છે. દેશાભિમાન શબ્દ પેહેલવહેલો નર્મદાશંકરે જ ગુજરાતી ભાષાને આપ્યો, અને તે લાગણીના ઉત્તમ નમૂના રૂપ એમનું જીવન હતું. રાજકીય બાબતો ઉપર પહેલવહેલો વિચાર કરનાર ને લખનાર પણ આ કવિ જ, કે જે વેળા આખો સુધારાસાથ માત્ર ઉચ્છેદક સંસારસુધારાની ચર્ચામાં જ ગૂંથાયેલો હતો. સંસારસુધારાને તો કવિએ આખા દેશમાં એકવાર ગજાવી મૂક્યો હતો, અને તેને ઉચ્છેદક રૂપ આપનારામાં કવિ સૌથી મોખરે હતા. આજકાલ આખા ભરતખંડમાં સર્વ ઠેકાણે જમાનાની ઝોક ધર્મસંરક્ષણ તરફ દેખાય છે તેની અસર પણ ગુજરાત ખાતે પેહેલવહેલી નાજુક પારદયંત્રની (Barometer) પેઠે નર્મદાશંકરના જ અંતઃકરણ ઉપર થઈ; અને તે થઈ એટલે એણે પોતાનું મતાનર જાહેર કરવામાં કંઈ પણ ખોટી લજ્જા ન રાખતાં તે દૃષ્ટિએ જ દેશહિતના વિચાર પ્રબોધનારામાં અગ્રણી પદ ધારણ કર્યું. ટૂંકામાં આ જમાનાની એટલે પાછલાં ત્રીશ પાંત્રીશ વર્ષમાં ગુર્જરમંડળના ચિન્મય આકાશમાં જે જે લીલાઓ થઈ છે તેની ખરેખરી મૂર્તિ નર્મદાશંકર છે. નર્મદાશંકરને જ આ કાળની સમયમૂર્તિ અમે ગણીએ છીએ.

આવો સમયમૂર્તિ પુરુષ જો કવિ હોય છે, તો તેના કાવ્યમાં તે સમયનું સર્વાંગ ચિત્ર તેના વિવિધ રંગ, પ્રકાશ, ને છાયા સહિત આવી જાય છે. નર્મકવિતા આવી જાતનું પુસ્તક છે, અને તેથી તે જેટલું મસ્ત શૃંગારનાં ભોગીને તેટલું જ ઊછળતા સુધારકને, અને જેટલું ઊછળતા સુધારકને તેટલું જ વિચારવંત દેશહિતૈષીને પ્રિય છે. સ્વાતંત્ર્ય તથા દેશભક્તિનું મસ્તપાન કરવાનું તો આખા ગુર્જર કાવ્યપ્રદેશમાં આ જ વિરલું સ્થળ છે.

આવી અનેક રસમય, અનેક ગુણમય, ને આ જમાનાના અંતરાત્માની પ્રત્યક્ષ જ આરસી તેનો તે પ્રસ્તાવ અમે શું કરીએ? વાંચો, એનો રસ ચાખો, ઉચ્ચ વૃત્તિઓ ખીલવો, ને નર્મદકવિની દેશાભિમાન રૂપી અમૂલ્ય પ્રસાદી પામી ભવરણમાં પ્રેમશૌર્યથી ઘૂમો! તથાસ્તુ!

૧૮૮૭

# કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ

મનુષ્યજીવનની સફળતાનો આધાર તેનાં કૃત્ય પર હોય છે. કવીશ્વર દલપતરામે ગુર્જર પ્રજા અને ગુર્જર ભાષાની જે અમૂલ્ય સેવા બજાવેલી છે, તેમને માટે જેટલી ગુણપ્રશંસા કરીએ તેટલી થોડી જ છે. તેમના જીવનનું સાર્થક થયું છે, તેમનાં પ્રત્યેક કૃત્યો સ્તુતિપાત્ર નીવડયાં છે, દેશદાઝજ્ઞ પુરુષોમાં તેમની ગણના થઈ છે, સકળ ગુર્જર પ્રજા તેમને માટે આભારી છે, સાંપ્રત કાળમાં પુરુષરત્નોમાં કવીશ્વર દલપતરામ આપણી દૃષ્ટિ સમીપ રમી રહ્યા છે, અને તેથી તેમની નિત્યની યાદદાસ્ત જાગૃત રહે એવા પ્રકારના પ્રયાસોમાં અમારો આ લેખ પણ અનુકૂળ બનશે. કવીશ્વરની દેશસેવા, તેમનું કાવ્યકૌશલ્ય, બુદ્ધિની તીવ્રતા, ને સરસ્વતીસેવન કોઈ પણ ગુર્જરબંધુથી અજાણ્યુ નહિ હોય. તેમણે કરેલાં મહાન કૃત્યો બેશક સર્વ કોઈ જાણે છે. તથાપિ બાલ્યાવસ્થાનું ચરિત્ર પ્રકાશમાં આવેલું નથી. મહાન પુરુષોનું બાળપણ પણ સુબોધક હોય છે. સુપુત્રના પગ પારણામાંથી જણાય એ કહેણી પ્રતાપી પુરુષો પ્રત્યે સત્ય ઠરેલી આપણે બહુવાર નિહાળીએ છીએ. કવીશ્વર દલપતરામની પ્રસિદ્ધ જિંદગીનું વૃત્તાંત ટૂંકામાં આપી અમે અત્યારે તેમની બાલ્યાવસ્થાનું વર્ણન આપીશું, કારણ તે પ્રસિદ્ધિમાં આવેલું નથી.

સ્વર્ગવાસી નામદાર ફાર્બસ સાહેબના મેળાપ પહેલાં કવીશ્વર જાહેરમાં આવ્યા નહોતા. નામદાર ફાર્બસ સાહેબને ગુર્જર-કાવ્યનો શોખ હોવાથી કવીશ્વરને પોતાના સમાગમમાં આણ્યા. નાના પ્રકારની કવિતા કરી તેમાં પૂર્ણ કાવ્યકૌશલ્ય દાખવી

કવીશ્વર ફાર્બસ સાહેબના સમાગમમાં વિનોદ મેળવતા હતા. અને તેમની ત્યાર પછીની કવિતા તો 'ચિત્તાકર્ષક ને સ્વરૂપા' મનાયેલી છે. મહેરબાન ફાર્બસ સાહેબની સાથે ગુજરાતના નિરનિરાળા પ્રાંતોમાં ફરી કવીશ્વરે ધર્મ, વિદ્યા, નીતિ ઇત્યાદિ વિષયો પર ભાષણ કર્યાં તથા કવિત્વશક્તિનું ખરું સ્વરૂપ દાખવી લોકોનું મન હરણ કરી પ્રજાપ્રિય બન્યા. ત્યાર પછી સરકારી નોકરી તજીને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સેવાનો તેમણે સ્વીકાર કર્યો. નાના પ્રકારનાં પુસ્તકો રચ્યાં અને રચનારને ઉત્તેજન આપ્યુ. અમદાવાદ અને બહારના શેઠશાહુકાર તથા રાજારજવાડાને પોતાની કવિતા વડે રંજન કરી સોસાઇટીની થાપણ વધારી, તેને આબાદ બનાવી લોકોમાં વાચનની અભિરુચિ ઉત્પન્ન કરવાને ઘટતો શ્રમ વેઠ્યો અને ગુર્જર ભાષાને ખિલવવા યત્નવાન થયા. અને 'બુદ્ધિપ્રકાશ' નામના માસિક પુસ્તકથી ઉત્તમ પ્રકારે સ્વદેશસેવા બજાવવાનો હેતુ પાર પાડ્યો. નામદાર ફાર્બસ સાહેબ પછી નામદાર હોપ સાહેબે તેમની કદર પિછાણી. સરકારી વાચનમાળાનાં પુસ્તકો તૈયાર કરી તેમાં કવીશ્વરને સારો પગાર આપી તેમની મદદનો હોપ સાહેબે રૂડો ઉપયોગ કીધો. કાવ્યદોહન તૈયાર કરાવી સરકારે સારું ઇનામ આપ્યું, અને છેલ્લે સને ૧૮૮૫ ના વર્ષમાં કવીશ્વરને સી. આઈ. ઈ. નો માનવંતો ખિતાબ નામદાર મહારાણી કૈસરેહિંદ તરફથી આપવામાં આવ્યો. સરકારે તેમની વિદ્વત્તાની કદર પિછાણી છે; તથા દેશી રાજ્યમાં ઉત્તમ પ્રકારનું તેઓ સન્માન પામ્યા છે. હાલમાં વૃદ્ધાવસ્થાને લીધે જો કે તેઓ એકાંતવાસમાં રહે છે, જાહેર કાર્યોમાં ઓછો ભાગ લે છે, તથાપિ સ્વદેશસેવાની તેમની રૂડી ઇચ્છાઓ હજુ તાજી અને તેજસ્વી જોવામાં આવે છે. આ તેમની જિંદગીના સુયશનું મુખ્ય મુખ્ય વર્ણન થયું. હવે આપણે તેમની જિંદગીની શરૂઆત તરફ વળીએ.

કવીશ્વર દલપતરામનો જન્મ વઢવાણમાં શ્રીમાળી બ્રાહ્મણ પારાશરી ગોત્રમાં સંવત ૧૮૭૬ ના મહા સુદી આઠમના દિવસે થયો.' તેમના પિતાશ્રીએ સામવેદનો અભ્યાસ કર્યો હતો. તેઓ અગ્નિહોત્રી હતા, સ્થિતિ ગરીબ હતી. પિતાનું નામ ડાહ્યાભાઇ

અને માતુશ્રીનું નામ અમૃતબાઈ હતુ. અમૃતબાઈની કૂખે જન્મેલા પુત્રરત્ન કવીશ્વર દલપતરામ પોતાના કર્તવ્યથી ખરેખર અમૃતતુલ્ય બન્યા. સને ૧૮૮૦ની સાલમાં શીતળાના રોગની મોટી ઘાત વીતી ગયા બાદ બાળપણમાં કવીશ્વરની શરીરપ્રકૃતિ સ્વરૂપમાં આવી. પાંચ વરસની ઉમરથી જ વિદ્યાભ્યાસ તરફ કુદરતી રીતે જ પ્રેમ ઉપજ્યો. એક દહાડો વેદનાં પદ ભણતાં પિતાજીને નિહાળી કવિએ તે ભણવાની હઠ લીધી. પરંતુ ઉપવીત ધારણ કર્યા અગાઉ તે શીખવાનો પ્રતિબંધ હોવાથી પિતાશ્રીએ નવાં કલ્પિત શ્યામપદો જોડી કાઢી પુત્રના મનનું સમાધાન કર્યું. બાલ્યાવસ્થાથી જ તેમના ભવિષ્યનો ખ્યાલ થવા લાગ્યો. સંવત ૧૮૮૪ના મહા સુદી પાંચમે તેમને જનોઈ આપવામાં આવી. ત્યાર પછી તેમણે સામવેદનો અભ્યાસ કર્યો. વઢવાણની ગામઠી નિશાળમાં વ્યાવહારિક આંક અને કક્કો બારાક્ષરી દિવસના શીખવા જતા હતા. બીજા વિદ્યાર્થીઓ કરતાં તેમની બુદ્ધિના વિલક્ષણ ચાતુર્યથી તેમના વિદ્યાગુરુ અપૂર્વ આનંદ પામતા હતા. ચાર વર્ષની ટૂંક મુદતમાં સામવેદનો પરિપૂર્ણ અભ્યાસ કીધો. સિવાય ક્રિયગાણનો પણ કેટલોક ભાગ મુખપાઠ કર્યો. બાલ્યાવસ્થામાં સાધારણ વાતચીતના સમયે દૃષ્ટાંત આપવાની તેમને ટેવ હતી. સાહિત્યના શ્લોકોનો તેઓ યોગ્ય ઉપયોગ કરતા હતા, અને ભવિષ્યમાં પ્રતાપી નીવડવાના એ વગેરે સુચિહ્નો હરકોઈ માણસને આશ્ચર્ય પમાડતા હતાં. આડોશપાડોશની બાઈઓ અજવાળી રાત્રિએ મહોલ્લામાં એકત્ર મળીને રેંટિયો કાંતવા તથા કાલાં ફોલવા બેસતી હતી ત્યારે કર્મણૂકને માટે તરેહવાર ઉખાણા બોલી વિનોદ કરી કાળ ખતમ કરતી હતી. કવિ દલપતરામ બાલ્યાવસ્થામાં ત્યાં જઈને ઉખાણાના જવાબો ઝડઝમક પ્રાસઅનુ-પ્રાસ મેળવીને કવિતાના આકારમા આપતા હતા. બૈરાઓના ઉખાણા ઘણીવાર માત્ર વખત ગુજારવા માટે કેવળ ટાયલા હોય છે અને કેટલાક સુબોધક પણ હોય છે. કવિને નિર્માલ્ય ટાયલાંવાળા ઉખાણાના જવાબો આપવા પસંદ નહોતા, પરંતુ સુબોધક ઉખાણા માટે બુદ્ધિકૌશલ્ય ખરચીને તેઓ ઝ.પ ાા-જવાબો આપતા અને ગમત મેળવતા હતા. નવા ઉખાણા જોડી કાઢવા

વરસાદ બહુ આવતો હોય છે ત્યારે વાતાવરણ જળકણમય જ દેખાય છે.

તે છતાં જળ છે અને તેના પ્રવાહમાં એ બધાં મચ્છ બેશક ખેંચાયાં જાય છે. એ મચ્છના દરિયામાં સપાટી નીચે બે ત્રણ વાંસપૂર નીચે જોઈએ તો ત્યાંના મચ્છ જળપ્રવાહમાં ખેંચાવાને ન ઇચ્છતાં ઉપર ઉછાળો મારી સપાટી ઉપર આવવાનો પ્રયત્ન કરે છે. ઉપર તો છેક નથી આવી શકાતું, પણ કાંઇક ઊંચે અને બહુ તો પ્રવાહ તરફ જ તે ખેંચાયા જાય છે. પ્રવાહજોર એટલું બધું છે કે એક ફૂટ ઊંચાઈમાં ચડતાં ચડતાં તો તે ક્ષિતિજ સમસૂત્ર દિશામાં પાંચ દશ માઈલ ખેંચાઈ જાય છે.

આ ઉપલા ભાગનું વહન જે દિશામાં જાય છે તેની ઊલટી દિશામાં જ નીચેનું સઘળું પાણી વહ્યું જાય છે. એમાંના મચ્છો ઉપર જવાને જરા પણ ઇચ્છતા કે પ્રયત્ન કરતા નથી. તે તો પોતે જે ઊંચાણ ઉપર છે તેમાં કેવળ સંતોષ પામી પ્રવાહની દિશામાં જ જવાનો પોતે પણ પ્રયત્ન કરે છે. એને કેળવણીનો કાંઈ પણ સંસ્કાર જેને નથી થયો એવાં uneducated માણસો સમજવાં. તેઓથી જ દુનિયાં ભરેલી છે તો આ સમુદ્રમાં તેનો જ મહા ડુંગર અને એ ઉપર કેળવણી લીધેલા એટલે ઉપર કૂદવાની ગતિ કરનારા મચ્છોનો થર તો ડુંગર ઉપરના બરફના પડ જેવડો જ હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી.

હવે આ ઉપલા થરમાં એટલે educated, progressive Section of society (સુધારા સાથ) માં ઘણાં ઘણાં પગથિયાં છે. તેનાં કારણઃ જ્ઞાનભેદ, બુદ્ધિસંસ્કારભેદ, લાગણીસંસ્કારનો ભેદ, ને માયાપાશ એટલે worldlinessનો ભેદ. જેનો બુદ્ધિસંસ્કાર પૂર્ણ થયો છે તે મૃગ રૂપનો ત્યાગ કરી નૌકાધિપતિ મનુષ્યરૂપને પામી જાય છે, અને તેઓ સપાટી ઉપર પ્રવાહને અનુસરી અથવા બુદ્ધિબળથી તેને યથાશક્તિ અવરોધીને પણ પોતાની મરજીમાં આવે તેમ ગમન કરે છે. કઈ દિશામાં ગતિ કરવી એ લાગણી તથા જ્ઞાનના સંસ્કારમાં જે અપૂર્ણતા રહેલી હોય તથા World-linessનો જેટલો પાશ રહેલો હોય તે ઉપર આધાર રાખે છે.

પણ એ તો સપાટીની વાત થઈ. પણ તેની નીચેનાં પડ જોવાં જોઈએ.

આપણા દેશમાં national education ન હોવાથી ઘણા ભણેલા Anglicised થઈ જાય છે. દેશી નામને જ ધિક્કારે તેને દેશાભિમાન પણ શું હોય? એની અંતર્વાસના તો હું કોઈ યુરોપિયન કેમ જનમ્યો નહિ અને બનતું હોય તો ત્યાં જઈ વસવાની પૂર્ણ વાસના. દેશીઓની અપાત્રતા જોઈ, તેના સુધારાની કેવળ નિરાશાથી, દરિયો ચોતરફથી ફરી વળે તો જ હિંદુસ્તાનના દુઃખનો નિકાલ આવે એમ જો એ બોલે તો કાંઈ આશ્ચર્ય નથી. પણ એટલું બોલનારમાં કાંઈ દેશાભિમાન છે એમ જાણવું, પણ પેલા સ્વદેશ ત્યાગ કરવા ઇચ્છનારને તો દેશ ખાતે મૂઓ જ જાણવો અથવા તેથી પણ નઠારો. એને તો શત્રુપક્ષનો જ સમજવો. એને જેનું લાગે છે તેનું જ એ પર્યંતે તાણવાનો એમ નિશ્ચય જાણજો. અર્થાત્ national educationની ઘણી જ જરૂર છે, કેમકે બધા એટલે દરજ્જે નહિ પણ થોડા ઘણા તો Anglicised થાય છે જ. ને હાલની કેળવણી બધાને de-nationalise કરવા મથે તો છે જ. પણ જેનું જાતિદેશાભિમાન વધારે તે આ ઘસારા છતાં પણ સારા દેશાભિમાની રહી શકે છે. જો દેશકેળવણી દેશાભિમાનને ઉત્તેજક હોય તો હાલ કરતાં વધારે જબરદસ્ત અને સાચું દેશાભિમાન આપણા દેશના અગ્રણીઓમાં આવે એમાં કાંઈ શક નથી.

હા, Denationalised થઈ ગયા છે તે ધર્માચારના સુધારામાં કેવળ radical હોઈને પોતે સંસાર બહાર પડ્યા હશે. એટલે હવે એને ને દેશને એ બાબતમાં તો કાંઈ લાગે કે વળગે એમ નથી. મૂએ સ્નાન આવે એમ પણ એક બીજાને રહ્યું નથી.

Political સુધારામાં એ વર્ગના સામેલ થાય છે, તો તે પણ પોતાના સ્વાર્થને માટે જ. એ તો એમ જાણે છે કે આ જંગલીઓ સ્વરાજ કે સ્વતંત્રતાને માટે લાયક નથી જ, પણ હું લાયક છું માટે ચાલ હું તેમને નામે તથા મદદથી તેમ થઈ બેસવાને પ્રયત્ન કરું. Civil Serviceની સામા જ આ વર્ગ

એક સંપે અને ખરા ખંતથી બોલે છે, અને તેમાં તેમનો જ સ્વાર્થ છે એ તો ખુલ્લું છે.

સંસ્કૃત શીખવાય છે એટલું સારું છે કે તેના યોગથી છેક Anglicised થઈ જતા નથી. પોતાના પૂર્વજોને માટે કાંઈ પણ માન ઉદય થાય છે. વિદ્યામાં તેમ જ શાસ્ત્રમાં અને ઉપયોગી કળાઓ તથા રાજનીતિમાં આર્યો એક્કા હતા એમ જ્યારે શાળાઓમાં શીખવાશે ત્યારે નિશ્ચય જે દેશાભિમાની પુરુષો નીવડશે તેને મુકાબલે જોઈએ તો હાલના આપણા દાદાભાઈ તથા રાનડે પણ દેશદ્રોહી જ લાગશે.

શિવરાત્રી, ૧૪-૨-૧૮૮૫

# દેશી પિંગળ

છંદનાં સ્વરૂપ સમજાવનારા શાસ્ત્રને પિંગળ કહે છે. સંસ્કૃતમાં પ્રથમ એ શાસ્ત્ર પિંગળ નામના નાગે રચ્યું, તે ઉપરથી તે આચાર્યનું નામ જ એ શાસ્ત્રવાચક થઈ પડયું છે. પિંગળ નાગે દર્શાવેલ છંદો સિવાય પાછળથી એ શાસ્ત્રમાં ઘણા છંદો વધારવામાં આવેલ છે, અને વ્રજભાષામાં તો મૂળ સંસ્કૃતમાં જણાવેલા જ નહિ એવા ઘણા છંદો લખાયા, તથા તે છંદોનું નિરાકરણ થયું, તો પણ તે વિષયના ગ્રંથો પિંગળ નામથી જ ઓળખાતા આવે છે.

કોઈ પણ પિંગળમાં જેનાં નામ શોધ્યાં ન જડે એવા ઘણી તરેહના પદ્યબંધ ગુજરાત પ્રાન્તમાં અસલથી આજ પર્યંત ચાલ્યા આવે છે એ કોઈને અજાણ્યું નથી. એ પદ્યબંધને દેશી*

---

* કેટલાએક લોકો પ્રેમાનંદ વગેરે વાર્તિક લખનાર જે ઢબનું પદ્યબંધન કરી ગયા છે તેને જ દેશી કહે છે, અને સંગીત કવિતાની રીતિને દેશી કહેવા ઇચ્છતા નથી. એ વિચારે તો ગરબી, ધોળ, પ્રભાતિયાં વગેરે જે અનેક દેશી રીતિઓ છે તેને દેશી કહી નહિ શકાય. અમારા મતે તો એ પ્રમાણે એ શબ્દનો સ્વાભાવિક અર્થ ખરો હોય તો અમે આ નિબંધમાં એને સાંકેતિક અર્થમાં વિસ્તીર્ણ રીતે વાપરીએ છીએ એમ જાણવું. પિંગળપ્રદર્શિત રીતિ વિના જેટલી રીતિ ગુજરાતમાં ચાલે છે તેને અમે દેશી કહીએ છીએ.

કહે છે, કેમકે બીજા પ્રાંતોમાંથી અથવા સંસ્કૃતમાંથી એ રીતો આવી નથી, પણ આપણા પ્રાંતોની ખાસ રીતિઓ છે. ગુજરાત પ્રાંતમાં આ પ્રમાણે છે એમ ન જાણવું. આખા હિંદુસ્તાનમાં બે તરેહના પદ્યબંધ ચાલે છે, એક સંસ્કૃત અને એક દેશી. દક્ષિણમાં ઓવી, અભંગ, કટાવ વગેરે ચાલે છે તે ત્યાંના દેશી પદ્યબંધ જ છે; અને વ્રજભાષામાં દોહરા, ચોપાઈ, છપય, કુંડળિયા, કવિત વગેરે ઘણી રીતિઓ ચાલે છે તે પણ ત્યાંની દેશી જ છે. માત્ર વ્રજભાષામાં કાવ્યશાસ્ત્ર વધારે ખેડાયાથી ત્યાંના પંડિતોએ દેશીઓનું પૃથક્કરણ કરીને તેના નિયમો બાંધ્યા, અને એમ સંસ્કાર પમાડી તેને છંદ એવા શાસ્ત્રીય નામે પિંગળમાં જગા આપી. ગુજરાતીની એકે દેશી હજી એવો સંસ્કાર પામી નથી. કદાપિ સોરઠો ગુજરાતમાંથી વ્રજ-પિંગળમાં ગયો હોય, તો પણ એને સંસ્કાર પમાડનાર તો બેશક વ્રજભૂમિ જ હશે.

ગુજરાતી કવિતા તો બધી દેશીમાં જ લખાઈ છે એમ કહેવામાં કાંઈ ઘણી અતિશયોક્તિ નથી. દયારામભાઈના વખત સુધી તો પ્રાચીન કાળથી ગુજરાતી કવિઓ દેશીમાં જ લખતા આવ્યા છે. માત્ર શામળ કવિએ જ વ્રજદેશના થોડાએક છંદ સર્વત્ર વાપર્યા, અને દેશીનો ત્યાગ કર્યો. એને અનુસરી બે ત્રણ કવિઓ કોઈ કોઈ વખત પરદેશી પદબંધન પોતાની કવિતામાં વાપરી ગયા છે. બાકીના બીજા તો ગરબી, ધોળ, કે બીજી જાતની દેશીમાં જ પોતાની વાણી પ્રકાશ કરી ગયા છે. હાલના વખતમાં છંદનો કાંઈ વધારે પ્રસાર થવા લાગ્યો છે ખરો. કવિ દલપતરામે પ્રથમ છંદનો શામળ કરતાં ઘણો વધારે ઉપયોગ કીધો, અને ઘણા માત્રામેળના તથા કેટલાએક અક્ષરછંદથી ગુજરાતીઓને જાણીતા કીધા. પછી નર્મદાશંકરે તો અક્ષરછંદનો મહિમા ઘણો જ ગજાવ્યો. એવામાં નર્મદાશંકર, દલપતરામ, અને હીરાચંદનાં પિંગળ બહાર પડ્યાં, અને છંદનું જોર મજબૂત પાયા ઉપર આવ્યું. એ સ્થિતિમાં સ્વાભાવિક રીતે દેશી લખનારાઓ હલકા ગણાવા લાગ્યા, અને છંદમાં લખવું એ કવિનું પરમ પુરુષાર્થ છે

એમ માનવામાં આવ્યું. તે છતાં પણ દેશીઓનું પ્રાબલ્ય બહુ ઓછું થયું એમ સમજવામાં બહુ ભૂલ છે. એ કદાપિ કોઈને આશ્ચર્ય જેવું લાગશે, પણ નિઃસંશય ખરું છે કે છંદનો એ પ્રમાણે ગુજરાતમાં અપૂર્વ પ્રચાર કરાવનારા કવિઓ નર્મદાશંકર અને દલપતરામની કવિતાનો પણ ઘણો ભાગ છંદમાં નથી, પણ દેશીઓમાં જ છે. એ બેઉની અજમાયશ ઉપરથી એ તો સિદ્ધ જ થઈ ચૂક્યું છે કે સંગીત કવિતામાં તો દેશીઓ જ રહેવાની. અને મોટા કાવ્યમાં અક્ષરછંદ બધે ફતેહમંદીથી ગુજરાતીમાં વાપરી શકાય એ વાત પણ અસંભવિત સરખી બધાને લાગે છે. અર્થાત્ દેશીઓ ગુજરાતીમાં ઘણી વપરાતી આવી છે, અને આગળ પણ વપરાવાની જ. વળી હાલ પ્રાચીન કવિતાનો અભ્યાસ નિશાળોમાં દાખલ થયો છે, અને તેથી કવિતાનાં બંધારણ જાણવાની ઘણી જરૂર છે. એ સઘળાં કારણોને લીધે એ દેશીઓનું પિંગળ રચાવું હાલ આવશ્યક થઈ રહ્યું છે.

આ બારીક વિષય ઉપર અમે થોડું લખવાનો વિચાર રાખીએ છીએ. આ જાતનો ગુજરાતી ભાષામાં પ્રથમ જ પ્રયત્ન થાય છે, અને તેથી આશા છે કે વિદ્વાન મિત્રો એનું ઉદાર દૃષ્ટિથી અવલોકન કરશે. કોઈ ભાષાનું પ્રથમ વ્યાકરણ રચવું એ કઠણ અને મહાભારત કામ છે. વ્યાકરણ રચનારને બોલાતી ભાષાનું ઘણું જ અવલોકન કરવું પડે છે, અને જો અવલોકન કરવામાં કાંઈ ખામી રહી જાય છે તો તે દોષ તેને આગળ નડ્યા વિના રહેતો નથી. જેમ દૂધમાંથી અતિ શ્રમે માખણ નીકળે છે તેમ ભાષામાંથી ભાષાના નિયમ ખેંચી કાઢતાં પરિશ્રમ અને બુદ્ધિબળનો બહુ જ ખરચ કરવો પડે છે. એ સઘળી મુશ્કેલીઓ પહેલા પિંગળકારને પણ નડે છે, અને એમાં વિશેષ એ કે તેને ઘણી જ શ્રવણશુદ્ધિ અને કાવ્યશાસ્ત્રની સ્વાભાવિક સમજ જોઈએ છે. જો તેનો કાન જરા પણ ભૂલ કરે તો તેની બધી રચના મિથ્યા જાય, અને જો તે છંદશાસ્ત્રના ઊંડા મર્મ સમજતો ન હોય તો દેશીઓની ખરી પદ્ધતિને ખોટી ગણી સ્વચ્છંદી નિયમ જ ગોઠવવા તત્પર થઈ જાય.

અમે જાણીએ છીએ કે ગુજરાતમાં છંદશાસ્ત્રનું જ્ઞાન ઘણું જ થોડું છે. તે છતાં જે બે ચાર વિદ્વાન મિત્રો એ વિષયમાં નિપુણ છે તેમને આર્જવપૂર્વક વિનંતિ કરીએ છીએ કે એ વિષયમાં જ્યાં પણ કાંઈ મતભેદ જેવું લાગે ત્યાં અમને સૂચવતાં આચકો ખાવો નહિ. અમારો હેતુ દેશીઓનું પૃથક્કરણ કરી ખરા નિયમ બાંધવાનો છે, મતભેદ ખેંચવાનો નથી.

દેશી પિંગળનો આરંભ કરવાની પૂર્વે પિંગળશાસ્ત્રનાં સામાન્ય મૂળતત્ત્વ સમજવાં જોઈએ. પિંગળના ગ્રંથોમાં એ શાસ્ત્રના વિશેષ નિયમો બહુ આપ્યા હોય છે, પણ સામાન્ય મૂળતત્ત્વને બિલકુલ છેડતા જ નથી. આ છંદમાં આટલી માત્રા, ગણ, તથા આ ઠેકાણે યતિ, અને આ છંદમાં આ પ્રમાણે, એ બહુ જ વિસ્તારથી લખ્યુ હોય છે, એટલે સુધી કે ગુજરાતીઓને મન પિંગળનો અર્થ નકામુ લાંબું કથન જ થઈ રહ્યો છે. પણ તેનાં કારણ લેશમાત્ર પણ આપતા નથી. પિંગળના મૂળ સમર્થ ગ્રંથકારો એ કારણોથી અજાણ્યા હતા એમ અમારો કહેવાનો હેતુ નથી, એથી ઊલટું તેઓએ કેટલાએક સૂક્ષ્મ નિયમો બાંધ્યા છે તે ઉપરથી સાફ લાગે છે કે તેઓ એ કારણ બરાબર જાણતા હતા, પણ આપણા સઘળા શાસ્ત્રોના ગ્રંથોની પેઠે પિંગળમાં બોધનશૈલી જ વાપરી છે, અને શોધનનો જરા પણ ઉપયોગ કીધો નથી, તેથી કારણોની સમજ તે સમજનારમાં જ રહી, અને પાછળથી તો ઘણા પિંગળપાઠી વેદપાઠીના જેવા જ વિવેકરહિત થયા.

પિંગળ એ પદ્યરચનાનું શાસ્ત્ર છે. ત્યારે પ્રથમ જ એ પ્રશ્ન ઊઠે છે કે પદ્ય એટલે શું? ઘણા લોકો પદ્ય ને કવિતામાં શો ભેદ છે તે ન સમજી તે બંનેને એકરૂપ ગણે છે, પણ ખરું જોઈએ તો દેહ અને આત્મા એ બે જેવી નિરાળી વસ્તુ છે, તેવી જ કવિતા પદ્યથી જુદી જ વસ્તુ છે. કવિતા અર્થમાં રહેલી છે, અને પદ્યરચના શબ્દના ધ્વનિમાં રહેલી છે. અજાણી પરભાષાના પદ્યની ખૂબી આપણે અનુભવી શકીએ, પણ તે ભાષા સારી પેઠે સમજ્યા સિવાય તેનો કવિતારસ ક્યારે પણ સમજવાનો નહિ. એ

વાત ખરી કે કવિતા અને પદ્ય બહુધા જોડે જ જોવામાં આવે છે, અને કવિતાનો સંપૂર્ણ સમાવેશ પદ્ય વિના બીજા રૂપમાં થઈ શકતો નથી, તો પણ એ નિરાળી વસ્તુઓ છે એ જાણવું બહુ અગત્યનું છે. પદ્ય કવિતા વિનાનું હોય, અને ગદ્યમાં કવિતારસ કેટલોએક તો ઘણીવાર આવી શકે છે.

પદ્ય જેમ એક બાજુએ કવિતાની હદમાં પેસી જાય છે, તેમ બીજી બાજુએ તે સંગીતની હદમાં જતું રહે છે. ઘણા લોકો ગાયન ને પદ્ય એકરૂપ જ ગણે છે અને ખરેખર એ બે વચ્ચેનો ભેદ તો ઘણો જ સૂક્ષ્મ છે. એ બન્ને એટલે પદ્યશાસ્ત્ર અને સંગીતશાસ્ત્રને અર્થની સાથે કામ નથી, પણ શબ્દના ધ્વનિ સાથે કામ છે. એ શબ્દમાધુર્યના નિયમોનાં શાસ્ત્ર છે, અને ખરું જોઈએ તો સંગીતશાસ્ત્રનો જ પદ્યશાસ્ત્ર એક વિષય છે. સંગીતશાસ્ત્રના બે વિષય છેઃ સ્વર અને તાલ; સ્વર એ સંગીતશાસ્ત્રનો ખાસ વિષય છે, અને તાલનું જ્ઞાન એ બન્નેમાં જોઈએ છે. હાલ આપણામાં જે કવિતા ગણાય છે તેમાં અવશ્ય કાંઈ સ્વરભેદ થાય છે ખરો, પણ તે એટલો નથી કે સંગીતશાસ્ત્રની ગણતરીમાં ગણવાજોગ કહેવાય. અને જેમ જેમ ભાષાઓ વધારે ખેડાતી જાય છે તેમ તેમ તેનું વલણ એ સ્વરભેદ દૂર કરવા તરફ છે. ઘણી ખેડાયલી ભાષાઓમાં, જેવી કે અંગ્રેજી, વ્રજ વગેરેમાં છંદ ગવાતા નથી પણ બોલાય છે. પંડિતકવિઓની ક્ષણે ક્ષણે અનેક રસમાં ઊડતી વાણીને ગાયનનો એક રસ ઉદ્દીપન કરવાને બદલે તેને પ્રતિકૂળ થઈ પડે છે, માટે પદ્યની વ્યાખ્યા એમ કરીએ તો ચાલે કે શબ્દના ઉચ્ચારણ સંબંધી સ્વરભેદ વિના બીજા કાંઈ નિયમો રાખીને જે રચના કીધી હોય તે પદ્ય. ગદ્યમાં શબ્દરચના અર્થ અને વ્યાકરણના નિયમને અનુસરીને જ કરવામાં આવે છે, પણ પદ્યમાં તે ઉપરાંત શબ્દના સ્વરૂપ ઉપર જ, અને તે સ્વરૂપના સંયોગે ઘડાતા શ્રવણમાધુર્ય ઉપર અવશ્ય ધ્યાન આપવામાં આવે છે.

દુનિયામાં પદ્યરચનાનાં બે ધોરણ જાણવામાં આવ્યાં છે. એ બે સિવાય બીજાં છે, પણ તે આ બેના પેટામાં જ મૂકી શકાય

છે. મુખ્ય તો એ રીત છે કે પદ્યની પ્રત્યેક લીટીના અમુક ભાગ પાડ્યા હોય તો તે દરેક ભાગને બોલતાં સરખો જ કાળ જાય. એ રીતે સરખો કાળ જવાથી ઉચ્ચારણ નિયમિત થાય છે, અને કાનને સ્વાભાવિક રીતે જ પ્રિય લાગે છે. એ પ્રત્યેક કડકો બોલતી વખતે કાંઈ ભાર મૂકવામાં આવે છે, અને એ કડકા સમાન કાળ અંતરે હારબંધ સ્વરનો કડકો લેતા લેતા હારબંધ ચાલ્યા જાય છે. કાંઈ વધારે બોલવાનું આવે છે ત્યારે એમ કહેવાય છે કે લીટી અથવા ચરણ પૂરું થયું. એવા ચરણના અમુક જૂથને છંદ કહે છે. ઘણુંકરીને આપણા દેશના છંદ ચાર ચરણના હોય છે. સંગીતકવિતા વિના ત્રણચરણી શ્લોક જોવામાં આવતો નથી, પણ બે ચરણી દોહરો અને છ ચરણી છપ્પો તો બધે પ્રસિદ્ધ છે.

ઉપર કહ્યું તે સિવાય બીજી રીત પદ્યરચનાની છે. પ્રથમની રીત તો આપણા દેશની સામાન્ય રીત છે એટલે ઉદાહરણ વિના પણ સમજાઈ હશે. તથાપિ આ રીતનું ઉદાહરણ વિના સ્પષ્ટીકરણ કરવું અશક્ય છે. અંગ્રેજી વગેરે કેટલીએક યુરોપિયન ભાષાઓમાં એ ચાલે છે. સંસ્કૃત, ગ્રીક, લૅટિન, સઘળી હિંદુસ્તાની પ્રાકૃત, અરબી વગેરે ઘણી પ્રાચીન અને અર્વાચીન ભાષાઓમાં પહેલી રીત ચાલે છે. એ બધાનાં પદ્ય સમકાળી વિભાગની ઉપર આધાર રાખે છે. પણ એ સમકાળી વિભાગ એ ભાષાઓમાં થઈ શકે કે જેના ઉચ્ચારણમાં હ્રસ્વદીર્ઘનો ભેદ ચોખ્ખો રહેલો છે. અંગ્રેજી ભાષામાં એ ભેદ ચોખ્ખો નથી, અને લિપિ તો એ ભેદ સમજતી જ નથી. ત્યારે એવી ભાષાઓએ પદ્યરચનાની બીજી યુક્તિ કાઢી છે, અથવા ખરું જોઈએ તો સંસ્કૃત, ગ્રીકમાં જે ઊંચી પદ્ધતિ ચાલતી હતી તેની સ્વસામર્થ્યને અનુકૂળ પડતી એક અપભ્રંશ રીત પકડી છે. એ બે ભાષાઓએ સમકાળી નિયમ સિવાય એક વધારે નિયમ સ્વીકાર્યો હતો. સમભાગમાં અક્ષરસંખ્યા પણ સરખી જ રાખતા હતા, કે તે ભાગ સઘળી રીતે સરખા જ થઈ જાય. એ વિશેષ નિયમ એ ભાષાઓએ રાખ્યો. પ્રત્યેક ભાગમાં જેમ ભાર મૂકવામાં આવતો હતો તેમ મૂકવાનું કાયમ રાખ્યું,

પણ સમકાળની વાત પોતાની અશક્તિ જાણી છોડી દીધી. એ રીત આપણને એવી નવી છે કે વખતે એમ પણ લાગે કે એમાં તે પદ્યપણું ક્યાં રહ્યું ? તોપણ એ રીતથીયે કેટલુંએક શબ્દમાધુર્ય સંપાદન થઈ શકે છે, અને કવિતારસનો ભાગ બેશક તે ઝીલવાને સમર્થ છે. ટૂંકામાં સમકાળ ભાગની, અને સમસંખ્યા વર્ણવાળા ભાગની એવી બે રીતિઓ પદ્યરચનાની છે.

હવે ગુજરાતી દેશીઓનું બંધારણ કઈ રીતિનું છે ? પહેલી કે બીજી ? એ જાણવું બહુ જ અગત્યનું છે, પણ એનો ઉત્તર કાંઈ અઘરો નથી. બીજી રીતિએ અક્ષરના સામ્ય ઉપર તો દેશીઓ નથી રચાઈ. એ તો જરા કોઈ મહેનત લઈને ગમે તે દેશીનું પૃથક્કરણ કરશે તો તેને ઝટ માલૂમ પડશે. એક લીટીમાં સોળ અક્ષર માલૂમ પડશે તો બીજીમાં ચૌદ, અને ત્રીજીમાં ૨૦, અને ચોથીમાં અઢાર. અક્ષરનો નિયમ છે જ નહિ. ત્યારે માત્રાનો નિયમ હોવો જોઈએ જ. કેમકે જો તે નિયમ પણ નહિ હોય તો તો એ પદ્ય જ નથી, અને જો પદ્ય જ નથી તો ગાંધર્વો જે સારંગી નરઘાં લઈ ગાય છે, અને ગુજરાતીઓ હરખથી સાંભળે છે તે બધું પશુથી પણ અધમ પ્રાણીના જેવો બેલ જ સમજવો.

આ ઠેકાણે અમારે એક વાત સંભારવી જોઈએ. પદ્યના નિયમ પાળવા અને મજૂરની માફક મહેનતે માત્રેમાત્રા મેળવી જવી એ બન્ને જુદી જ વાત છે. ખરા કવિને માત્રા ગણવી પડતી નથી, ને ગણતા નથી જ, અને જગતમાં જેટલા મોટા કવિઓ થઈ ગયા છે તેમની વાણી સ્વાભાવિક જ છે. જેમ ગદ્યનો કોઈ પણ સારો લખનારો લખતી વખતે વ્યાકરણ નિયમનો વિચાર કરતો નથી, પણ પોતાની કલમને ઉછાળાબંધ મનના વેગની પછાડી ફેંકતો ચાલ્યો જાય છે, તેમ કવિઓના મુખારવિંદમાંથી સરસ્વતી આપોઆપ ખળખળાટ ચાલી જ જાય છે, અને તે વખતે પિંગળશાસ્ત્રના બંધનમાં ચાલું છું એમ તેને લેશમાત્ર પણ માલૂમ પડતું નથી. એ ખરું કે એટલો સ્વચ્છંદ વેગ છતાં પિંગળશાસ્ત્રનું બંધન બરાબર જળવાય છે. પણ તે તો

સ્વાભાવિક રીતે જ તેનાથી થઈ જાય છે. જેમ સાધારણ લોકોથી બોલતાં અને વિદ્વાનોથી લખતાં વ્યાકરણનિયમ સહજ પળાઈ જાય છે, તેમ ખરા કવિની ઊભરાતી વાણીમાં સ્વાભાવિક જ પિંગળનિયમ રહેલા છે. ખરે, જો એ પિંગળનિયમ એ પ્રમાણે સ્વાભાવિક નહિ હોય તો પછી એ શાસ્ત્ર જ શેનું, અને એને માન્ય પણ કોણ કરે?

ઉપર કહ્યું તે પ્રમાણે ગુજરાતી કવિઓ સ્વાભાવિક જ કવિતા કરી ગયા છે, અને તેમાં કાંઈ નિયમ હોવા જ જોઈએ. પણ ફક્ત સ્વાભાવિક રીતે જ અને શાસ્ત્રની સહાયતાની સાથે થયેલાં કામમાં જે ફેર પડે છે તે બેશક અહીંયાં નજરે પડે છે. શાસ્ત્રના નિયમ જાણવાથી કળા સંપૂર્ણ થાય છે. ગદ્યનો લખનાર લખતી વખતે વ્યાકરણનિયમ ખોળીખોળીને લખતો નથી, તે છતાં વ્યાકરણજ્ઞાનથી તેનું લખાણ નિર્દોષ જ થાય છે. તેમ સ્વાભાવિક કવિઓ પિંગળ ન ભણ્યા હોય તો છૂટ વધારે લે, એટલે તે પોતાના ઉત્સાહમાં જે અક્ષર લઘુ બોલાતો હોય તેને ગુરુ કરે, અને ગુરુને લઘુ કરે અને તેને ખબર ન પડે કે હું આ ઠેકાણે છૂટ લઉં છું. તેનો કાન તો તેના ઉચ્ચારણ પ્રમાણે પદ તાલબંધ છે કે નહિ તે કહે, પણ જ્યાં તેનું ઉચ્ચારણ જ ભાષાના નિયમથી ઊલટું હોય તો ત્યાં તેને કાંઈ સહાય કરી શકતો નથી. ખરું કે એના ઉચ્ચારણ પ્રમાણે એ લીટી તાલબંધ જ છે, તથાપિ બીજા વાંચનારે જો ઉચ્ચારણ ભિન્ન કીધું તો તે ઝટ તૂટવાની. આ ઠેકાણે શાસ્ત્રનો અભ્યાસ ખપમાં આવે છે. એ પિંગળ જાણતો હોય તો સમજે કે આ ઠેકાણે દીર્ઘ ઉચ્ચારણ હું કરું છું, પણ ભાષામાં તો હ્રસ્વ છે જો. આટલું જ્ઞાન તેના ઉપર હમેશાં અંકુશરૂપ રહેવાનું, અને છૂટ લઉં છું એમ સમજ્યો કે તેને જેમ બને તેમ થોડી જ છૂટ લેવાનું મન થવાનું. સંસ્કૃત કવિઓ ઘણુંકરીને કાંઈ જ છૂટ લેતા નથી. વ્રજભાષાના કવિઓ ઈકાર ને ઉકારવાળા અક્ષર સિવાય બીજે ઠેકાણે થોડી જ લે છે, અને આપણા જૂના ગુર્જર કવિઓ તો સઘળા સ્વાભાવિક કવિ જ છે, એટલે મરજીમાં આવે ત્યાં અને મરજીમાં આવે તેટલી છૂટ લે છે. તે છતાં તેમનું લખાણ નિયમિત

છે એ તો નિઃસંશય જ, પણ ઉચ્ચારણની છૂટ ઘણી લીધી છે. સારા કવિઓમાં એ છૂટ પણ ઘણી નથી, અને જ્યાં છે ત્યાં રસમાં વધારો કરનારી છૂટ છે. પણ એ વિષય આગળ કાંઈક વિસ્તારથી આવશે.

૧૮૭૩

સ્વાભાવિક રીતે જ તેનાથી થઈ જાય છે. જેમ સાધારણ લોકોથી બોલતાં અને વિદ્વાનોથી લખતાં વ્યાકરણનિયમ સહજ પળાઈ જાય છે, તેમ ખરા કવિની ઊભરાતી વાણીમાં સ્વાભાવિક જ પિંગળનિયમ રહેલા છે. ખરે, જો એ પિંગળનિયમ એ પ્રમાણે સ્વાભાવિક નહિ હોય તો પછી એ શાસ્ત્ર જ શેનું, અને એને માન્ય પણ કોણ કરે?

ઉપર કહ્યું તે પ્રમાણે ગુજરાતી કવિઓ સ્વાભાવિક જ કવિતા કરી ગયા છે, અને તેમાં કાંઈ નિયમ હોવા જ જોઈએ. પણ ફક્ત સ્વાભાવિક રીતે જ અને શાસ્ત્રની સહાયતાની સાથે થયેલાં કામમાં જે ફેર પડે છે તે બેશક અહીંયાં નજરે પડે છે. શાસ્ત્રના નિયમ જાણવાથી કળા સંપૂર્ણ થાય છે. ગદ્યનો લખનાર લખતી વખતે વ્યાકરણનિયમ ખોળીખોળીને લખતો નથી, તે છતાં વ્યાકરણજ્ઞાનથી તેનું લખાણ નિર્દોષ જ થાય છે. તેમ સ્વાભાવિક કવિઓ પિંગળ ન ભણ્યા હોય તો છૂટ વધારે લે, એટલે તે પોતાના ઉત્સાહમાં જે અક્ષર લઘુ બોલાતો હોય તેને ગુરુ કરે, અને ગુરુને લઘુ કરે અને તેને ખબર ન પડે કે હું આ ઠેકાણે છૂટ લઉં છું. તેનો કાન તો તેના ઉચ્ચારણ પ્રમાણે પદ તાલબંધ છે કે નહિ તે કહે, પણ જ્યાં તેનું ઉચ્ચારણ જ ભાષાના નિયમથી ઊલટું હોય તો ત્યાં તેને કાંઈ સહાય કરી શકતો નથી. ખરું કે એના ઉચ્ચારણ પ્રમાણે એ લીટી તાલબંધ જ છે, તથાપિ બીજા વાંચનારે જો ઉચ્ચારણ ભિન્ન કીધું તો તે ઝટ તરવાની. આ ઠેકાણે શાસ્ત્રનો અભ્યાસ ખપમાં આવે છે. એ પિંગળ જાણતો હોય તો સમજે કે આ ઠેકાણે દીર્ઘ ઉચ્ચારણ હું કરું છું, પણ ભાષામાં તો હ્રસ્વ છે જો. આટલું જ્ઞાન તેના ઉપર હમેશાં અંકુશરૂપ રહેવાનું. અને છૂટ લઉં છું એમ સમજ્યો કે તેને જેમ બને તેમ થોડી જ છૂટ લેવાનું મન થવાનું. સંસ્કૃત કવિઓ ઘણુંકરીને કાંઈ જ છૂટ લેતા નથી. વ્રજભાષાના કવિઓ ઈકાર ને ઉકારવાળા અક્ષર સિવાય બીજે ઠેકાણે થોડી જ લે છે, અને આપણા જૂના ગુર્જર કવિઓ તો સઘળા સ્વાભાવિક કવિ જ છે, એટલે મરજીમાં આવે ત્યાં અને મરજીમાં આવે તેટલી છૂટ લે છે. તે છતાં તેમનું લખાણ નિયમિત

છે એ તો નિઃસંશય જ, પણ ઉચ્ચારણની છૂટ ઘણી લીધી છે. સારા કવિઓમાં એ છૂટ પણ ઘણી નથી, અને જ્યાં છે ત્યાં રસમાં વધારો કરનારી છૂટ છે. પણ એ વિષય આગળ કાંઈક વિસ્તારથી આવશે.

૧૮૭૩

સ્વાભાવિક રીતે જ તેનાથી થઈ જાય છે. જેમ સાધારણ લોકોથી બોલતાં અને વિદ્વાનોથી લખતાં વ્યાકરણનિયમ સહજ પળાઈ જાય છે, તેમ ખરા કવિની ઊભરાતી વાણીમાં સ્વાભાવિક જ પિંગળનિયમ રહેલા છે. ખરે, જો એ પિંગળનિયમ એ પ્રમાણે સ્વાભાવિક નહિ હોય તો પછી એ શાસ્ત્ર જ શેનું, અને એને માન્ય પણ કોણ કરે ?

ઉપર કહ્યું તે પ્રમાણે ગુજરાતી કવિઓ સ્વાભાવિક જ કવિતા કરી ગયા છે, અને તેમાં કાંઈ નિયમ હોવા જ જોઈએ. પણ ફક્ત સ્વાભાવિક રીતે જ અને શાસ્ત્રની સહાયતાની સાથે થયેલાં કામમાં જે ફેર પડે છે તે બેશક અહીંયાં નજરે પડે છે. શાસ્ત્રના નિયમ જાણવાથી કળા સંપૂર્ણ થાય છે. ગદ્યનો લખનાર લખતી વખતે વ્યાકરણનિયમ ખોળીખોળીને લખતો નથી, તે છતાં વ્યાકરણજ્ઞાનથી તેનું લખાણ નિર્દોષ જ થાય છે. તેમ સ્વાભાવિક કવિઓ પિંગળ ન ભણ્યા હોય તો છૂટ વધારે લે, એટલે તે પોતાના ઉત્સાહમાં જે અક્ષર લઘુ બોલાતો હોય તેને ગુરુ કરે, અને ગુરુને લઘુ કરે અને તેને ખબર ન પડે કે હું આ ઠેકાણે છૂટ લઉં છું. તેનો કાન તો તેના ઉચ્ચારણ પ્રમાણે પદ તાલબંધ છે કે નહિ તે કહે, પણ જ્યાં તેનું ઉચ્ચારણ જ ભાષાના નિયમથી ઊલટું હોય તો ત્યાં તેને કાંઈ સહાય કરી શકતો નથી. ખરું કે એના ઉચ્ચારણ પ્રમાણે એ લીટી તાલબંધ જ છે, તથાપિ બીજા વાંચનારે જો ઉચ્ચારણ ભિન્ન કીધું તો તે ઝટ તૂટવાની. આ ઠેકાણે શાસ્ત્રનો અભ્યાસ ખપમાં આવે છે. એ પિંગળ જાણતો હોય તો સમજે કે આ ઠેકાણે દીર્ઘ ઉચ્ચારણ હું કરું છું, પણ ભાષામાં તો હ્રસ્વ છે જો. આટલું જ્ઞાન તેના ઉપર હમેશાં અંકુશરૂપ રહેવાનું, અને છૂટ લઉં છું એમ સમજ્યો કે તેને જેમ બને તેમ થોડી જ છૂટ લેવાનું મન થવાનું. સંસ્કૃત કવિઓ ઘણુંકરીને કાંઈ જ છૂટ લેતા નથી. વ્રજભાષાના કવિઓ ઈકાર ને ઉકારવાળા અક્ષર સિવાય બીજે ઠેકાણે થોડી જ લે છે, અને આપણા જૂના ગુર્જર કવિઓ તો સઘળા સ્વાભાવિક કવિ જ છે, એટલે મરજીમાં આવે ત્યાં અને મરજીમાં આવે તેટલી છૂટ લે છે. તે છતાં તેમનું લખાણ નિયમિત

છે એ તો નિઃસંશય જ, પણ ઉચ્ચારણની છૂટ ઘણી લીધી છે. સારા કવિઓમાં એ છૂટ પણ ઘણી નથી, અને જ્યાં છે ત્યાં રસમાં વધારો કરનારી છૂટ છે. પણ એ વિષય આગળ કાંઈક વિસ્તારથી આવશે.

૧૯૭૩

સ્વાભાવિક રીતે જ તેનાથી થઈ જાય છે. જેમ સાધારણ લોકોથી બોલતાં અને વિદ્વાનોથી લખતાં વ્યાકરણનિયમ સહજ પળાઈ જાય છે, તેમ ખરા કવિની ઊભરાતી વાણીમાં સ્વાભાવિક જ પિંગળનિયમ રહેલા છે. ખરે, જો એ પિંગળનિયમ એ પ્રમાણે સ્વાભાવિક નહિ હોય તો પછી એ શાસ્ત્ર જ શેનું, અને એને માન્ય પણ કોણ કરે ?

ઉપર કહ્યું તે પ્રમાણે ગુજરાતી કવિઓ સ્વાભાવિક જ કવિતા કરી ગયા છે, અને તેમાં કાંઈ નિયમ હોવા જ જોઈએ. પણ ફક્ત સ્વાભાવિક રીતે જ અને શાસ્ત્રની સહાયતાની સાથે થયેલાં કામમાં જે ફેર પડે છે તે બેશક અહીંયાં નજરે પડે છે. શાસ્ત્રના નિયમ જાણવાથી કળા સંપૂર્ણ થાય છે. ગદ્યનો લખનાર લખતી વખતે વ્યાકરણનિયમ ખોળીખોળીને લખતો નથી, તે છતાં વ્યાકરણજ્ઞાનથી તેનું લખાણ નિર્દોષ જ થાય છે. તેમ સ્વાભાવિક કવિઓ પિંગળ ન ભણ્યા હોય તો છૂટ વધારે લે, એટલે તે પોતાના ઉત્સાહમાં જે અક્ષર લઘુ બોલાતો હોય તેને ગુરુ કરે, અને ગુરુને લઘુ કરે અને તેને ખબર ન પડે કે હું આ ઠેકાણે છૂટ લઉં છું. તેનો કાન તો તેના ઉચ્ચારણ પ્રમાણે પદ તાલબંધ છે કે નહિ તે કહે, પણ જ્યાં તેનું ઉચ્ચારણ જ ભાષાના નિયમથી ઊલટું હોય તો ત્યાં તેને કાંઈ સહાય કરી શકતો નથી. ખરું કે એના ઉચ્ચારણ પ્રમાણે એ લીટી તાલબંધ જ છે, તથાપિ બીજા વાંચનારે જો ઉચ્ચારણ ભિન્ન કીધું તો તે ઝટ તૂટવાની. આ ઠેકાણે શાસ્ત્રનો અભ્યાસ ખપમાં આવે છે. એ પિંગળ જાણતો હોય તો સમજે કે આ ઠેકાણે દીર્ઘ ઉચ્ચારણ હું કરું છું, પણ ભાષામાં તો હ્રસ્વ છે જો. આટલું જ્ઞાન તેના ઉપર હમેશાં અંકુશરૂપ રહેવાનું, અને છૂટ લઉં છું એમ સમજ્યો કે તેને જેમ બને તેમ થોડી જ છૂટ લેવાનું મન થવાનું. સંસ્કૃત કવિઓ ઘણુંકરીને કાંઈ જ છૂટ લેતા નથી. વ્રજભાષાના કવિઓ ઈકાર ને ઉકારવાળા અક્ષર સિવાય બીજે ઠેકાણે થોડી જ લે છે, અને આપણા જૂના ગુર્જર કવિઓ તો સઘળા સ્વાભાવિક કવિ જ છે, એટલે મરજીમાં આવે ત્યાં અને મરજીમાં આવે તેટલી છૂટ લે છે. તે છતાં તેમનું લખાણ નિયમિત

છે એ તો નિઃસંશય જ, પણ ઉચ્ચારણની છૂટ ઘણી લીધી છે. સારા કવિઓમાં એ છૂટ પણ ઘણી નથી, અને જ્યાં છે ત્યાં રસમાં વધારો કરનારી છૂટ છે. પણ એ વિષય આગળ કાંઈક વિસ્તારથી આવશે.

૧૮૭૩

# ઓથારિયો હડકવા—એક ચર્ચાપત્ર

શ્રી. ગુજરાત શાળાપત્રના અધિપતિ સાહેબ,

આપણામાં હાલ જે નવો ભયંકર રોગ ચોતરફ ફાટી નીકળ્યો છે તે જોઈ સઘળે ત્રાહે ત્રાહે થઈ રહ્યો છે. એથી તે આપડાં પોર્યાઓની, તેનાં સગાંવહાલાંની, અને છેવટે બધા દેશની એવી ખરાબી થાય છે કે આ રોગનો ઇલાજ કોઈએ શોધી કાઢવો જોઈએ. એ કામ મહા વિકટ છે, અને તે વેળાએ દેશનું સમસ્ત વૈદ્યમંડળ ભેળુ થઈ વિચાર કરે તો પણ તેનો પત્તો ન લાગે. પરંતુ પ્રયત્ન એ જ પુરુષનું કર્તવ્ય છે, તેથી મેં મારી અલ્પ જોગવાઈઓ પ્રમાણે એ રોગ સંબંધી જે કંઈ જૂજ તપાસો કરી છે તે નમ્રતાથી સર્વેની હજુરમાં રજૂ કરું છું, કે વખતે કોઈ અપૂર્વ બુદ્ધિશાળીને આ મહાવ્યાધિના નિદાનાદિકનો ખરો માર્ગ સૂઝી આવે.

ચિકિત્સા : જેમ શીળીનો ઉપદ્રવ બહુધા બાળકોને જ થાય છે તેમ આ રોગમાં કિશોરાવસ્થાવાળા જ સપડાઈ પડે છે. મૂછનો દોરો ફૂટવા માંડ્યો કે આ દુષ્ટ મરજની પૂરેપૂરી વકી રાખવી, અને જ્યાં સુધી તે બરોબર ભરચક ઊગી નથી, ત્યાં સુધી તે ચેપ લાગવાની દહેશત એક ક્ષણ પણ દૂર થતી નથી. એટલે, આ રોગથી સંભાળ રાખવાનો ખરેખરો વખત ૧૫ થી ૨૫ ની

ઉમર સુધીનો છે. વખતે એથી મોટાને અને એકાદ બે ડોસાને પણ આ રોગ ભયંકર રૂપમાં થયેલો સાંભળ્યો છે, તથાપિ તે માત્ર અપવાદ જ કહેવાય. કિશોરાવસ્થામાં તો શીળીની પેઠે એ રોગ હાલ સર્વને જ થતો માલૂમ પડે છે, અને તેથી જ લોકમાં આટલો બધો ગભરાટ ઊઠ્યો છે.

આ રોગનું પૂર્વ રૂપ બહુ જ ભૂલથાપ ખવડાવનારું છે. પ્રથમ તો બુદ્ધિ ને શરીરમાં ઘણી જ ચંચળતા દેખાય છે. કિંચિત્ જ્વર નાડીમાં તથા માથા પર રહે છે, તે કોઈના લક્ષમાં આવતો નથી. અંતઃકરણમાં કોહવાણ શરૂ થાય છે. તે તો કોઈના દીઠામાં શી રીતે આવે ? તેથી તેનાં માબાપ તથા મહેતાજી તો છોકરો ખૂબ ખીલવા લાગ્યો છે એમ સમજી રાજી રાજી થતા હોય છે. તે વેળા જ આ ભૂંડો રોગ તેના શરીરમાં ઘર ઘાલે છે. થોડા વખતમાં તે બાળકનો સ્વભાવ ખાટો ને તીખો થવા લાગે છે. બોલવું બહુ કમ થઈ જાય છે, અથવા બોલે છે તો તે મહા ધૂંધવાતું ને તિરસ્કારભર્યું. હજી પણ એના વાલીઓ ચેતી ડાહ્યા ઉપાયો કામે લગાડતા નથી તો પછી આ રોગ પોતાનું ભયંકર રૂપ એકાએક પ્રકટ કરે છે.

એકાએક દરદીની આંખો જતી રહે છે, અથવા યથાર્થતાથી બોલીએ તો એને એક એવો વિલક્ષણ નેત્રવિકાર થાય છે કે સૂક્ષ્મ-દર્શક ને દૂરબીનનાં વિરુદ્ધ ગુણો જ એની આંખમાં આવીને વસે છે. હવે એ પોતાના માબાપ, ગુરુ, વગેરે પ્રાણીમાત્રને માખી જેવડાં જ, અને પોતાને હાથી કરતાં પણ મોટો દેખે છે. હવેથી એ મદોન્મત્ત હાથીના જેવો જ જગતમાં નિરંકુશ ફરે છે, અને પ્રાચીન કાળના સર્વમાન્ય અદ્‌ભુત પ્રચંડાંગી પુરુષોનાં નામ સાંભળી ચિડાઈ ઊઠે છે કે " છિટ ! એ અલ્પ જંતુઓની મારી આગળ વાત ન કરો ! "

કેટલાક ધારે છે કે આ નેત્રવિકાર નથી, પણ ભેજાનો વરમ છે. એમ પણ હોય. એના આ સમેના બખાળા બેશક ગાંડા કરતાં પણ વધારે છે. પણ આ તો હજી એ રોગની પાશેરામાં પહેલી પૂણી છે. હજી તો આ રોગને બહુ તો સનેપાતજ કહી શકાય, પણ થોડા વખતમાં તે હડખવાનુ ત્રાસદાયક રૂપ ધારણ કરે છે.

હવે એ દરદીનું ડાચું ફાટેલું જ રહે છે, અને તેમાંથી ઝેરી મહા ગંધાતી લાળ નિરંતર વહ્યાં કરે છે. એની વાણી એવી બદલાઈ જાય છે કે તેનું બોલ્યું માણસમાં તો કોઈ પણ સમજતું જ નથી. પણ હડખવા સાથે ઘણામાં ઘણું મળતાપણું તો આ વાતમાં છે. જે કૂતરાને હડખવા હાલ્યો હોય છે તે જેમ પાણીનું પ્યાલું જોતાં મહા આક્રંદે ચડે છે, તેમ આ અભાગિયાની નજરે શાહીનો ખડિયો પડતાં જ એનો જીવ ભેઉથલ થઈ જાય છે. જેમ હડખાયેલું કૂતરું પાણીના શોષથી વ્યાકુળ ચોતરફ દોડયાં જ કરે છે. પણ તેને ગળે એક પણ ટીપું ઊતરી શકતું નથી, અને તેથી તે છેક બાવરું, ગાભરું, ને ગાંડું બની જાય છે, તેમજ આ બાપડા દરદીની અવસ્થા છે. આઠે પહોર જાગતાં ને ઊંઘતાં એના મનમાં નિરંતર એમ જ થયા કરે છે કે હું કંઈ લખું, હું કંઈ લખું, અને લખવા જાય છે ત્યારે એક પણ અક્ષર લખી શકાતો નથી. આ સમે એનો જે પરિતાપ, એના જે પછાડા, ને એની જે વેદના તે તમે જોઈ હોય તો નિશ્ચય એમ જ કહો કે એ કરતાં હડખાયલા કૂતરાની અવસ્થા સો દરજ્જે સારી છે.

ખડિયો દીઠો કે તેને એ ધાઈને બાઝે છે, અને પાસે કલમ તો મળે નહિ એટલે તેમાં દશે આંગળાં બોળી લખવાનું કરે છે. પણ જેના જીવનું જ ઠેકાણું નથી, તેના હાથપગ તે ધાર્યું શી રીતે કરી શકે? કાગળ ક્યાંના ક્યાં રહી જાય છે, અને એ પોતાના શરીર ઉપર જ લીટા પાડવા મંડે છે. કંઈક ભાન આવે છે ત્યારે ચિડાઈને શાહીનો શીસો જ કાગળ ઉપર છૂટો ફેંકે છે, અને પછી પાછો જે શાહીનાં ખાબડાં ભરાય છે તેમાં હાથ બોળી પરવશપણે આડાઅવળા જેમ આવે તેમ પોતાના મોં ઉપર જ ફેરવવા મંડી જાય છે. આ સમે એ ભાઈનું સ્વરૂપ આફ્રિકાના ઉરાંગઉટાંગથી પણ વધારે વિચિત્ર દેખાય છે, પરંતુ એને મન તો એ કોટિ-કંદર્પતુલ્ય છે.

સારું છે કે હજી લોકોના જોવામાં એની ચેષ્ટાઓ નથી: નહિ તો એને બેશક ગાંડાની ઇસ્પિતાલમાં તેઓ પુરાવ્યા વિના રહે નહિ. હજી તો ફક્ત બિચારા ઘરનાં કોઈક દેખે છે ને દાઝે

છે. તે બાપડાં તો જ્યારથી એણે અધવચ નિશાળ છોડી દીધી, કોઈનું કહ્યું માન્યું નહિ, અને ધંધારોજગારની વાત એ કાને ધરતો નથી એવું જાણ્યું, ત્યારથી જ ગંભીર દૈયાશોકમાં પડ્યાં છે. એની તરફના લાભની આશા તો તેમણે સઘળી જ છોડી દીધી છે, પણ એનું આગળ શું થશે એ ચિંતામાં ને ચિંતામાં તેઓ રાત દહાડો બળીને ખાખ થઈ જાય છે. પણ તેમની ક્યાં જરાયે દાઝ છે આ મદે ચડેલા હૃદયમૃત મૂર્ખાને? એનો આત્મા તો અહંપદમાં તલ્લીન થઈ ગયો છે. માબાપ કરોડોબંધ નિસાસા મૂકે છે, અને બાયડી પાછલી રાતનો દરરોજ એના નામનો છેડો વાળે છે, તે વેળા એ ભાઈ પોતાની લહેરમાં કેવો આનંદે છે તે હવે આપણે જોઈએ.

કે અંગ્રેજીમાં "ઓથર" શબ્દનો અર્થ ગ્રંથકર્તા થાય છે, અને "હું ઓથાર," "હું ઓથાર" એમ જે બરાડા પાડે છે તેની મતલબ તો એ છે કે હું મોટો ગ્રંથકર્તા થઈ ગયો. અંગ્રેજીમાં એમ અર્થ થતો હશે તેની હું ના કહી શકતો નથી, પણ આ છોકરા તેમ સમજીને બોલતા હોય એ તો મને જરા પણ સંભવિત લાગતું નથી, કારણ કે એમાંના ઘણા તો બાપજનમમાં અંગ્રેજીનો એકે અક્ષર ભણ્યા નથી એ હુ ખાતરીથી જાણું છું. સાધારણ લોકો તો, "હું ઓથાર," "હું ઓથાર," એવા તેમના બોલ સાંભળી એટલું જ કહે છે કે "હા બાપુ ખરું કહો છો. તમારા જેવા બીજા "ઓથાર" જગતમાં શોધ્યા ક્યાં જડવાના હતા?" આ જવાબ બેશક મશ્કરીનો છે, પણ પંચ ત્યા પરમેશ્વર એ ન્યાયે મને તો એ જ કારણ ખરું ભાસે છે. ગાંડાઈની પરિસીમા એ જ કે ગાંડાઈનું અભિમાન કરી ફુલાવું. એ વાત ખરી છે કે ગાંડાને પણ ગાડો કહેતાં મહા દુઃખ લાગે છે, પણ આ રોગનું એ જ વિશેષ છે, અને તે માટે જ આ ઓથારિયો હડખવા સઘળી ગાંડાઈમાં પરમ ગાંડાઈ ગણાય છે.

બસ! લો, આ કલમ ફેંકી દીધી! મરજી હશે તો બાકીનું હવે પછી, ને નહિ તો રામ રામ.

લિ. વૈદ્ય નિંર્દર્ભશંકર અનંદઘરના યથાયોગ વાંચવા

૧૮૮૩

# હિંદુસ્તાનમાં એક ભાષા

દરેક દેશનું પ્રાબલ્ય તેના ઐક્ય ઉપર આધાર રાખે છે, અને તે ઐક્ય ભાષા, જાતિ, ધર્મ, રીતભાત, અને રાજ્ય એક હોવાથી ઉત્પન્ન થાય છે; માટે દેશાભિમાની પુરુષોનું મન સ્વાભાવિક રીતે એ સાધનો તરફ જઈને તેમાં જે જે વાતની ન્યૂનતા માલૂમ પડે છે તે ટાળવાની વૃત્તિ પેદા કરે છે. આખા ભરતખંડમાં એક ભાષાની જરૂર છે એ બાબતમાં આપણા એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના શિરસ્તેદાર ગણપતરામ શાસ્ત્રીએ કેટલાક મહિના ઉપર ચોપાનિયાના આકારમાં એક કાગળ છપાવીને હિંદુસ્તાનના બધા ભાગમાં કેળવાયેલા ગૃહસ્થો ઉપર મોકલ્યો હતો.. એ વિચારને ઉત્તર હિંદુસ્તાનના ઘણાંખરાં વર્તમાનપત્રો તરફથી પુષ્ટિ મળી છે, પણ દિલગીરીની વાત છે કે આપણી તરફ તો બે ત્રણ પત્રવાળાએ જ એ વિચારને ઉલટથી ઝીલી લીધો, અને ખાનગી મંડળોમાં તો એની ચર્ચા ચાલી જ નહિ. હિંદુસ્તાનમાં ભાષાનું ઐક્ય જોવાને આ લખનાર ઘણાં વર્ષથી આતુર છે, અને એણે કેટલેક પ્રસંગે એ વિચાર જાહેરમાં પણ મૂક્યો છે, તેથી એ બહુ દિલગીર છે કે શાસ્ત્રીના આ સ્તુત્ય પ્રયત્નને ગુજરાતી ભાઈઓ તરફથી ઘટતું ઉત્તેજન હજી મળ્યું નથી. બધાએ એ વિચાર સ્વીકારી જ લેવો જોઈએ એમ કહેવાની મતલબ નથી, પણ એ વિષે ચર્ચા ચલાવવી

એ તો અમે તેમની ફરજ સમજીએ છીએ; માટે એ બાબત ચર્ચા ચાલે અને જે જે પૂર્વપક્ષ હોય તે વિષે જાહેર વાદ થાય એવા ઇરાદાથી આ બાબતને અમે છેડવાનો વિચાર કરીએ છીએ. જે જે વિદ્વાનને એ વિષય પર યોગ્ય ચર્ચા ચલાવવી હશે તેને આ પત્ર ખુશીની સાથે જગ્યા આપશે.

આપણો આ દેશ વિસ્તારમાં જોઈએ તો એક ખંડ જ છે. એમાં ઐક્યનાં સાધનો એકઠાં થવાં બહુ જ દુર્લભ, તથાપિ ઈશ્વરકૃપાથી કેટલેક દરજ્જે બધા છે, અને તે શુભ કારણને લીધે જ એ એક દેશ કહેવાય છે. ખરે, આપણા દેશનું સમૃદ્ધિબળ જેમ હજી કેવળ અપ્રફુલ્લિત જ છે તેમ આપણી જનૈક્યશક્તિઓ પણ આપણા અજ્ઞાન તથા દુર્દૈવને યોગે દટાઈ જ રહેલી છે. બાકી ભરતખંડ તે ખરેખરો ઈશ્વરનો કૃપાપાત્ર જ દેશ છે. એમાં સઘળા પ્રકારની ઉત્કૃષ્ટતા મેળવવાનાં બીજ છે. આપણને એ બધાં બીજને યોગ્ય રીતે સિંચન કરતાં નથી આવડ્યું, અને તેથી આપણે નિર્માણ કરેલી પૂર્ણતાને પામી શક્યા નથી. હવે બીજી વાત આવી મૂકી આપણામાં ઐક્યનાં કેટલાં સાધનો છે તે જોઈએ. આ દેશનો ઘણો ભાગ ધર્મ અને જાતિમાં તો એક છે જ, અને એ ઐક્ય એટલું બળવાન છે કે તે મોટામાં મોટા બળાત્કારની સામે થઈ શક્યું છે. પ્રાન્ત પરત્વે રીતભાતમાં કેટલોએક ફેર છે પણ તે ઘણો નથી. એક બંગાળી ગુજરાતીથી રીતભાતમાં જુદો છે તે કરતાં તેને મળતો વધારે છે. હિંદુસ્તાનના અર્વાચીન ઇતિહાસનું આપણે સારશોધન કરીશું તો માલૂમ પડશે કે સઘળા ઐતિહાસિક પ્રસંગોનું વલણ રાજ્યનું ઐક્ય કરવા તરફ હતું. વિક્રમાદિત્ય ચક્રવર્તી રાજાઓના વખતમાં આ દેશ પૂર્વે સઘળા પ્રકારના ઐક્યથી ઝળકી રહ્યો હતો, અને તે ઐક્યના પ્રમાણમાં જ તે સમયની સ્થિતિ દેશાભિમાનીને સંપૂર્ણ સંતોષ પમાડે એવી હતી. પાછળથી ઐક્ય તૂટવા લાગ્યું અને પડતી આવી. મુસલમાનોના આવ્યા પહેલાં તો દેશની અંદરની અવસ્થા એવી થઈ ગઈ હતી કે પરદેશી રાજ્યના દારુણ ઔષધનું સેંકડો વર્ષ સેવન કર્યા સિવાય તે રોગ કદી મટે નહિ એવું થઈ રહ્યું હતું. મુસલમાનો આવ્યા અને રાજ્યનું ઐક્ય

થવા લાગ્યુ. ઔરંગઝેબના રાજ્યમાં એ ઐક્ય સંપૂર્ણ થઈ રહ્યું પણ એ વિપવત્ ઔષધે ભરતખંડના અંગમાં બીજી એટલી ખરાબી પેદા કીધી હતી કે તેને તે અવસ્થામાં છૂટો મૂકવો એ જગતના દયાળુ નિયંતાની નજરમાં લાભકારક લાગ્યું નહિ. મરેઠાઓની વર્તણૂક અને શક્તિ આ વિચારને પુષ્ટિ આપે છે. હજી બીજા પણ જુદી જ ખાસિયતના પરદેશી રાજ્યની જરૂર હતી. તે રાજ્ય એટલે અંગ્રેજી રાજ્ય આવ્યું, અને જાણે વગર મહેનતે જ મુગલાઈની ખાલી ગાદીએ બેસી ગયું. હાલ કદાપિ એ રાજ્ય ઔરંગઝેબના જેવડું વિસ્તારમાં નથી, પણ જે સુખ, જે કેળવણી અને જે સગવડોને માટે રાજ્યનું ઐક્ય હોવું જોઈએ તે આ રાજ્યમાં કોઈ વખત પણ અત્રે થયાં હોય તેના કરતાં વધારે છે. આખી પૃથ્વીનું પણ ઐક્ય કરવાને સમર્થ એવા જે પરમેશ્વરના બે દૂત અગ્નિરથ અને વિદ્યુત્પ્રવાહ તે અહીંયાં આવી પહોંચ્યા છે, અને સ્થાયી નિવાસ કરવાનું મન દેખાડે છે. ઓ પ્રભુ! ધન્ય છે તારી અગમ્ય કળાને! ભરતખંડ, તું જાગૃત થા, અને તને પાછો સજીવન કરવાને કૃપાનિધાન જે ઉપચાર યોજે છે તે સમજ.

ઉપર પ્રમાણે ધર્મ, જાતિ, રીતભાત અને રાજ્યના ઐક્યની વાત કરી, પણ એટલું જાણવું જોઈએ કે ધર્મ, જાતિ, અને રીતભાતનું ઐક્ય આજકાલ પચાસ વર્ષ ઉપર હતું તેના કરતાં નબળું પડયું છે, અને આગળ વધારે નબળું પડવાનાં ચિહ્ન દેખાય છે. એ ત્રણે બાબતમાં મોટાં બે તડાં પડી જવાનો દિવસ પાસે જણાય છે. જે ધર્માભિમાન મુસલમાનની તરવારથી ન ડર્યો તે અંગ્રેજી કલમ આગળ નીચું જોઈ રહ્યા છે, એ તો સર્વેના જોવામાં આવે છે. જાતિનું અભિમાન કદાપિ હાલ વધારે ઊંડું ચયુ હશે, તોપણ પહેલાં જેટલું મસ્ત નથી. પણ તેમ દેશીપણાનો ભાવ હાલ નિરાળે રૂપે બહાર પડયો છે, અને તે દિન પર દિન વૃદ્ધિ પામશે એવો સંભવ છે; માટે બધી વાતનો હિસાબ ગણતાં એમ લાગે છે કે ઐક્યનાં સાધનો આપણામાં હાલ કાંઈ ઓછાં થયાં નથી. આગળ જ્યારે બે તડાં મોટાં બંધાઈ જાય (તે બંધાઈ તો જશે જ અને બંધાઈ જવાં જ જોઈએ.)

ત્યારે કેમ થશે એ ધારવું ત્રાસદાયક છે; પણ કાળની ગતિ અકળ છે, અને કોણે જાણ્યું કે નવા વિચારના બળવાન પક્ષ આગળ પેલું જૂના વિચારનું તડું નરમ પડી શરમાઈને તેનામાં મોડુંવહેલું ભળી જવાનું નહિ કરે? ઇતિહાસની ફિલસૂફી તો એમ આશા આપે છે, અને દેશની વૃદ્ધિમાં સૈકાં તો માત્ર દિવસ જેવાં છે, એ સિદ્ધાંતને આપણે શાંત ચિત્તે શરણ થવું જોઈએ.

હવે ભાષાનું ઐક્ય કેટલું હતું, હાલ કેટલું છે, આગળ કેટલું થઈ શકશે એ વિષય ઉપર આપણે આવી પહોંચ્યા. ઘણા જૂના વખતમાં બધે આર્ય લોકો સંસ્કૃત ભાષા બોલતા હતા. પણ એ ઐક્ય ઘણા વરસ નભ્યુ હોય એમ લાગતું નથી, કેમકે વેદની કેટલીએક શાખાઓમાં પણ 'ય' નો 'જ,' 'ષ' નો 'ખ' વગેરે પ્રાકૃત ઉચ્ચારણો પેઠેલાં માલૂમ પડે છે. જલદીથી જ સ્ત્રીઓ અને નીચ વર્ણના લોકો સંસ્કૃત બોલવું ભૂલી ગયા, અને તેને અશુદ્ધરૂપે બોલવા લાગ્યા. તોપણ ખરું કહીએ તો એ સમે દેશભાષા તો સંસ્કૃત જ હતી. માત્ર અભણ લોકોમાં જુદે જુદે રૂપે બોલાતી હતી, જેમ હાલ અંગ્રેજી ભાષા ઇંગ્લંડના જુદા જુદા પરગણામાં બોલાય છે તેમ જ. એમાં એ ફેર ખરો કે ઇંગ્લંડમાં કુલીન સ્ત્રીઓ શુદ્ધ બોલે છે અને આપણા દેશમાં તે સમયે એમ હતું નહિ. એ જ એ ભાષાના મૃત્યુનું ચિહ્ન હતું. થોડા વખત પછી બ્રાહ્મણ પણ પોતાના સંસારવ્યવહારમાં પ્રાકૃત બોલવા લાગ્યા. આ વેળા પ્રાન્ત પરત્વે અપભ્રંશ રૂપો જુદાં જુદાં થઈ ગયાં હતાં ખરાં, તોપણ મળતાપણું ઘણું હતું, અને અશોકના વખતમાં ઉત્તર હિંદુસ્તાનમાં તો ઘણું કરીને એકસરખી જ ભાષા બોલાતી હતી એમ ધારવાનાં કારણો છે. પછીથી ધીમે ધીમે પ્રાકૃત ભાષાઓમાં ફેર પડવા લાગ્યો, અને મુસલમાન આવ્યા તે વખતે તો પ્રાન્ત પ્રાન્તની નિરાળી ભાષા થઈ ગઈ હતી, તોપણ વ્રજભાષા કેટલેક દરજ્જે દેશભાષા ત્યારે હતી એમ લાગે છે. મુસલમાનોના આવ્યાથી સઘળી ભાષાઓમાં કાંઈ કાંઈ ફેરફાર થવા લાગ્યો, અને દિલ્લીની આસપાસના ગામોમાં તો મિશ્રણથી એક નવી જ ભાષા ઉત્પન્ન થઈ. પ્રથમ એ મુસલમાનોની છાવણીમાં બોલાતી હતી માટે તેનું નામ ઉર્દૂ પડ્યું. અકબરના વખતમા એ

ભાષા હયાતીમાં આવી એમ ધરાય છે. સંસ્કૃત ભાષા જે આજ પર્યંત લોકોપયોગમાંથી બંધ પડી છતાં રાજકારભારમાં સર્વત્ર વપરાતી હતી તેનું જોર ધીમે ધીમે નરમ પડવા લાગ્યું, અને મુગલાઈના પાછલા વખતમાં તો તે માત્ર ધર્મના કામકાજમાં કાયમ રહી. સઘળો સંસારી વ્યવહાર પોતપોતાની પ્રાકૃત ભાષામાં ચાલવા લાગ્યો. એ અરસામાં બધી પ્રાકૃત ભાષાઓ ભાષારૂપે ખરેખરી બહાર પડવા લાગી એમ કહીએ તો ચાલે, કેમકે હવે તેનું કવિ વગેરે વિદ્વાનોથી ખેડાણ થવા લાગ્યું. ઘણાંખરાં ગુજરાતી મરાઠી વગેરે ભાષાઓનાં પુસ્તકો એ વખતથી જ સારા પાયા પર રચાવા લાગ્યાં. વ્રજભાષા તો પ્રથમથી જ ખેડાતી હતી એ ઉપર જણાવ્યું છે. હમણાં તેનામાં વિકાર થવા લાગ્યો. શાહજહાનને અર્પણ કીધેલા સુદરશૃંગાર અને કેશવદાસની ભાષામાં આસમાન જમીનનો ફેર માલૂમ પડે છે, તો પછી પાછળના વખતનું શું કહેવું ? ધીમે ધીમે વ્રજભાષા ઉર્દૂમાં ભળી જવા લાગી, અને હાલ તે હિંદી નામે ઓળખાય છે. તેમાં અને ઉર્દૂમાં થોડો જ ફેર છે. એ બન્ને હિંદુસ્તાની કહેવાય છે. એ હિંદુસ્તાનીનું જોર મુગલાઈ વખતમાં ઘણું જ વધ્યુ. જ્યાં જ્યાં એમનું રાજ્ય થયુ ત્યાં ત્યાં એ ભાષા સમજાવા અને બોલાવા લાગી, એટલે આખા હિંદુસ્તાનમાં એ ભાષા ફેલાઈ ગઈ. મોગલનું રાજય તેની ચડતી કળામાં આખા દેશ ઉપર છાઇ વળ્યુ હતું. પાછળથી એ રાજ્ય તો ગયુ પણ ભાષાનો અમલ કાયમ રહી ગયો.

ઉપર કહ્યું તે પ્રમાણે જ્યારે અંગ્રેજ સરકારનું બધા મુલકમાં રાજય થયુ, અને તેને ચાળીસ પચાસ વરસ કરતાં વધારે વખત થયો નથી, ત્યારે જનભાષા હિંદુસ્તાની હતી, અથવા જનભાષા નહિ તોપણ તે એવી ભાષા તો હતી કે હિંદુસ્તાનના ઘણા ભાગના બધા લોકો સમજી શકતા અને ભાગીતૂટી બોલી પણ જાણતા. બેશક અંગ્રેજી રાજયથી એ ભાષાનો વધારો તો બિલકુલ અટકી ગયો, અને તેનુ જોર કાંઈક નરમ પડવા લાગ્યું, તોપણ ભાષા સંબંધી ઐકયની તપાસ કરનારને બરાબર તોલ કરવાની જરૂર છે કે હાલ હિંદુસ્તાનીનું કેટલું જોર ઓછું થઈ ગયું છે. ઉત્તર હિંદુસ્તાનમાં એટલે નર્મદા નદીના ઉત્તરના બધા દેશોમાં તો બેશક

બધે એ હજુ બરાબર સમજાય છે, અને દક્ષિણમાં પણ મુસાફરોની ભાષા એ જ છે એમ સારી સત્તાથી અમારા જાણવામાં આવ્યું છે. ગાયનમાં તો એ ભાષાનો અમલ હજી બધે સંપૂર્ણ રીતે ચાલે છે, અને આપણા ગુજરાતમાં પણ ઘણા એવા છે કે તેના કાનને હિંદુસ્તાની સિવાય બીજી કોઈ પણ ભાષામાં કવિત સવૈયા સાંભળવા ગમતા નથી. જૂના કવિવર્ગમાં તો હિંદુસ્તાની ફક્ત ભાષા એ જ નામથી ઓળખાય છે. હાલ હિંદુસ્તાનમાં મુસાફરી કરવી હોય તો હિંદુસ્તાની ભાષા જાણવી અવશ્યની છે. એ જ કારણને લીધે વેરાગીઓ બધા એ ભાષા બોલે છે અને પોતાની કવિતા એ ભાષામાં કરે છે. માટે આજ પર્યંત હિંદુસ્તાની જનભાષા નહિ તોપણ યુરોપમાં જેવી ફ્રેંચ ભાષા છે તેવી એ આપણા દેશમાં છે એમ કહ્યા વિના ચાલતું નથી. પણ આગળ એ એમ રહેશે કે કેમ એ મોટો સવાલ છે, અને જો નહિ રહે તો તેની જગા કોઈથી પૂરી પડશે કે નહિ તેનો પણ વિચાર કરવો જોઈએ. જો વખતને પોતાનું કામ કરવા દઈએ અને આપણે આપણી તરફથી કાંઈ પણ ન કરીએ, તો અમને તો લાગે છે કે જતે દહાડે પ્રાન્ત પ્રાન્તની ભાષા કેવળ જુદી થઈ જશે, અને આ એક દેશના ભાષાની બાબતમાં તૂટીને ઘણા કકડા થઈ જશે. એમ થવાનું એક બીજું મોટું કારણ છે. પ્રાન્ત પ્રાન્તની ભાષા હાલ બહુ જ છૂટી છૂટી ખેડાવા લાગી છે, અને તેથી થોડાં વર્ષમાં પૃથક્પૃથક વૃદ્ધિથી એવાં રૂપ થઈ જશે કે તેઓ વચ્ચે હાલ છે તે કરતાં સોગણો તફાવત પડી જશે. હાલ જેવી મરાઠી કે હિંદુસ્તાની શીખવી સહેલી લાગે છે તેવી થોડાં વરસ પછી નહિ લાગે. મુસાફરને એક પ્રાન્તથી બીજા પ્રાંન્તમાં જતાં કોઈ સામાન્ય ભાષા નહિ મળે, અને જે વિદ્વાનને પોતાના દેશમાં કયાં કયાં પુસ્તકો લખાયાં છે કે લખાય છે તે જાણવાની ઇચ્છા હશે તેને હિંદુસ્તાનની બધી ભાષા શીખવી પડશે, અને તે શીખતાં બહુ જ મહેનત પડશે. થોડાથી જ એમ થઈ શકશે. અને એમ થયુ કે આપણે એક જાતના, એક ધર્મના, અને એક રાજ્યના હિંદુભાઈઓ એક બીજાથી વિદ્યાની બાબતમાં બહુ જ વખૂટાં પડી જઈશું. અને જ્યારે વિદ્યાની બાબતમાં ઐક્ય તૂટયું ત્યારે પછી

કઈ જાતનું ઐક્ય રહેવાનું હતું? અને રહ્યું તો પણ તે શા અર્થે આવનાર છે? પછી તો હિંદુસ્તાન દેશ મટીને અંગ્રેજોના હાથ નીચેના એશિયાના પ્રાન્તો એ નામે જ ઓળખાવા લાયક થશે!

આ જે અમે ભયાનક ચિત્ર આપ્યું તે અમારી કલ્પનાનું કાંઈ નથી, પણ સઘળા ખરા વિદ્વાનો (દેશી કે યુરોપિયન) તેનાથી સારી પેઠે જાણીતા છે. તેઓની તરફથી એ બાબત કાંઈ કાળજી જોવામાં આવતી નથી, તેનું કારણ એ છે કે કેટલાએક સમજે છે કે જતે દહાડે અંગ્રેજી દેશભાષા થશે. એ વાત અમને તો કોઈ પ્રકારે સંભવિત લાગતી નથી. કદાપિ વિદ્વાનોની એ ભાષા થાય, પણ ઘરમાં તો કદી પણ એ બોલાય એવો દહાડો આવે એ અસારાથી મનાતું નથી. પણ અમે અમારી કલમ અહીંયાંથી જ અટકાવીએ છીએ અને પૂર્વપક્ષની રાહ જોઈએ છીએ. દેશમાં એક ભાષા હોય તો સારું એ તો કોઈ પણ ના કહેતું નથી, પણ કેમ થાય એ વાતની તકરાર છે. કેટલાક એમ માને છે કે અંગ્રેજી થવામાં લાભ છે અને તે થવાનાં ચિહ્ન જણાય છે. એ વિચાર ઘણું કરીને પરદેશીઓનો છે. દેશીમાંના ઘણાખરા તો એ બાબત સમજતા નથી, અથવા તેની કાંઈ કાળજી રાખતા નથી. જેઓને એ બાબત સમજાય છે તેમાંનાં ઘણાખરા તો હિંદુસ્તાનીને જ દેશભાષા થયેલી જોવાને ઇચ્છે છે. પણ વળી અહીંયાં બે પક્ષ છે. કેટલાક એમ સમજે છે કે એ વાત ઇચ્છવાયોગ્ય છે, પણ થઈ શકે એવી નથી. સામા પક્ષના એમ કહે છે કે એ નાહિંમતના બોલ છે. આગ્રહ ને સંપના મોઢા આગળ કાંઈ અશક્ય નથી, અને હિંદુસ્તાની જ હિંદુસ્તાનની ભાષા કરવી એના જેવું કંઈ સહેલું નથી.

આ પ્રમાણે આ તકરારનું સ્વરૂપ ગુજરાતી ભાઈઓની આગળ મૂકી અમે તેમને એ વિષય પર ગંભીરાઈથી વિચાર કરવાની ભલામણ કરીએ છીએ, અને ફરીથી કહીએ છીએ કે એ બાબત ચર્ચા ચાલેલી જોવાને અમે ઘણા આતુર છીએ.

૧૮૭૧

# એક લિપિ*

આ નાટક બધુ રણછોડભાઈએ બાળબોધ અક્ષરે છપાવ્યું છે. એ બાબત અમે એમના વિચાર સાથે બિલકુલ મળતા છીએ. દેશના ઐક્યમાં ભાષા એ એક મુખ્ય તત્ત્વ છે. એક ભાષા બોલનારાઓમાં પરસ્પર પ્રીતિ અને સંપ વધારે રહે છે, અને એક ભાષા વિદ્યાવૃદ્ધિનું મોટુ સાધન છે એ તો ખુલ્લું જ છે. ઘણા વખત સુધી સંસ્કૃત બોલાતી બંધ પડી હતી, તોપણ તે દેશભાષાનું કામ કરતી હતી, અને મુસલમાન રાજના પાછલા ભાગમાં હિંદુસ્તાની અથવા ઉર્દૂ એ માનભરેલી પદવીએ પહોંચી હતી. આજ પણ ઉર્દૂ ભાષા ઘણુંકરીને હિંદુસ્તાનના બધા ભાગમાં થોડીઘણી બોલાય છે અને સમજાય છે. એ કારણને લીધે કેટલાએક દીર્ઘદૃષ્ટિવાળા દેશહિતેચ્છુઓનો વિચાર એને જ દેશભાષા ગણી ઉત્તેજન આપવાનો થાય છે, તો તે વખત આખા દેશને માન્ય એવી જે દેવનાગરી લિપિ તેમાં ગુજરાતી પુસ્તકો છપાવવાની વાત કોણ નહિ કબૂલ કરે? દક્ષિણીઓએ તો એ શુભ રીત અસલથી જ પોતાનામાં દાખલ કીધી છે. એનો લાભ એ થયો છે કે મરાઠી પુસ્તકો ગુજરાતમાં ઉપલા વર્ગના લોકોમાં

---

* સ્વ. રણછોડભાઈ ઉદયરામકૃત હરિશ્ચન્દ્ર નાટકના અધૂરા રહી ગયેલા વિવેચનમાંથી

વંચાય છે, અને તેમાંથી આપણામાં ભાષાંતર પણ કેટલાએકનાં થયાં છે. દક્ષિણની એકે લાયબ્રેરીમાં એક પણ ગુજરાતી પુસ્તક નહિ હોય, અને તેથી ઊલટું આ પ્રાંતમાં મરાઠી ચોપડીઓ કેકાણે કેકાણે જોવામાં આવે છે. આમ થવાનું મુખ્ય કારણ ગુજરાતી લિપિ છે. આપણામાં અસલ વિદ્યાના કામમાં બાળબોધ અક્ષર ચાલતા હતા. અને જૂની રીતિ પ્રમાણે વર્તનારાઓમાં હજી તે જ ચાલે છે. બોર્ડના વખતમાં પણ સરકારી પુસ્તકો બાળબોધમાં છપાતાં હતાં. પણ ત્યાર પછી એકાએક ગુજરાતી લિપિ આગળ પડી, અને હમણાં તો બાળબોધમાં છપાવવું એટલું અસાધારણ થઈ પડયું છે કે રણછોડભાઈને પોતાનો બચાવ કરવા સારુ પ્રસ્તાવનાનાં આશરે બે પાનાં રોકવાં પડયાં છે. જે લિપિ હિંદુસ્તાનના બધા ભાગમાં વંચાઈ શકે છે તે ગુજરાતીઓ બરાબર વાંચી શકતા નથી એમ હોય તો ગુજરાતીઓને ભારે શરમ છે. ગુજરાતી લિપિને હજી પણ જૂના લોકો વાણિયાઈ અક્ષર કહે છે તે ખરું જ છે. એ વેપારીઓની અથવા વ્યવહારમાં વાપરવાની જ લિપિ છે. શાસ્ત્રીય અક્ષર જેને વાંચતાં ન આવડે તેને હીંગ તોળવા કરતાં બીજું કાંઈ નથી આવડતું એ નિશ્ચય જાણવું. નવી વાચનમાળાએ વાણિયાઈ અક્ષરને બહુ આગળ પાડયા છે ખરા, તો પણ તેમાં શાસ્ત્રીય અક્ષર શીખવવાની ઘટતી ગોઠવણો કીધી છે. તેથી દેવનાગરી લિપિ વાપરવામાં કોઈ જાતની પણ હરકત જણાતી નથી. અને ખરું કહીએ તો જે લોકો એ અક્ષર વાંચી શકતા નથી તેઓ ઊંચાં ગુજરાતી પુસ્તકોની મતલબ સમજવાને પણ થોડા જ શક્તિમાન છે. સઘળી વાતનો વિચાર કરતાં અમારો તો એ પક્કો નિશ્ચય છે કે લખવામાં ગુજરાતી અને છાપવામાં બાળબોધ અક્ષર આપણે વાપરવા જોઈએ. એમાં કશી તરેહનું નુકસાન નથી, ને ફાયદા ઘણા છે. ભાષાનું ઐક્ય તો થવાનું હશે ત્યારે થશે. પણ લિપિનું ઐક્ય તો સહેજે બની શકે એવું છે માટે આપણે શા માટે ન કરવું જોઈએ?

# શું સંસ્કૃત ભાષા કોઈ સમે બોલાતી હશે ?

આ મથાળું વાંચીને ઘણા વાંચનાર ચમકશે અને પૂછશે કે વળી એ વાતમાં સંદેહ શો છે ? અમે એમ ચમકાવવાને માટે જ એ પ્રમાણે મથાળું કીધું છે. કેમકે આશ્ચર્ય એ જ કોઈ વિષય ઉપર ધ્યાન ખેંચવાનો પ્રથમ માર્ગ છે.

યુરોપના સંસ્કૃત પંડિતો એ ભાષાના વૈદિક (Vedic) અને સંસ્કાર પામેલી (classical) એવા બે ભાગ પાડે છે. આપણા શાસ્ત્રીઓમાં એ બે ભાગના મહાસંસ્કૃત અને સંસ્કૃત એવાં નામ પ્રસિદ્ધ છે. મહાસંસ્કૃત તે વેદની ભાષા. હવે મહાસંસ્કૃત જેના ઉપરથી અથવા જેની પણ મૂળ માતા ઉપરથી આર્ય વર્ગની સઘળી ભાષાઓ નીકળી છે, તે બોલાતી હતી એ વાત તો નિ:સંશય ખરી જ છે, પણ સંસ્કૃત એટલે નવું સંસ્કૃત બોલાતું હશે એ વાત ઉપર શક લઈ જવા ચાહીએ તો તેમ બની શકે એવું છે. નહિ જ બોલાતું હોય એમ અમે કહેતા નથી, પણ તેમ બોલાતું હતું એ પણ છાતી ઠોકીને કહી શકાતું નથી. માટે એ સંદેહમાં નાંખનારાં કારણો અમે નીચે અનુક્રમે આપીએ છીએ કે એ વિષે વિદ્વાન વર્ગમાં ચર્ચા ચાલે અને ઊંચા પ્રકારનો વિનોદ મળે.

૧. સંસ્કૃત ભાષાનાં જૂનામાં જૂના વ્યાકરણકારો પોતાના ગ્રંથનું એવું પ્રયોજન બતાવે છે કે તે વખતે વેદની ભાષા બગડવા

માંડી હતી અને તે સમજવાને તથા અચળ કરવાને વ્યાકરણ-શાસ્ત્રની ઘણી જરૂર હતી. તેમણે વ્યાકરણ રચ્યાં તો પણ વેદની શાખાઓમાં ઉચ્ચારનો તથા બીજી બાબતોનો જે ભેદ પડી ગયો હતો તે તેમનાથી સુધારી શકાયો નહિ એમ પણ આપણને માલૂમ પડે છે. જો વેદની જુદી જુદી શાખાવાળા વિદ્વાનોએ પણ વ્યાકરણના સુધારાનો અંગીકાર કીધો નહિ, તો તેઓ અભણ લોકોની ભાષા ઉપર કંઈ પણ અસર કરી શક્યા હોય એ કેમ મનાય ? સરળમાં સરળ ભાષાઓના વ્યાકરણોની પણ એટલી સત્તા ચાલતી નથી તો પાણિનીના હાથથી સંસ્કાર પામીને સૂત્રજાળ સરખી જે ભાષા ઉત્પન્ન થઈ, અને જે ભાષાની અતિ કઠિનતા જોઈને સઘળા વિદ્યાર્થી વિમાસણ કરે છે કે એ ભાષા તે કેમ બોલાતી હશે ? તે ભાષા વિદ્વાનના મુખથી સાંભળીને બધા લોક બોલતાં શીખ્યા હોય એમ કેમ સંભવે ? અમને તો એમ લાગે છે કે વેદના મહાસંસ્કૃતમાં જે સળો પેઠો તે પેઠો, અને લોકમાં તો પ્રાકૃત ભાષા જ ચાલી. વેદની એક શાખામાં 'ષ' ને ઠેકાણે 'ખ' 'ય' ને ઠેકાણે 'જ' બોલાય છે. એ નિયમો સંસ્કૃતના નહિ પણ પ્રાકૃત ભાષાના છે. પ્રાકૃતમાં ચાલતો 'ળ' સંસ્કૃતમાં નથી પણ વેદમાં જ છે. એ ઉપરથી એમ અનુમાન થઈ શકે છે કે મહાસંસ્કૃત બગડીને જ પ્રાકૃત ભાષા થઈ છે. વિદ્વાનો સંસ્કૃત બોલતા અને લખતા હશે, અને બીજા લોકોમાં પ્રાકૃત વપરાતુ હશે. જેમ હાલ ઇંગ્લંડમા છે તેમ વિદ્વાન અને અભણ લોકોની બોલીમાં આસમાનજમીનનો અંતર પડી ગયેલો.

૨. ઇંગ્લંડમાં તો ઉપલા વર્ગનાં સ્ત્રીપુરુષો સરખી જ ભાષા બોલે છે, પણ તેમ ભરતખંડમાં થયું હોય એ ઘણું શકભરેલું છે. શકુંતલામાં ઋષિપત્નીઓ અને રાણીઓ પ્રાકૃત બોલે છે. એ વાત ખરી કે કાળિદાસ કંઈ પ્રાચીન કાળનો નથી, તો પણ ઋષિઓના સમયમાં સ્ત્રીવર્ગ સંસ્કૃતથી અજાણ હતો એવો એ વિદ્વાન કવિનો વિચાર હશે એમ અટકળ કરવામાં કંઈ ઘણી હરકત નથી, અને એ વખતના સઘળા નાટકકારો એ વિષય પર એકમતે જે સાક્ષી આપે તે માન્ય કરવા યોગ્ય છે. જો

અવિદ્વાન પુરુષો અને સઘળી સ્ત્રીઓ ઋષિઓના વખતમાં પણ પ્રાકૃત બોલતાં હતાં એમ માનીએ, તો પછી સંસ્કૃત ભાષા બોલાતી હશે એવી કલ્પના કેવળ ખોટી ઠરે છે.

૩. વિદ્વાન લોકોએ શુદ્ધ સંસ્કૃત બોલવામાં અપૂર્વ ઉત્સાહ બતાવ્યો એ વાત ન કહેવાય એવી નથી. તેઓએ અશુદ્ધ બોલનારને પાતકી ગણી તેને માટે શિક્ષા ઠેરવી હતી. એ ઉપરથી તેમનો જેમ અપૂર્વ ઉત્સાહ માલૂમ પડે છે, તેમ એવું પણ સિદ્ધ થાય છે કે તે વખતે તેમને ભય ઉપજાવે એટલો પ્રાકૃતનો પ્રસાર થયો હશે. કોઈ પણ અપરાધના કરનારાઓ ઘણા થાય ત્યાં લગી તે અપરાધને માટે ઘણી સખત શિક્ષા ઠરાવવાની જરૂર પડતી નથી. બ્રાહ્મણોને યજ્ઞાદિક ક્રિયામાં સંસ્કૃતનો ઉપયોગ પડતો હતો, તેથી તે શુદ્ધ બોલવાને માટે વ્યાકરણનો અભ્યાસ કરતા હશે જ, અને તે વખતનું પ્રાકૃત મૂળ ભાષાથી તરત જ જુદું પડ્યું હતું તેથી તેમને સંસ્કૃત શીખવું અઘરું પડતું નહિ હોય. તેમના સહવાસથી સ્ત્રીઓના ભાષણમાં શુદ્ધ શબ્દો વધારે આવતા હશે, તથાપિ તેમની ભાષા તો અપભ્રંશ જ હોવી જોઈએ એમ અમને લાગે છે.

૪. સંસ્કૃત અને પ્રાકૃત એ બે શબ્દો પણ અમારી શંકાને ટેકો આપતા હોય એમ દેખાય છે. સંસ્કૃતનો અર્થ સંસ્કાર પામેલી એવો થાય છે. એ સંસ્કાર તે વ્યાકરણ બનાવનારની તરફનો જ, અને જ્યારે ભાષાને અનુસરતું વ્યાકરણ કરવાને બદલે વ્યાકરણના નિયમને માટે ભાષામાં ખેંચતાણ કરવામાં આવે, ત્યારે તે ભાષા સ્વાભાવિક અથવા લોકોમાં બોલાતી શી રીતે કહી શકાય? સંસ્કૃત કોશ અને વ્યાકરણકર્તા પ્રોફેસર વિલસન એનો અર્થ "યુક્તિથી બનાવેલી" એવો જ કરે છે. સંસ્કૃત અને પ્રાકૃત એ બે શબ્દો ઊલટા છે, અને પ્રાકૃત એટલે પ્રકૃતિ અથવા માણસના સ્વાભાવિક વલણથી ઉત્પન્ન થયેલી ભાષા એમ ગણીએ, તો સંસ્કૃતનો અર્થ સ્પષ્ટ એમ નીકળે છે કે તે વિદ્વાનની યુક્તિથી બનાવેલી. ઘણા એમ કહે છે ખરા કે પ્રકૃતિ એટલે સંસ્કૃત એમાંથી જે નીપજેલી ભાષા તે પ્રાકૃત. પણ એમ અર્થ કરવાની શી જરૂર છે? વળી બધી ભાષાઓનાં નામ તે દેશના અથવા

ત્યાંના લોકના નામ ઉપરથી પડે છે. અને આ બે ભાષાનાં નામ તો આવી વિલક્ષણ રીતે પૃથક્કરણશક્તિ વાપરીને પાડયાં છે, તે શું અમારા વિચારને વધારે પુષ્ટિ આપનાર નથી?

૫. જો પાંચે પ્રાકૃત ભાષાઓ જૂના પ્રાકૃતમાંથી નીકળી એ વાત ખરી છે તો ભરતખંડના ઘણા ભાગોની એક વખત લોકભાષા જૂની પ્રાકૃત હોવી જ જોઈએ. હવે કાળગણનાનાં સંપૂર્ણ સાધન આપણી પાસે નથી, તો પણ જરા અટકળ કરીએ કે ભરતખંડમાં જૂનું પ્રાકૃત ક્યારે બોલાતું હશે. એમ કહેવાય છે કે જૂનું પ્રાકૃત પણ કાળાંતરે બગડીને તેમાંથી શૂરસેની અને શૂરસેનીમાંથી માગધી ભાષા નીકળી. માગધી એ મગધ દેશની ભાષા હતી, અને બૌદ્ધ ધર્મવાળાઓએ પ્રથમ તે ભાષામાં લખવાનું શરૂ કર્યું. એ અને બીજાં કારણો ઉપરથી બુદ્ધના વખતમાં માગધી ભાષા ચાલતી હશે એમ કહી શકાય. હવે જો એક ભાષાનું રૂપાંતર થતાં ઓછામાં ઓછા પાંચસે વર્ષ તો લાગે જ એમ ધારીએ તો બુદ્ધની પૂર્વે પાંચસે વર્ષ ઉપર માગધી અને હજાર વર્ષ ઉપર શૂરસેની નીકળેલી એમ અટકળ કરી શકાય. એ રીતે જોતાં તો બુદ્ધની પૂર્વે હજાર વર્ષ ઉપર જૂનું પ્રાકૃત બોલાતું હોવું જોઈએ. એ સમય ઘણુંકરીને પાણિનીના સમયની લગભગ આવી જાય છે. ત્યારે પાણિનીના વખતમાં પ્રાકૃત કાં ન ચાલતું હોય? તોપણ આપણામાં કાળગણના હજી એટલી અનિશ્ચિત છે કે આ તકરાર ઉપર અમે ઘણું વજન મૂકવા ચાહતા નથી.

૬. ઝંદ, ગ્રીક વગેરે આર્ય વર્ગની ભાષાઓની વ્યુત્પત્તિ વરરુચિના પ્રાકૃત ઉત્સર્ગ વડે ઘણી ખરી થઈ શકે છે, અથવા બીજા શબ્દમાં બોલીએ તો તે ભાષાના શબ્દો સંસ્કૃત કરતાં જૂના પ્રાકૃતને વધારે મળતા આવે છે. હવે એ ભાષાઓ અને તે લોકોની ઉત્પત્તિ સંબંધી જનવિચાર જુદો છે. તો પણ થોડાએક યુરોપના વિદ્વાન એમ પણ માને છે ખરા કે હિંદુસ્તાનમાંથી જઈને આર્યોએ ઈરાન, ઇજિપ્ત, ગ્રીસ વગેરે દેશો વસાવ્યા, અને તેમાંના ઘણાખરા પ્રાકૃત ભાષા બોલનારા હતા. એ વિચાર જો કબૂલ કરીએ તો પ્રાકૃત ભાષાનું પ્રાચીનત્વ ઘણું નિર્માણ થાય છે, અને અમારા પૂર્વપક્ષને ટેકો મળે છે.

૧૮૭૩

# ગુજરાતી ભાષાનો મોટો કોશ

પ્રત્યેક ભાષાના ઇતિહાસમાં કોશ અને વ્યાકરણનો ઉત્પત્તિ સમય એ બહુ જ અગત્યનો સમય છે. એ સમય સદા નોંધી રાખવાજોગ છે. કવિતાઝરણના સમય જેવો મનોહર અથવા ફિલસૂફીના ઉદય જેવો એ તેજોમય દીસતો નથી, તો પણ એ સમયમાં જ તે બંને સમયનું સૌંદર્ય અથવા તેજ ગર્ભિતરૂપે રહેલું છે, અને તે તેજ તથા સૌંદર્ય સૂક્ષ્મ દૃષ્ટિવાળા પુરુષો પ્રત્યક્ષ જોઈ શકે છે. ભાષામાં ગમે એવા ઉત્તમ કવિઓ થઈ ગયા હોય કે જેની બરાબરી પાછળ આવનારો કરે એ કદાપિ અશક્ય થઈ રહ્યું હોય, તો પણ જ્યાં સુધી તે ભાષા વ્યાકરણમર્યાદાથી અલંકૃત થઈ નથી, અને તેના સામર્થ્યનો કોશ જગતમાં બહાર પડ્યો નથી ત્યાં સુધી તે ભાષા હજી બાલ્યાવસ્થામાં જ છે એમ ગણાય. પ્રૌઢ નાયિકાનો વૈભવ કદી પણ તે એ સંસ્કાર વિના ધારણ કરી શકે નહિ. ખરે જેમ દ્વિજ વર્ગને યજ્ઞોપવિતનો સંસ્કાર મહા અગત્યનો છે તેમ ભાષાને એ બે મહા મોટા સંસ્કાર જ છે. એ સમયથી ભાષા પોતાનું સ્વરૂપ સમજવા લાગે છે, અને તે સાર્થક કરવા ઉત્સાહથી આગળ ધસે છે.

રસિક કવિઓને હાથે ખેડાયેલી છતાં ગુજરાતી ભાષા વિક્રમના વીસમા સૈંકડા સુધી એ બે સંસ્કાર વિનાની હતી. બીજી

પ્રાકૃત ભાષાઓ પણ એવી જ ક્ષુદ્ર સ્થિતિમાં હતી. અંગ્રેજી રાજની ઉદાર બુદ્ધિએ જે જનકેળવણીનો પાયો રોપ્યો છે તેના પ્રતાપે જેમ દેશ બીજી બધી રીતે જાગૃત થવા લાગ્યો છે તેમ ભાષાપ્રકરણમાં પણ તેણે ચાંચલ્ય ધારણ કીધું છે. જેમ મુગલાઈના વખતમાં પ્રાકૃત ભાષાઓનો ખરેખરો ઉદય થવા લાગ્યો, તેમ આ સમય તેને સંસ્કારશુદ્ધ કરવાને નિર્માયો હોય એમ ભાસે છે. આ સમયમાં પ્રાકૃત ભાષાઓને અપૂર્વ ગતિ મળી છે. વ્યાકરણો બધી ભાષાનાં રચાવા લાગ્યા છે, અને તે થોડાંઘણાં સંપૂર્ણતાના માર્ગ પર પણ પડ્યાં છે. સારા ગદ્યનો આરંભ થયો છે, અને દર ત્રણ માસે સરસ્વતી દેવીના મંદિરમાં નાના પ્રકારના ગ્રંથો મુદ્રણાલય વધાવે છે તે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. લોકોમાં બીજા જ્ઞાનની સાથે ભાષાજ્ઞાનનો બહોળો પ્રસાર થતો જાય છે. કદાપિ પહેલાં થોડાએક સ્વભાષાનું જેવું ઊંડું જ્ઞાન ધરાવતા હતા તેટલું જ્ઞાન હાલ વિરલું જ જોવામાં આવે છે, તો પણ તેવા સ્વભાષાના જાણની સંખ્યા પૂર્વે આંગળી ઉપર ગણાય એટલી જ હતી, ઘણાં માણસો તો જેમ બીજા વિષયમાં અજ્ઞાન હતા તેમ આ વિષયમાં પણ કેવળ અજ્ઞાન જ હતા. હ્રસ્વ દીર્ઘ લખી જાણનારા તો શાસ્ત્રી ભણેલા છે એમ કહેવાતું, અને એ શાસ્ત્રી ભણેલાનું પણ ડિક્ટેશન હાલના ચોથા ધોરણના છોકરા કરતાં ઊતરતું હતું. પાંચ લીટીનું એક વાક્ય લખવું એ તે વખતે બુદ્ધિની પરમ સીમા સમજાતી. અર્થાત્ હાલ ભાષાનું સામાન્ય જ્ઞાન લોકોમાં ઘણું ફેલાયું છે, વાંચનારની સંખ્યા વધી છે, ગ્રંથકારો ઠેરઠેર નીકળવા લાગ્યા છે, અને અગર જો હજી સારા ગ્રંથ થોડા જ ઉત્પન્ન થાય છે તો પણ વૃદ્ધિનાં ચિહ્ન અચૂક જણાય છે.

આજ પર્યંત કોશની બાબતમાં ગુજરાત આ જમાનાની પોતાની ફરજ બજાવવામાં પછાત હતી. બંગાળ તથા દક્ષિણ હિંદુસ્તાને પોતાની ફરજ ક્યારની બજાવી છે. મરાઠી ભાષા આપણા કરતાં વધારે ખેડાયેલી સ્થિતિમાં આવી તેનું એક મુખ્ય કારણ પંડિતોની સહાયતાથી થયેલા પેલા બે મોટા કોશ છે. ગુજરાતી કોશનો પ્રથમ વિચાર અને પ્રારંભ સુરતના રહેનાર

સ્વર્ગવાસી માસ્તર દલપતરામ ભગુભાઈએ કીધો હતો. એનો લખેલો કોશ સર જમસેદજી જીજીભાઈએ ખરીદ કરીને મિરજા અહમદ કાજીમ તથા નવરોજજી ફરદુનજીને સ્વાધીન કીધો, અને તેઓએ એ ઉપરથી જે કોશ રચ્યો તે હાલ તેઓના નામથી પ્રસિદ્ધ છે. એ કોશમાં પંદર હજાર શબ્દ છે, તો પણ વિદ્વાનોને ખપમાં આવે એવો થોડો જ છે. આપણી હાઇસ્કૂલોનો કોઈ વિદ્યાર્થી જો પોતાને ન આવડતો હોય એવો ગુજરાતી વાચનની ચોપડીમાંનો શબ્દ તેમાં શોધવા જાય તો તે કેવળ નિરાશ થયા વિના રહે જ નહિ. ટૂંકામાં એ કોશ ગ્રંથસ્થ શબ્દ આપતો નથી, પણ માત્ર વ્યવહારમાં વપરાતા શબ્દ જ આપે છે, અને તે પણ બધા નહિ. માસ્તર દલપતરામના પુત્ર રાજેશ્રી મોતીભાઈ એમ કહે છે કે મારા પિતાનો કરેલો મૂળ કોશ વધારે વિસ્તીર્ણ હતો. તે સમયે અને વળી હિંદુ નહિ એવા એ વિદ્વાન ગૃહસ્થો તરફથી વધારે આશા ન જ રાખવી જોઈએ એ વાત ખરી છે, અને અમે એ આદિ કોઈનું માન કોઈ પણ પ્રકારે ઓછું કરવા ઇચ્છતા નથી, તો પણ જ્યાં કોશનો ઇતિહાસ આપવા બેઠા છીએ ત્યાં તો કહેવું જોઈએ કે એ કોશ થયાથી વિદ્યાપ્રકરણમાં જે કોશની ખોટ હતી તે તો તેવી ને તેવી જ રહી. ત્યાર પછી કરસનદાસ મૂળજી અને શાપુરજી એદલજીના શાળોપયોગી નાના કોશ રચાયા. કરસનદાસના કોશની બીજી આવૃત્તિમાં સુધારોવધારો ઠીક થયો છે, તો પણ એ બંને કોશ શાળોપયોગી જ છે. ભાષાનો ઘણો ભંડાર હજી ભોંયરામાં ને ભોંયરામાં જ રહ્યો એમ કહીએ તો ચાલે. બીજુ એ ત્રણે કોશ ગુજરાતી ને અંગ્રેજી હતા એટલે ગુજરાતી શબ્દના અર્થ અંગ્રેજીમાં સમજાવવામાં આવ્યા હતા. ગુજરાતી શબ્દના અર્થ ગુજરાતીમાં સમજાવે એવા અતિ ઉપયોગી કોશનો વિચાર તો કવિ નર્મદાશંકરને માટે જ રહ્યો હતો.

સને ૧૮૬૧માં પ્રથમ કવિ નર્મદાશંકરે પોતાના ધારેલા મોટા કોષનો પહેલો ભાગ પ્રગટ કીધો, કેમકે ભાગમાં પ્રગટ કરવાનો પ્રથમ વિચાર હતો. એ પ્રમાણે ચાર ભાગ બહાર પાડ્યા અને પછી એ કામ અટક્યું. આવું મહાભારત કામ એ વિદ્વાને એકલા પોતાને માથે લેવાની હિંમત ચલાવી, પણ

અમે સાબાશી આપીએ છીએ. અગર જો એ ચર્ચા ગુજરાતી પ્રજાએ બરાબર હોંશથી ઉઠાવી લીધી નહિ તે ઉપરથી સાબિત થાય છે કે એવા વિષય ઉપર વિચાર બાંધવાને આપણે હજુ સામાન્યપણે યોગ્ય થયા નથી. એક બે ઠેકાણે એ વિષય કાંઈક ચર્ચાયો તેમાં પણ જોઈએ તેવું ગાંભીર્ય અમને દેખાતું નથી. હજી શિક્ષણશાસ્ત્ર સંબંધી આપણે ઘણા જ બેદરકાર અથવા શોકજનક અજ્ઞાન ધરાવનારા છીએ. માટે વાચનમાળાઓ કેવી જોઈએ એ સામાન્ય વિષય ઉપર જ અત્રે કાંઈ અમે લખીએ તો તે વધારે ફાયદાકારક થઈ પડશે એમ અમને લાગે છે.

લાન્ડન નામનો આધુનિક મહા પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી નીચે પ્રમાણે વાચનમાળાના ચાર ઉદ્દેશ વર્ણવે છે :

૧. વાંચવાનો તથા વાંચીને વિવિધ જ્ઞાન મેળવવાનો શોખ બાળકના મનમાં ઉત્પન્ન કરવો.

૨. ભાષાજ્ઞાન આપવું — એટલે ભાષાનું બળ તથા સૌંદર્ય બાળકોના અંતઃકરણને લાગે, અને તેનો તે ઉપયોગ કરતાં શીખે એમ કરવું.

૩. રસદ્વારે નીતિની એવી પરોક્ષ કેળવણી આપવી કે બાળકોની સુવૃત્તિઓ કેળવાઈ મોટી ઉંમરે તેઓ ઉમદા કામ કરતા થાય.

૪. વિવિધ શાસ્ત્રોનાં મૂળતત્ત્વોનું એવું સચોટ પ્રત્યક્ષ જ્ઞાન આપવું કે તે બાબત પછી ગમે તેટલું જ્ઞાન મેળવવા ચાહે તો તેઓ પોતાની મેળે જ પુસ્તકો વાંચીને મેળવી શકે.

આ ચાર ઉદ્દેશમાં ફલાણો વધારે અને ફલાણો ઓછા અગત્યનો છે એમ કહી શકાય નહિ, પણ જો ભેદ પાડવા બેસીએ તો બેશક રસદ્વારે નીતિનો બોધ એ જ ઉત્તમ કામ છે. જે વાચનમાળાથી ઊંચી લાગણીઓ ઉશ્કેરાય, એટલે જે ભણવાથી બાળકના મનમાં હોંશ, ઉદ્યોગ, શૌર્ય, સાહસ, મમતા, સાર્વજનિક બુદ્ધિ, સુજનતા, પરમાર્થ, વગેરેની વૃત્તિઓ પ્રફુલ્લિત થાય, આત્મદમનનો મહિમા સમજાય, અને ટૂંકામાં ઊંચાં યશસ્વી કામો કરવા તરફ તેનો આત્મા આતુર થઈ જાય, તેના જેવું બીજું દેશને કાંઈ પણ શ્રેયકારક નથી. એના મોટા આગળ સામાન્ય

જ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, પદાર્થવિજ્ઞાન, કે કળાકૌશલ્યની વાતો પાંચ વધારે કે ઓછી શીખવાઈ તો તેમાં શી વિસાદ છે? જે ગુણોવડે પોતાનું તથા પારકાનું ભલું કરવાની શક્તિ મળે છે તે ગુણો જ આ લોક અને પરલોકને અર્થે ખરા કામના છે અને જો એ ગુણો ન કેળવાયા તો બીજી સઘળી કેળવણી કાંઈ પણ કામની નથી. ત્રિવિધ કેળવણીમાં નીતિની કેળવણી એ જ ઉત્તમ કેળવણી છે. પણ તે આપવી બહુ મુશ્કેલ છે. એ કાંઈ ભણાવવાથી આવતી નથી. સુનીતિ આપવાને માટે તો વૃત્તિઓ જ સુમાર્ગે વળવી જોઈએ, અને તે જેવી વાર્તાઓ કે દૃષ્ટાંતથી વળે છે તેવી વ્યાખ્યાનબોધથી ક્યારે પણ વળતી નથી. તે માટે રસ એ નીતિની કેળવણીનું ખરું દ્વાર છે.

રસિકતા એ પહેલો ઉદ્દેશ પાર પાડવાને માટે પણ એટલી જ અવશ્યની છે. વાચનમાળાની ચોપડીઓ એવી જોઈએ કે બાળકો પોતાની ગમતને માટે નવરાં પડ્યાં હોય ત્યારે પણ હોંશે હોંશે વાચે. ખાનગી વાચનનો શોખ ઉત્પન્ન કરવાનું પ્રથમ સાધન એ જ છે, અને તેથી વાચનમાળામાં કદાપિ પણ કઠણ, કંટાળા ભરેલા, કે ગોખણિયા વિષયો દાખલ કરવા જોઈએ નહિ, અને શૈલી તો સઘળે સ્થળે વિચિત્ર તથાપિ મનોહર જ જોઈએ.

બીજાં બધાં પુસ્તકો કરતાં વાચનમાળામાં વિશેષતા એ રહેલી છે કે, તે તો ઉત્તરોત્તર જેની જ્ઞાનબુદ્ધિ વૃદ્ધિ પામતી જાય છે તેવાને માટે લખવાની છે, અને તેથી વાચનમાળામાં ભાષા તથા અર્થ ઉત્તરોત્તર વૃદ્ધિ જ પામતા જવા જોઈએ, અને વળી તે વૃદ્ધિ બાળકનાં જ્ઞાનબુદ્ધિ જે અનુક્રમમાં વૃદ્ધિ પામે છે તેની સમાંતર જ ચાલી જવી જોઈએ. બાળકમાં જે ઉમ્મરે જે શક્તિ વધારે ખીલવા પર આવેલી હોય, તે શક્તિને અનુસરતા જ પાઠ તે ઉમ્મરે ભણવાની વાચનચોપડીમા આવવા જોઈએ. ઉપરના વિચારથી વાચનમાળાની ચોપડીઓનાં ત્રણ પગથિયાં પડે છે, અને તે દરેક પગથિયે ઉપર કહેલા ચારે ઉદ્દેશ રહેલા હોય છે, તો પણ તેનું સંમિશ્રણ તથા વ્યવસ્થા જુદી જુદી રીતે જ કરવી જોઈએ.

**૧ લું પગથિયું**: આ પગથિયે બાળકના હાથમાં પહેલ-વહેલી જ ચોપડી આવીને પડે છે. એની ઉમ્મર હજી માત્ર પાંચ

૨ જું પગથિયું : આ પગથિયે વાચનસિદ્ધિ થઈ ચૂકી છે. બાળકને પોતાના અનુભવની વાતચીત યોગ્ય ભાષામાં કરતાં આવડ્યું છે. એની ઉમ્મર ઓછામાં ઓછી પૂરાં સાત વર્ષની તો થઈજ ચૂકી છે. પોતાની ઇંદ્રિયોના ઉપયોગથી જેટલું જ્ઞાન એનાથી મેળવી શકાય તેટલું એ મેળવી ચૂક્યો છે, એટલે સામાન્ય જ્ઞાનનો કેટલોક સંગ્રહ એનામાં થયો છે. હવે પોતાના અનુભવમાં ન આવેલી એવી વસ્તુઓનું જ્ઞાન તે સાંભળી કે વાંચીને મેળવી શકે એવો થયો છે. અલબત એ નવી વસ્તુઓની હકીકત એના અનુભવને લગતી અને તે ઉપરથી સમજાય એવી જ જોઈએ, પણ હવે એની નજર આગળની વસ્તુઓ વિષે જ પાઠ લખવાની જરૂર રહી નથી. હવે એનામાં કલ્પનાશક્તિનો ઉદય થયો છે અને તેની મદદ વડે એના જ્ઞાનમાં વધારો કરવાનો સમય આવ્યો છે. આ સમે વાતચીતનું રૂપ મૂકી વર્ણન કે કથનરૂપે ઘણા પાઠ લખી શકાશે. પરદેશના વિલક્ષણ પદાર્થો કે રીતભાતનાં વર્ણન, પરાક્રમી તથા સાહસિક સ્ત્રીપુરુષોનાં ચરિત્ર, હિતોપદેશના જેવી આખ્યાયિકાઓ, તથા નીતિબોધકથાઓ પણ જો અસંભવિત ને ટાહેલા ભરેલી નહિ હોય, તો બાળકો હોંશે હોંશે વાંચશે અને તેથી જ્ઞાનનીતિમાં ઘણો વધારો થશે. વિવેચનરૂપનું લખાણ પણ થોડું ને સરલ અને અતિશયોક્તિરહિત હશે તો બાળકને સમજાશે અને રુચશે. પણ આ પગથિયે વાંચવામાં રસ લગાડવો એ જ મુખ્ય કામ છે, અને તે કલ્પનાશક્તિને લાયકના પાઠ દાખલ કરવાથી મનમાનતી રીતે બની શકે છે. આવા પાઠથી કલ્પનાશક્તિ તથા રસિકતા ખીલે છે એટલું જ નહિ પણ મનની ઊંચી વૃત્તિઓ ઉશ્કેરાય છે અને સુઘડ સુનીતિની કેળવણી મળે છે. હજી તોલનશક્તિનો ઉદય થયો નથી અને તેથી તદ્દ્વારે નીતિબોધ કરવાનો વિશેષ પ્રયત્ન કરવો એ કેવળ નિરર્થક જ નહિ, પણ તે ઉપર અભાવ ઉત્પન્ન કરનારો ઘણી વખત થઈ પડે છે. નાના કે મોટા સર્વેમાં નીતિનો આધાર જેટલો લાગણીઓ ઉપર રહેલો છે તેટલો તોલનશક્તિઓ ઉપર રહેલો નથી; અને તેથી કલ્પિત કે થઈ ગયેલા મહાપુરુષોનાં રસમય પરાક્રમો સાંભળી વૃત્તિઓ જેટલી

મહાન કર્મો તરફ વળે છે તેટલી કદી પણ મૂકા ધર્મબોધથી વળતી નથી. આ વાત પણ બાળકેળવણીના રક્ષકોએ કદી ભૂલવી જોઈએ નહિ, કેમકે સુવૃત્તિઓનું યથાયોગ્ય પરિપોષણ ન કરતાં માત્ર તોલનશક્તિને જ કેળવ્યાથી તો માણસો બહુધા સ્વાર્થી, ખંધા, અને પાપિષ્ઠ પણ નીવડે છે. પદાર્થવિજ્ઞાનનો પિતા અને તોલનશક્તિનો નમૂનો જે લોર્ડ બેકન તે કેવો સ્વાર્થી, ખુશામતિયો, લાંચિયો, અને કૃતઘ્ની નીવડ્યો હતો તે તો જગત-મશહૂર છે. મતલબ કે આ પગથિયે કલ્પનાશક્તિ તથા રસજ્ઞતાને પડતાં મૂકી સામાન્ય જ્ઞાન કે તોલનશક્તિ ઉપર વિશેષ લક્ષ આપવું એ બાળકની કેળવણીમાં પરિણામે બહુ જ વિનાશકારક છે, અને ઘણા બાળકમાં તો આ અવસ્થાએ તોલનશક્તિ કેળવવા જોગ જ થયેલી હોતી નથી.

**૩ જુ પગથિયું :** ઘણુંકરીને ૧૨ વર્ષની ઉમરે શરૂ થાય છે. હવે વાર્તાઓ થોડી, અને સઘન જ્ઞાન મળે તથા વિચાર-શક્તિ કેળવાય એવા પાઠ વધારે આવવા જોઈએ. તેમજ પાઠ છેક નાના નાના પણ ન જોઈએ. આ પગથિયાના છેલ્લા ભાગમાં તો વિષયને પોતાની મેળે તથા અખંડ લક્ષ આપીને શીખવાની શક્તિ પણ બાળકમાં કેળવાય એવી રીતે રચના કરવી જોઈએ. એ માટે પ્રત્યેક વિદ્યાનાં મૂળતત્ત્વોનું ટૂંકામાં પણ સંબંધિત વ્યાખ્યાન એક સ્થળે આપ્યું હોય, તો વધારે ફાયદો થાય. પણ આ પ્રમાણે વાચનમાળાની છેલ્લી ચોપડીમાં જ થઈ શકે. તે પહેલાંની ચોપડીઓમાં તો એ વિદ્યાઓમાં પ્રવેશ કરાવી શકે એવા સૂચક ને સંવાદરૂપ પાઠ જ આવવા જોઈએ.

આ પગથિયે સૃષ્ટિસૌંદર્યનાં વર્ણન, ટૂંકાં જીવનચરિત્રો, ઐતિહાસિક બનાવો, મોટી શોધોની હકીકત, સાધારણ વિષયો ઉપર નાના નિબંધો, તથા ભૂતળાદિક અનેક પદાર્થવિજ્ઞાનની શાખાભૂત વિદ્યાઓનાં મૂળતત્ત્વ શીખવવાં જોઈએ. મતલબ કે હવે કલ્પનારંગને છોડી સત્યના રંગની ખૂબી પિછાનતાં બાળકોને શીખવવું જોઈએ. રસને સારુ જ નહિ, પણ જ્ઞાન મેળવવાને સારુ પણ વાચન છે એ વાતની બાળકને હવે સમજ પડવી

જોઈએ. અથવા યથાર્થતાથી બોલીએ તો કાલ્પનિક વાતોમાં જ નહિ પણ આ વિશ્વના સત્ય સ્વરૂપના દર્શનમાં જ ખરો રસ રહેલો છે એ વાતનો હવે બાળકને કાંઈ અનુભવ કરાવવો જોઈએ. એને એના અનુભવથી બતાવવું જોઈએ કે વાર્તાની પેઠે જ વિદ્યાના પાઠ પણ સમજીને વાંચી શકીએ તો આનંદ આપે છે. એને અનુભવ થવો જોઈએ કે કલ્પનાશક્તિને વાપરવાથી જેમ મજા પડે છે તેમજ નવીન જ્ઞાન સંપાદન કરવાથી અથવા તોલનશક્તિ વાપરવાથી પણ મનને હર્ષ ઉત્પન્ન થાય છે.

આ પગથિયે જ ભાષાશૈલીનો રસ પણ બાળકો સમજતા થશે. એકની એક વાત આમ લખવાથી સારી દેખાય છે અને આમ લખવાથી બગડી જાય છે એ સમજવાનુ આ ટાણુ છે. ભાષાનુ બળ કે સૌંદર્ય તે કેમ થતુ હશે તેની હવે આ પગથિયે કાંઈ સમજણ પડી શકે. આ પ્રસંગે બાળભાષા છોડી એને શિષ્ટ ભાષામાં પ્રવેશ કરાવવાનો છે. શિષ્ટ ગ્રંથકારોની જે વિવિધ શૈલીઓ — વિચાર તથા ભાષાથી બનેલી જે શૈલીઓ હોય તેથી એને વાકેફગાર હવે કરવો જોઈએ, અને તે અર્થે તેવા ગ્રંથોમાંના કેટલાક ઉતારા ખસૂસ આ પગથિયે આપવા જોઈએ.

સુવૃત્તિઓને કેળવવાનું ઉત્તમ સાધન જે કવિતા તે ત્રણે પગથિયે જરૂરની છે, તોપણ બીજે પગથિયે તે છૂટથી વાપરી શકાય છે અને આ પગથિયે તો તર્કશક્તિ તથા રસજ્ઞતાને પરિપૂર્ણ કરવા માટે તેનો જ મુખ્ય આધાર છે. ગદ્યપદ્યના વિષયોમાં તથા શૈલીમાં કેટલો ફેર છે તેનો કાંઈક ભાસ આ પગથિયાની વાચનચોપડીઓ વાંચતાં ભણનારને થવો જોઈએ અને આ પગથિયે જ તે ગદ્ય અને પદ્યના જુદા જુદા સ્વાદને ઓળખતો તથા ચાહતો થવો જોઈએ.

આ રીતે પગથિયાવાર વાચનમાળાની ચોપડીઓમાં ઘણો ફેર રાખવાનો છે, તોપણ તેમાં કેટલાક ગુણ સામાન્ય પણ હોય છે. ભાષા તથા અર્થની ઉત્તરોત્તર વૃદ્ધિ એ તો આપણે પ્રથમ જ ગણાવી ગયા છીએ, અને એ ગુણ વિનાની વાચનમાળા તો ગમે એવી સારી હોય, તોપણ કાંઈ જ કામની નહિ. પણ એ ઉપરાંત

બીજા પણ કેટલાક ગુણ જરૂરના છે. વાચનમાળા નીચેના ૭ ગુણવાળી જોઈએ. ૧. મનની સઘળી શક્તિઓને કેળવે એવી. ૨. ભણનારની ઉંમરે જે શક્તિઓ ખીલવા માંડી હોય તેને વિશેષ કેળવણી આપે એવી. ૩. વિવિધ વિષયોથી ભરપૂર. ૪. વિવિધ શૈલીમાં લખાયેલી. ૫. વાંચતાં રસ ઉપજે એવી. ૬. મન ઉપર છાપ પાડી શકે એવાં થોડી જ વિગતવાળાં પણ ચોખ્ખાં અને સુંદર ચિત્રવાળી.

૧૯૮૫

# ભરૂચ જિલ્લાના કેળવણીખાતાનો ઇતિહાસ

(લેખક: મહેતાજી ગણપતરામ રાજારામ)

આ ચોપડી એક અગત્યના વિષય ઉપર લખાયેલી છે. કેળવણીખાતું ઘણાં વર્ષથી આપણા દેશમાં ચાલુ છે, અને તેથી તેનો ઇતિહાસ લખાવાની ઘણા કારણથી હાલ ખરેખર જરૂર છે. મહેતાજી ગણપતરામે ગુજરાત પ્રાન્તના એક જ કડકાનો ઇતિહાસ નોંધવાની ઇચ્છા રાખી તો તેની કાંઈ હરકત નથી. આખા ગુજરાતનો ઇતિહાસ રચનારને તે ઉપયોગી થઈ પડશે. ઇતિહાસનું નામ ધરાવનારી આ ચોપડી કવિતામાં જોઈને ઘણાને કાંઈક આશ્ચર્ય લાગશે ખરું, પણ જે રીતે આ લખાયેલી છે તે જોતાં પદ્યરૂપ ગ્રહણ કરવામાં કાંઈ ભૂલ કરેલી જણાતી નથી. કવિતાને યોગ્ય વાતો જ ચૂંટી ચૂંટીને બહુધા એમાં સમાવવામાં આવી છે, અને લખવાની બાની તે પ્રમાણે જ રસભરી છે. ઇતિહાસમાં જે વિગત અને અર્થબુદ્ધિના કારણથી ગદ્યતા પ્રાપ્ત થાય છે તે જ્યાં ન હોય ત્યાં ગદ્યરૂપનું કાંઈ પણ પ્રયોજન નથી. તે છતાં "કવિતારૂપ" ઇતિહાસ નામ રાખ્યું હોત તો વધારે સારું એમ અમે કબૂલ કરીએ છીએ.

[ આ સંગ્રહમાં અમે આખું વિવેચન નથી આપ્યું, પણ મધ્યકાળમાં આપણા દેશમાં કેવી કેળવણી ચાલતી તે વિષે નવલરામભાઈએ આ વિવેચનમાં પોતાના વિચારો જણાવ્યા છે તે ભાગ આપી' આપ્યો છે]

વચલા વખતમાં ઘણા લોકને માટે જુદી જાતની કેળવણી આપવાની રીત નીકળી તેનું વર્ણન આ પ્રમાણે કર્યું છે :

પંચ વર્ષનો પુત્ર થતાં જન, અક્ષર બોધ હતા કરતા,
ગામેગામ નિશાળોમાં ગુરુ, પંડિત નામ હતા ધરતા:
પંડિતનો પંડ્યો અપભ્રંશે, વદાય છે જનમાં હજિયે,
વર્ણવવા શુભ રીત તેમની, આળસ અંગ થકી તજિયે.
હિસાબ સાધન આંક શીખવી, સરવાળાદિક ઝટ ગણતાં,
નાનાવિધ લેખાં વ્યવહારિક, શીખવતા મુખથી ભણતાં;
ગણિતમાં લીલાવતી આદિક, શીખવતા ગુરુ સભ્ય રહી,
અક્ષરમાં विवेकमातृका, लीपिविवेकादिक સહી.
लेखपद्धति, पत्रप्रशस्ति, લેખ વિષયમાં શીખવતા,
પ્રબંધ विक्रम, ભોજ, આદિના, વાચન વિષયે આવિ જતા;
નીતિમાં चाणाक्य, विदुरनिति, पंचोपाख्यानादि તથા,
सिद्ध વ્યાકરણે શીખવતા, કહ્યું મેં જાણ્યુ જેમ યથા.

આ વાત ખરી છે. વચલા કાળમાં આવી નિશાળો ઠામઠામ આપણા દેશમાં ચાલતી હતી. એમાં રાજાથી માંડીને રંક સુધીના છોકરા કેળવણી લેતા હતા. એને વ્યવહારી કેળવણી કહીએ તો ચાલે, પણ એ બાબત આ ઇતિહાસકર્તા એ વાત નોંધવાની ભૂલી ગયા છે. આ વ્યવહારી કેળવણી ચાલતી હતી તે વેળા ઉપર કહેલી ઊંચી કેળવણી બંધ પડી નહોતી. શાસ્ત્રોના અભ્યાસને માટે જથાબંધ શાળાઓ દેશમાં હતી. બ્રાહ્મણના છોકરા આ વ્યવહારી કેળવણી લેતા હશે, પણ એટલાથી તે સંતોષ પામતા નહિ. તેઓ તો શાળાઓમાં જઈને ખૂબ વિદ્યાભ્યાસ કરતા. રાજવર્ગમાંથી ઘણુંકરીને આ વખતે શાળાની કેળવણી નીકળી ગઈ હતી એમ લાગે છે. બીજું, આવી જ વ્યવહારી કેળવણી અંગ્રેજી રાજ આવ્યું ત્યાં સુધી દેશમાં ચાલતી હતી એમ આ ચોપડી વાંચતાં જણાય છે, પણ તે ખરું નથી. એ વેળા તો એ

વ્યવહારી કેળવણી હલકી થતાં એક ગાંધીના વ્યવહારમાં જ ઉપયોગી પડે એવી થઈ રહી હતી એ આપણે ભૂલવું નહિ જોઈએ. અને ખરેખર એ વેળાએ ગામઠી નિશાળોમાં જે ચાલતું હતું તેને કેળવણી કહેવી એ જ વિપરીત સરખું લાગે છે. એમ એનું ધોરણ હલકું પડી જવાનું એક કારણ હતું. ઉપર જે વ્યવહારી કેળવણી કહી તે રજપૂત રાજ્યો તેજી ઉપર હતાં તે વેળાની સમજવી. પણ પાછળથી મુસલમાનો આવ્યા, રજપૂતોનું જોર પડી ભાગ્યું, અને સંસ્કૃત ભાષાના ભાવ ઘટીને ફારસીઆરબીના વધ્યા. એ સમયે ધીમે ધીમે સંસ્કૃતનો અભ્યાસ ગામઠી નિશાળોમાંથી નીકળી ગયો. કેમકે રજપૂતો પરભાષા ભણવા લાગ્યા, અથવા બિલકુલ ભણતા જ બંધ પડ્યા, અને વાણિયાઓને પોતાના વેપારમાં સંસ્કૃતનો કાંઈ પણ ખપ નહોતો પડતો કે તેઓ પોતાના છોકરાને એ ભાષા શીખવવાને ખંતી હોય. આ વેળા સંસ્કૃત લિપિ પણ બદલાઈ ગઈ હતી. તેથી વેપારી તો પોતાના છોકરાને ગુજરાતીમાં નામું લખતાં આવડે અને મોઢેના હિસાબ સારી રીતે ગણે એ જ વાતની ખંત રાખતા હતા. મહેતાજીઓએ સમય ઓળખી નિશાળનો અભ્યાસ તદ્દન ફેરવી નાખ્યો. સંસ્કૃત ભાષાની કેળવણીમાં માત્ર આચાર દાખલ જ થોડો ભણી જવાને સિદ્ધાનો એક નાનો કડકો રાખ્યો. (તે પણ હાલ તો નીકળી ગયો છે.) ગુજરાતી ભાષામાં ફક્ત જોડાક્ષર પણ છોડી દઈને કક્કો ને પદ જ શીખવવાનાં રાખ્યાં. લીલાવતીના હિસાબને કોઈ વખત તડાકા મારવા સારુ પોતાની પાસે જ રહેવા દીધા, અને ફક્ત આંક ગોખાવી મોઢેના હિસાબ ટપ ગણી શકે તે પછાડી જ કેડ બાંધીને મંડ્યા. એનો પરિણામ એ થયો કે વાણિયાઈ ભણતર 'હગમરટપર' ને નામે વગોવાવા લાગ્યું, અને ગાંધીના કપરા હિસાબ ટપોટપ મોઢે ગણનારને સરવાળા કે ગુણાકારની રીત પણ ન આવડે એમ થઈ ગયું. એ વેળા ગોખણ સિવાય નિશાળની કેળવણીમાં બીજું કાંઈ રહ્યું નહોતું.

વ્યવહારી કેળવણીમાંથી ઊંચી કેળવણીનો સઘળો અંશ ઉપર કહ્યું તે પ્રમાણે જ્યારે જતો રહેવા લાગ્યો, ત્યારે રાજવર્ગે છેક તેને પડતી મૂકી, અને બ્રાહ્મણો જે પહેલાં તેનો થોડોઘણો લાભ

લેતા હશે તેમણે તે બિલકુલ લેવો બંધ કર્યો. જે થોડા બ્રાહ્મણો વેપારમાં પડવાને ઇચ્છતા હતા તે તો અલબત્ત આ ફેરફારથી ખુશીની સાથે ગામઠી નિશાળમાં ભણતા. પણ ઘણાખરા જેને શાસ્ત્રી પુરાણી વગેરે થવાની જ ઇચ્છા હતી, તેઓએ ગુજરાતી નિશાળમાં જવું જ માંડી વાળ્યું, અને એકદમ જ શાળાની રીતની ઊંચી કેળવણી લેવી શરૂ કરી. જેને જે શાસ્ત્ર ભણવું હોય તે શાસ્ત્રનાં પાનાં બગલમાં મારી કોઈ ગુરુને ત્યાં જાય. વાણિયાઈ ભણતર અને બ્રાહ્મણી ભણતર અને એ બે વર્ગના લોકો એકબીજાથી છેક જ્ઞાન અને લાગણીમાં નોખા પડી ગયા. આમ થવાથી દેશને મહા નુકસાન થયું. વ્યવહારી કેળવણી મૂકી દેવાથી બ્રાહ્મણોની બુદ્ધિ છેક વ્યવહારશૂન્ય અને વેદિયા ઢોરના જેવી જ થઈ ગઈ. ગુજરાતી કાગળ લખવો કે વાંચવો હોય, તો ઓશિયાળે મોઢે વાણિયાની હાટે જવું પડે. પૈસાનું શાક લેતાં પણ ન આવડે. લગનવિવાહના ખરચનો તો આંકડો કાઢવાને એક રાંડીરાંડને જેટલી પાડોશી વાણિયાની જરૂર પડે તેટલી જ આપણા શાસ્ત્રી બાવા કે પુરાણી બાવાને પડે. ખરું કહીએ તો વ્યવહારી કામમાં તેઓની કિંમત એક કોડીની પણ રહી નહિ. આ પ્રમાણે વ્યવહારમૂર્ખ થવાથી શાસ્ત્રના અભ્યાસમાં પણ કાંઈ વધારે સાર કાઢી શક્યા એમ ન જાણવું. વ્યવહારી સામાન્ય કેળવણી વિના ઊંચી કેળવણી જોઈએ તેવી રીતે લઈ શકાય જ નહિ એ એમના અનુભવ ઉપરથી સિદ્ધ થાય છે. પ્રથમ વ્યવહારી નિશાળમાં સંસ્કૃત વ્યાકરણ, કાવ્ય, વગેરેની સામાન્ય કેળવણી અપાતી હતી, અને તે લીધા પછી જેને જે શાસ્ત્ર ભણવું હોય તેનો તે સારો અભ્યાસ કરી શકતા હતા. પણ હમણાં તો સંસ્કૃત ભાષાના જ્ઞાન વિના વૈદ્ય વૈદ્યકના અને જોષી જ્યોતિષના ગ્રંથો ભણવા લાગ્યા. વ્યાકરણશાસ્ત્ર જેણે લીધું હોય તે જ વ્યાકરણ જાણે. સઘળા એકદેશી થઈ ગયા, અને એક દેશમાં પણ પહેલાંના જેવા સારા નીવડવાની તો આશા જ દૂર થઈ, કેમકે ઘણા દેશ જાણ્યાથી જ એક દેશનું જ્ઞાન વિસ્તીર્ણ, સચોટ, અનુભવસિદ્ધ, અને ઉપયોગી થઈ શકે છે. એકદેશી થવાથી અજ્ઞાન, અભિમાન, અને વહેમીપણું વધ્યું, અને

તેઓ જડ, દુરાગ્રહી, અને સદા પરંપરાને જ જોનારા થઈ રહ્યા.

વાણિયાઈ અને બ્રાહ્મણી ભણતર નિરાળાં થઈ જવાથી આ રીતે બ્રાહ્મણ વર્ગ જ બગડ્યો એમ ન જાણવું. વાણિયાઓને એથી પણ વધારે નુકસાન થયું. બ્રાહ્મણો તો બગડતા બગડતા વિદ્યાના એક દેશમાં પણ રહ્યા, પરંતુ આ લોકો તો કેવળ અજ્ઞાનવાસી જ થઈ રહ્યા. દુકાન ચલાવવા સિવાય એકે વાતની તેમનામાં સમજ રહી નહિ. વેપાર સિવાય બીજી કોઈ પણ વાતમાં જરાયે અક્કલ ચાલે નહિ. આર્યોએ પ્રાચીનકાળે જે સુધારો ઊભો કર્યો હતો, દુનિયામાં લાહ્યો હતો, અને જેનો સંચરો હજી સુધી દેશમાં ચાલતો હતો, તે સઘળો તેઓએ આ વખતે ફેંકી દીધો, પાછા જંગલી અવસ્થામાં પેઠા, અને મનુષ્યત્વ ઉપરથી જ હાથ ઉઠાવ્યો. વેપાર અને પૈસો એ સિવાય કોઈ વસ્તુ વહાલી ગણી નહિ; વિચાર અને વિદ્યા તો બ્રાહ્મણને સોંપી દીધાં; એનો ખપ પડશે ત્યારે રૂપિયો અર્ધો દક્ષણા આપીને ઝટ મેળવીશું એમ મૂર્ખાઓ સમજવા લાગ્યા. આથી જ દેશની ખરેખરી ખરાબી બાકી હતી તે પૂરી થઈ. બ્રાહ્મણોએ જોયું કે આપણે જ ઉજડ ગામમાં એરંડા પ્રધાન થયા છીએ, જૂઠું કહીએ છીએ કે સાચું કહીએ તે જાણનાર કે પરવાહ રાખનાર કોઈ નથી, આપણી કિંમત- આ મૂર્ખાઓ આગળ આપણા જ્ઞાનથી નહિ પણ ડોળથી જ થાય છે, આપણે જે કહીશું તે એ માનશે જ, વગેરે વગેરે. આવી સ્થિતિમાં બ્રાહ્મણો આળસુ, અજ્ઞાની, સ્વાર્થી, અને ઠગારા થઈ પડે એમાં શું આશ્ચર્ય? વિદ્યા અને ધર્મ તરફ જે પૂર્વે બ્રાહ્મણો લક્ષ રાખતા હતા તે છેક બંધ પડ્યું, અને મૂર્ખ પણ શ્રીમંત જજમાનોને શી રીતે ભોળવીને પૈસો કઢાવવો તેની જ તેઓ ત્રેવડમાં ફરવા લાગ્યા. શાસ્ત્રને ખૂણામાં નાંખ્યાં, અને પુરાણો આગળ કાઢ્યાં. ધર્મજ્ઞાનને પડતાં મૂક્યાં અને કર્મકાંડની ફૂટ વધારી. આ રીતે આડંબર વધ્યો ને વિદ્યા ગઈ, અને ટૂંકામાં થોડા વખતમાં ગોર ને જજમાન એ બંનેમાં અજ્ઞાન, અસત્ય, અને સ્વાર્થ એ એટલાં બધાં વધી ગયાં કે એ એમાં વધારે નઠારું કોણ એ કહેવું અશક્ય થઈ રહ્યું. પુરાણીઓએ કલ્પેલો કળિકાળ આ બંને જણાએ પોતાની મેળે જ આણ્યો.

આ વ્યવહારી કેળવણીની બાબતમાં અમે અત્રે એક નાના વિવેચનમાં શોભે તે કરતાં કાંઈ વધારે વિસ્તાર કર્યો છે ખરો, પણ તેમ કરવાની અમે બહુ જરૂર સમજીએ છીએ. એ વ્યવહારી કેળવણી અંગ્રેજી રાજની તરફથી પ્રયત્ન શરૂ થયા તે વેળા કેવી અધમ સ્થિતિમાં હતી તે આ ચોપડીમાં જણાવ્યું નથી, અને તે જાણ્યા વિના આ નવા સમારંભથી આપણા દેશને કેટલો ફાયદો થયો છે તેનું બરાબર તોલ થઈ શકે નહિ. બીજું, કેળવણીમાં કેવળ વ્યવહારબુદ્ધિ ઉપર જ લક્ષ રાખવાથી આપણા દેશને કેટલાં બધાં નુકસાન થયાં છે એ વાત જાહેર કરવાની હાલ બહુ જરૂર છે. ઘણે ઠેકાણે કેળવાયેલા કહેવાય છે તેઓની તરફથી પણ હાલ આપણે ઘણીવાર ફરિયાદ સાંભળીએ છીએ કે નિશાળોમાં કાવતાના રાગડાનું શું કામ છે? ઇતિહાસ ભૂગોળનું શું કામ છે? વ્યાકરણનું શું કામ છે? માત્ર લખતાંવાંચતાં અને ઉપયોગી હિસાબ ગણતાં શીખવો એટલે બસ. આટલું નાનું ધોરણ કેટલાક તો અંગ્રેજી સ્કૂલોમાં પણ પેસાડવાને ચાહે છે. ઊંચી કેળવણી ( Liberal Education ) ઉપર અભાવ રાખી " ઉપયોગ, ઉપયોગ, " એવો જે કેટલાક હાલ પોકાર ઉઠાવે છે તે બીજું કાંઈ નથી પણ ઉપર જે માઠા પરિણામવાળી અને દેશને જંગલી કરી નાખનારી વાણિયાઈ બુદ્ધિ કહી તેનું જ બીજે રૂપે બોલવું છે. નિશાળના ધોરણોમાં ઉપયોગ ઉપર અલબત નજર રાખવી જ જોઈએ, પણ જો સામાન્ય જ્ઞાન અને બુદ્ધિની કેળવણીના વિચાર પડતા મૂકી ટૂંક અક્કલમાંથી પેદા થયેલા જાડા ઉપયોગીપણાના ખ્યાલને આધીન થઈએ, તો કેવાં માઠાં પરિણામ થાય છે તે ગામઠી નિશાળોથી ઉપર બતાવ્યા પ્રમાણે નીપજેલાં ભયાનક ફળ જોતાં સ્પષ્ટ માલૂમ પડશે, અને એ બતાવવાને માટે જ અમારે આટલી જગા રોકવી પડી છે.

વ્યવહારોપયોગી કેળવણીનો ખર્ચ તો છોકરાના માબાપે જ તમામ આપવો જોઈએ, અને તે જ પ્રમાણે આપણા દેશમાં એ વખતે થતું હતું. ગામઠી નિશાળોને રાજ્ય તરફનો જરા પણ આશ્રય નહોતો, અને તે છતા મહેતાજીઓ સારી સ્થિતિમાં હતા એમાં કાંઈ શક નથી.

એ મહેતાજીઓનો શી રીતે નિભાવો ચાલતો હતો તેનું વર્ણન આ કવિ ઠીક રમૂજથી કરે છે.

પંડ્યાના પોષણ માટે પાકાં સીધાં નિત આવી પડે,
દાણાની મૂઠી દરરોજે, શિષ્યો લાવી નિશાળ અડે;
છૂટીએ પૈસોને સીધું, વાંધા વગર હતું મળતું,
મોટાનો સુત નિશાળ આવ્યે, ભાગ્ય ભલું ગુરુનું ભળતું.
નિજ સુત નિશાળમાં બેસંતા, નિશાળગરણું મન ગમતું,
શક્તિ પ્રમાણે કરાવીને સૌ દામ દઈ ગુરુને નમતું;
ઇંધનની આપત્તિ ન મળે, દૂધ દહી આવી મળતાં,
ફળ કેરી, રાયણ, સીતાફળ, મળતાં ઝટ ઝાડે ફળતાં.
અમુક ભણતરે એક રૂપિયો, હસતે મુખ આગળ ધરતા,
સાધારણ કેળવણી પાછળ, એ રીત ખર્ચ ઘણો કરતા;
બાળાઓને પણ કેળવણી, માબાપો ગુરુથી દેતાં,
શાળામાં બીજી જગ્યાએ, બાળકી વૃંદ હતાં રહેતાં.
વૃદ્ધ સુશીલ ગંભીર દૃઢ વપુના, મે'તાજી તે વેળ હતા,
કરપ તેમનાથી કંપીને, નૃપસુત સરખા સજડ થતા;
બાળક રહેતું છાનું રહેતું, ઓ પંડ્યા આવ્યા કે'તાં,
આજ્ઞાંકિત અભ્યાસી ઝાઝા, ગુરુના વચન મહી રે'તા.

મહેતાજીના ડોળ વિષે ઉપર કહ્યું તે તો ઠીક છે, પણ વળી અમારે સંભારવું જોઈએ કે બાળકીઓની કેળવણી વિષે જે એમાં કહ્યું છે તે વચલા વખતને માટે જ સમજવું. પાછલા વખતમાં તો બાળકીઓને નિશાળે મોકલી ભણાવવાનો ધારો તદ્દન જ બંધ પડ્યો હતો.

* * *

# વિદ્વાનોના ધર્મ

આ મનુષ્યદેહ ધારણ કરવાના હેતુ, એટલે, આપણે શું શું કરીએ તો આપણે આપણો આ જન્મ સફળ કરેલો કહેવાય, તેના ચાર મોટા વર્ગ આપણા વિવેકી પૂર્વજોએ બાંધ્યા છે. ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ. એને પુરુષાર્થ અથવા પરમ પદાર્થ કહે છે. વિચાર કરીને જોઈશું, તો આ વર્ગણી ઘણી જ શાસ્ત્રીય માલૂમ પડશે. એમાં માણસની સઘળી મનોવૃત્તિઓનો સમાવેશ થઈ જાય છે અને સઘળા માણસો પોતાની શક્તિ પ્રમાણે એમાંના એક અથવા અનેક પદાર્થો મેળવવાને અહોનિશ મંડ્યા રહે છે. કામ એટલે પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરવાને તો પશુઓ પણ ઉદ્યોગ કરે છે. આગળ, પણ આ સંસારમાં જ, ઉપયોગી થઈ પડે એવાં સુખદાયક સાધનો મેળવવા તરફ જે મનનું વળણ થાય છે તેને અર્થબુદ્ધિ કહે છે. ધર્મ એથી ઊંચો પદાર્થ છે. તોપણ એ બુદ્ધિયે માણસના સ્વભાવમાં જ રહેલી છે. એ વડે જ માણસ પશુથી મોટું ગણાય છે. એમાં કામ કે અર્થનો વિચાર નથી, પણ મારે શું કરવું જોઈએ — મારી શી ફરજ છે એનો વિચાર ઉત્પન્ન થઈ તે પ્રમાણે વર્તવાનું મન થાય છે. ધર્મબુદ્ધિ પણ કામ ને અર્થના જેવી જ સ્વાભાવિક અને સઘળામાં સામાન્ય છે. પાપીમાં પાપી માણસમાં પણ ધર્મબુદ્ધિ છે જ નહિ

એમ કદી ધારશો મા. આપણા ઉપર મોટો ઉપકાર કર્યો હોય, એવા માણસ ઉપર કાંઈ વિપત્તિ આવી પડે ત્યારે તેને મદદ કરવાનું મન કોને થતું નથી? તમારા અંતઃકરણને પૂછો અને તે કહે છે કે સઘળાને થાય છે. તમારું તો શું પણ ચોર અને ખૂનીનું અંતઃકરણ પણ એમ જ કહે છે. તેની વર્તણૂક ઘણે પ્રસંગે નઠારી છે ખરી, તેઓનાં મન પાપમાં પચી રહ્યાં છે ખરાં, તોપણ ધર્મબુદ્ધિ છેક શૂન્ય થઈ ગઈ નથી. એ જ ધર્મધુરંધર પરિબ્રહ્મના મંડાણની ખૂબી છે. બધામાં સ્વાભાવિક રીતે જ ધર્મનાં બીજ રહેલાં છે અને તે સત્સંગથી ખીલે છે તથા કુસંગથી કરમાઈ જાય છે. સદ્‌ગુરુના સમાગમથી વખતે ધર્મબુદ્ધિ એટલી બધી પ્રફુલ્લિત થઈ જાય છે કે તેની વડના જેવી વસ્તીર્ણ, સુશોભિત, અને સઘળાને આશ્રયદાયક ઘટા જામી રહે છે.

માણસના ધર્મ વિવિધ છે. એમાં કેટલાક તો સામાન્ય છે, એટલે સઘળા માણસને સમાન રીતે જ લાગુ પડે છે: જેમકે સાચું બોલવું, ચોરી ન કરવી, બીજા ઉપર દયા રાખવી, વગેરે. એ પ્રમાણે તો રંકથી રાજા અને પંડિતથી મૂર્ખ સુધી સઘળાએ ચાલવું જોઈએ. એમાં કાંઈ સ્થિતિ પરત્વે ભેદ નથી. પણ કેટલાક ધર્મ, માણસની જુદી જુદી સ્થિતિ અથવા સંબંધ હોય છે, તે ઉપરથી ઉત્પન્ન થાય છે, તેથી કેટલાકને લાગુ પડે છે, ને કેટલાકને લાગુ પડતા નથી. જેમકે, માબાપના ધર્મ, પુત્ર પુત્રીના ધર્મ, દંપતિના ધર્મ, રાજાના ધર્મ, પ્રજાના ધર્મ, શ્રીમંતના ધર્મ, વિદ્વાનના ધર્મ, એ વગેરે અનેક તરેહના વિશેષ ધર્મ થાય છે, અને તે જેને લાગુ પડતા હોય તેણે વિશેષ કાળજીથી પાળવા જોઈએ.

અત્રે એમાંથી વિદ્વાનના ધર્મ વિષે બોલવાનો વિચાર છે. વિદ્વાન નામ જેવું મોટું છે તે પ્રમાણે તેના ધર્મ પણ મોટા છે. એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે,

> विद्वत्त्वं च नृपत्वं च नैवतुल्यं कदाचन ।
> स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥

જો એ પ્રમાણે રાજાથી પણ વિદ્વાન વધારે પૂજ્ય છે, તો તે પૂજ્યતાને યોગ્ય થવા તેણે ધર્મ પણ ઘણા પાળવા પડે એમાં કાંઈ

આશ્ચર્ય નથી. વિદ્વાનના ધર્મ એટલા બધા છે, અને તે દરેકના પેટામાં એટલું બધું કહેવાનું છે કે તે પ્રમાણે જો યથાસ્થિત વિસ્તાર કરવા બેસીએ, તો એક મોટું પુસ્તક થઈ જાય. તેથી અહીંયાં તો તેમાંના મુખ્ય મુખ્ય થોડા જ ધર્મ વિષે સૂચના કરવાનો વિચાર રાખ્યો છે.

આપણે ઉપર કહ્યું છે કે વિશેષ ધર્મો તો સ્થિતિ અથવા સંબંધ પરત્વે ઊભા રહેલા છે અને તેથી વિદ્વાનનો મુખ્ય ધર્મ તો એ જ હોવો જોઈએ કે પોતે જે વિદ્યા ભણ્યો છે તેનો સારો ઉપયોગ કરવો. કેમકે ભણવાનો હેતુ જ એ છે કે જે ભણીએ તેનો પાછળથી ઉપયોગ કરી શકીએ. નહિ તો ભણવાનું કામ જ શું છે? પણ કેટલાક તો પોતાનું સઘળું ભણતર મહેતાજીને ધીમે ધીમે પાછું સોંપતા જાય છે, અને માત્ર લખવુંવાંચવું જે નિત્યના વ્યવહારમાં આવ્યાથી જતું રહેતું નથી તે સિવાય કાંઈ પણ આખર સરવાળે પોતાની સિલકમાં રાખતા નથી. શાળામાં ખગોળવિદ્યા, રસાયનશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, પદાર્થજ્ઞાન, વગેરે અનેક ઉપયોગી વિષયો સારી રીતે શીખ્યા હોય છે, પણ શાળા છોડ્યા પછી તેમાં વધારો કરવાને બદલે અથવા તેનો ઉપયોગ કરવાને બદલે તે બિલકુલ ભૂલતા જ જાય છે; અને વખતે ગેલિલિયો અને ન્યૂટનની વાતો કરનારો ભૂંગળભટિયાના ભવિષ્યવાદ સાંભળતાં અને માનતાં જરા પણ લાજતો નથી. તે જાણતો નથી કે મેં જે ઊંચી કેળવણી લીધી હતી તેમાંથી હું કેટલો હેઠે ગબડી પડ્યો છું. કદાપિ કોઈને એમ લાગશે કે પોતાનો અભ્યાસ જારી રાખવાની જે ઉપર વ્યંજના કરી તેમાં ધર્મ રહેલો નથી, પણ તેમાં તો માત્ર પોતાના અર્થની જ વાત છે. અલબત્ત એમાં પોતાના અર્થની વાત તો છે જ, પણ પરમેશ્વરે સ્વાર્થ અને પરમાર્થ એવા જોડી દીધાં છે કે તે કોઈ પણ બાબતમાં એકબીજાથી જુદાં પડી શકતાં નથી. સારી રીતે સ્વાર્થ સાધતાં પરમાર્થ થઈ જ જાય છે અને તેમ જ પરમાર્થ કરતાં સ્વાર્થ થાય છે. તે પ્રમાણે વિદ્વાનો પોતાની વિદ્યા તાજી રાખે તેમાં બીજાઓને પણ લાભ ઘણો રહેલો છે. જો દેશમાં વિદ્વાનોની જરૂર છે, જો તે દેશને ઉપયોગી છે, તો તેઓની વિદ્યા તાજી રહેવાથી જ દેશને

લાભ છે. પણ આપણા આ ભાગ્યહીન દેશમાં હાલ વિદ્વાન વર્ગ એવો કાચો અને પોતાની ફરજો બજાવવાને અશક્તિમાન છે કે વિદ્વાનોના અભ્યાસથી દેશને લાભ થાય છે એ વાત ઘણાને ભ્રાંતિરૂપ ભાસે છે. પણ યુરોપ તરફ તમારી નજર ફેરો અને જુઓ કે ત્યાં વિદ્વાનના ખાનગી અભ્યાસે એ ખંડને કેવું નવું જ રૂપ આપી દીધું છે. યુરોપ ખંડની વિદ્યા, કળા, અને સમૃદ્ધિ એ શું છે? એનું મૂળ શું છે? ખંતી વિદ્વાનોની શોધો શું છે? તમે એમ ધારો છો કે એ શોધો પોતાની મેળે થઈ છે? કેટલા વિદ્વાનો પોતાના અભ્યાસસ્થળમાં એકાંતમાં ભરાઈ રહ્યા હશે, તેમણે પોતપોતાના વિષયનું મનન કર્યાં કર્યું હશે, મનને સદા ચંચળનું ચંચળ રાખ્યું હશે, ભૂખતરસ વેઠી હશે, અને સંસારને તૃણવત્ ગણી વિદ્યાકળાની શોધ પાછળ મંડ્યા રહ્યા હશે, ત્યારે તેઓ પોતાના દેશને આવી તેજસ્વી સ્થિતિમાં આણવાને સમર્થ થયા છે. એ પ્રમાણે જ પૂર્વે આપણા આર્ય દેશમાં પણ ઋષિઓ સરસ્વતીની સેવામાં નિમગ્ન હતા, અને તેથી જ તેઓ પોતાના વંશજોને સારુ અમૂલ્ય જ્ઞાનનો ભંડાર મૂકી ગયા છે એટલું જ નહિ પણ પોતાના નામની એવી અવિચળ કીર્તિ ગજાવી ગયા છે કે તેની આગળ હાલ પણ સુધરેલા દેશના મોટા મોટા પંડિતો સાનંદાશ્ચર્યથી પોતાનું માથું નમાવે છે.

તે છતાં ઉપર જે ધર્મ કહ્યો તેને પરિપૂર્ણ રીતે સફળ કરવો એ થોડા જ અપૂર્વ બુદ્ધિના પુરુષોના ભાગ્યમાં લખેલું હોય છે. બધાથી એ બની શકતુ નથી. તોપણ એ વાંચી કોઈ વિદ્વાને નાઉમેદ થવું નહિ. અને બની શકે એવા બીજા પણ ધર્મ ઘણા છે. નવીન કાંઈ ઊભું કરવું એ ઘણાથી ન બની શકે, પણ પોતાને જે જ્ઞાન મળ્યુ હોય તેનો લાભ બીજા દેશી ભાઈઓને આપવો એ તો સરળ કામ છે. એમ કરવાના ઘણા રસ્તા છે. પુસ્તકો, ભાષાંતરો, ચોપાનિયાં, વર્તમાનપત્રો, ભાષણો, વાતચીત, વગેરે. એમાંથી કોઈ પણ પ્રકારે સઘળા વિદ્વાનોએ પોતાની શક્તિ પ્રમાણે દેશની સેવા બજાવવી જ જોઈએ. એમ નહિ કે કાચા શિખાઉએ એકદમ ગ્રંથકર્તા થઈને ફરવું. એ તો સ્વાર્થી, માનના ભૂખ્યા, અધૂરા ઘડાનું છલકાવું છે. તોપણ એવો અર્ધું ભણેલો માણસ પણ

નમ્ર અને ઉત્સાહી હોય, તો બીજાને બીજી રીતે પોતાના જ્ઞાનનો લાભ આપી શકે ખરો. એવો માણસ પોતાના કરતાં પણ ઊતરતા જ્ઞાનવાળા માણસોમાં બેઠો હોય ત્યાં જો પોતાના સદ્‌વિચારો બીજાને જણાવે હેતપ્રીતથી વાદવિવાદ કરે, અને ખરા દિલથી વિવેકભર્યો બોધ કરે, તો બેશક દેશમાં ઘણી બાબતનો સુધારો થાય. એવા અધભણ્યા પણ નિરુપયોગી અથવા ધિક્કારવા જોગ નથી. સુધારાની લડતમાં સરદારોની જરૂર છે; અને તેથી પણ વધારે સિપાઈઓની જરૂર છે જ. કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય એ કહેવત પ્રમાણે એવા માણસોથી જુમલે ઘણું કામ થાય અને થાય છે જ. માત્ર તેઓએ પોતાની યોગ્યતા જાણવી જોઈએ.

વિદ્વાનોનો ત્રીજો ધર્મ એ છે કે બહુ જ ખંતથી સદાચરણને માર્ગે ચાલવું. આ ધર્મ મનુષ્યમાત્રને સામાન્ય છે. તોપણ અહીંયાં વિશેષપણે ગણવાની જરૂર એટલા માટે પડે છે કે જો એક વિદ્વાન ખોટે રસ્તે ચાલે તો તેથી જગતમાં નુકસાન ઘણું થાય છે. દુનિયા માને છે કે બીજા ગમે તેમ ચાલે, પણ વિદ્વાન તો ધર્મનો સનાતન પથ કદી છોડનાર નથી. એ મોટા માનને—એ વિશ્વાસને—લાયક થવું એ વિદ્વાનનો ધર્મ છે. વિદ્વાનને કુમાર્ગે ચાલતો જોઈ આખા વર્ગને દૂષણ લાગે છે. લોકોની વિદ્વાન અને વિદ્યા એ બંને ઉપર અપ્રીતિ થઈ જાય છે, અને ઘણા માણસો વિદ્યાભ્યાસ કરતા અટકે છે. માટે દુરાચરણી વિદ્વાન મોટો કુળ-દ્રોહી છે, એટલે, એ પોતાના આખા વર્ગને બહુ જ નુકસાન કરનારો થઈ પડે છે. બીજું વિદ્વાનનાં દુરાચરણ જોઈ બીજા લોકો પણ નિઃશંકપણે તે પ્રમાણે વર્તે છે, એ ખરેખરું મોટું નુકસાન છે; અને એ બાબત જે જોખમદારી પોતાના માથા ઉપર છે તે વિદ્વાને કદી પણ ભૂલવી જોઈએ નહિ.

ચોથી ફરજ એ છે કે પોતે જે ધર્મકર્મ સાચાં માન્યાં હોય તે પ્રમાણે જ વર્તવું. કહેણી તેવી રહેણી રાખવી જ જોઈએ — એ તો પોથીમાનાં રીંગણાં એમ કહીને છટકી જવાથી લોકમાં હાંસી જ થાય છે અને સદુપદેશની કાંઈ પણ અસર થતી નથી. નવા વિચાર ઉત્પન્ન કરનાર અથવા પ્રવર્તાવનાર પંડિતો

જ હોય છે. પોતાના મનમાં એક વાત સાચી માન્યા છતાં તેથી વિરુદ્ધ ચાલવું એ ઘણી જ નામર્દાઈ છે અને તે જો મુછાળા કોઈ પણ માણસને શોભતું નથી, તો નિશ્ચય અને સ્થિરતાના આસન ઉપર ઠરેલા વિદ્વાનને કેવું — કેટલું બધું લજામણું દેખાય છે? કોઈ વિદ્વાન જ્યારે પોતાના વિચાર પ્રમાણે વર્તતો નથી ત્યારે તે ગમે એટલું બોલે પણ એ બોલ ખરા અને એના અંતઃકરણના છે એમ લોકો કદી પણ માનતા નથી. અને એમાં કાંઈ નવાઈ નથી. જો એક માર્ગ આપણે સારો માનતા હોઈએ, તો આપણે તે પ્રમાણે શા માટે ચાલીએ નહિ? જો તે માર્ગે જવું, આપણને પરવડતું નથી, જો આપણને તે માર્ગે ભો લાગે છે, તો શા માટે તે માર્ગ બીજાને બતાવવો જોઈએ? શા માટે ઉશ્કેરણી કરવી જોઈએ? અને શું મો લઈને તેમના ભય હસી કાઢવા જોઈએ? એવો બોધક પોતે જ હસાય છે. જો પોતે એક વાત સાચી માને છે, જો તેને તેમાં પુરુષાર્થ દેખાય છે તો તે કરવાને પુરુષ હોય છે તે તો પોતે જ પહેલો તૈયાર થાય છે, અને બીજાને પોતાની પાછળ આંગળી કરીને બોલાવતો જાય છે. તેના બોલાવ્યા પ્રમાણે લોકો ઉમંગથી તેની પાછળ દોડે છે, પાછું જોવા જરાયે ઊભા રહેતા નથી. થોડા વખતમાં તે પુરુષાર્થ સધાય છે અને દેશમાં ડંકો વાગી રહે છે.

"સમય અનુકૂળ નથી" એવા ગણગણાટ જોરથી અમારા કાન ઉપર આવીને અથડાય છે. "હિન્દુસ્તાનના સઘળા સુધારા ધર્મની સાથે જોડાઈ ગયેલા છે અને ધર્મનો એક વિચાર ઊથલાવી નાંખવો એ હિમાલય પર્વતને ઊથલાવવા કરતાં પણ અઘરું કામ છે. એક માણસથી શું થઈ શકે? પ્રવાહની સામા કેમ તરાય? અમે અમારી ફરજ બધીયે જાણીએ છીએ, પણ એકલા શું કરીએ?" એકલા શું કરીએ? એક માણસથી શું થઈ શકે? અમે કહીએ છીએ મોટાં કામ એકથી જ થાય છે. દુનિયામાં કયું મોટું કામ અનેક માણસોએ ભેગાં થઈને કર્યું છે? બૌદ્ધ, ખ્રિસ્તી, મુસલમાન ધર્મના કાઢનાર એક હતા કે અનેક? શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, કબીર એ પ્રથમ એક જ હતા કે અનેક? શિવાજી એક હતો કે અનેક? એક ગેલિલિયોએ કેટલું કર્યું છે? એક

સૉક્રેટીસ ગ્રીસદેશમાં સુધારાનો પોકાર કેવી હકીકતની સાથે ઉઠાવી શક્યો હતો? રૂ કાંતવાના સંચા કાઢનારો પ્રથમ એક હતો કે અનેક? એકલો સ્ટિવન્સન આખા દેશના અજ્ઞાન અને દુરાગ્રહને કેવી રીતે હલાવવાને શક્તિમાન થયો? એક ઈશ્વરે આ સૃષ્ટિ રચી છે અને અનેક મથી મરે છે તોયે તે સમજવાને પણ શક્તિમાન થયા નથી, અને થવાના પણ નથી. એકની જ ખૂબી છે!

આ મોટાં કામોની વાત કરી, પણ નાના કામોમાં પણ તેમ જ છે. દરેક કામની શરૂઆત તો એક જ માણસથી થાય છે. પ્રથમ તે નિંદાય છે, લોકો સામા થાય છે, અને વખતે કેટલાક વખત સુધી દુઃખ પણ સોસવું પડે છે. સુધારકની કીર્તિની એ જ કિંમત છે. પણ જો તે ધિક્કાર અને જુલમમાં ડગતો નથી, તો લોકો હારીને ધીમે ધીમે તેને માન આપતા થાય છે, તેના વિચાર સાચા માનવા લાગે છે, અને પરિણામે તેની પછાડી પોતાની મેળે ઘસડાયા આવે છે. તે છતાં તે ઘસડાયા આવો કે નહિ, ધારેલો સુધારો થાઓ કે નહિ, લોકો રૂઠો કે ત્રૂઠો, પણ એ તો વાત નિઃસંદેહ છે કે જ્ઞાનીનો ધર્મ છે કે પોતાના જ્ઞાનને અનુસરતું ચાલવું. વિચારવંત પ્રાણી તરીકે તેની ફરજ છે કે પોતે જે સાચું માન્યુ છે તે પ્રમાણે વર્તવું. પોતે તે સાચું માને છે તેની પરીક્ષા જ એ છે.

આ પ્રમાણે વિદ્વાનના ચાર મુખ્ય ધર્મ આપણે ગણાવ્યા (૧) પોતાનો વિદ્યાભ્યાસ હમેશાં કાયમ રાખવો. (૨) પોતાના જ્ઞાનનો લાભ બીજાઓને યથાશક્તિ આપતાં રહેવું. (૩) સદાચરણથી ચાલવું. (૪) ગાડરિયા પ્રવાહમાં ન ખેંચાતાં પોતાના ખરા વિચાર પ્રમાણે જ વર્તવું. આ સિવાય વિદ્વાનોના બીજા ધર્મ ઘણા છે, પણ આ મુખ્ય છે, અને એ પ્રમાણે ચાલવાને દરેક વિદ્વાને મહેનત કરવી જોઈએ. સઘળા દેશોમાં વિદ્વાનોના આવા ધર્મ છે, અને તે પ્રમાણે નહિ ચાલે તે ઈશ્વરના ચોર ગણાશે. હિન્દુસ્તાનમાં તો ભણેલાઓને આ વાત એથી પણ વધારે જોરથી લાગુ પડે છે, કેમકે તેમની કેળવણીનો ખર્ચ દેશની તરફથી કરવામાં આવે છે. આપણે ઘણીવાર બૂમ પાડીએ છીએ કે કેળવણી મોંઘી થઈ ગઈ છે, પણ યાદ રાખવું કે યુરોપના બીજા

દેશોના મુકાબલામાં ઘણી સોંઘી છે. ઈંગ્લંડમાં એક છોકરાને કે છોકરીને ભણાવતાં માબાપને કેટલા હજારો રૂપિયા ખર્ચ થઈ જાય છે તેનો વિચાર કરીશું ત્યારે માલૂમ પડશે કે આપણા દેશમાં તો સરકાર કેળવણી હજી પણ મફત જ આપે છે. ઈંગ્લંડનાં મોટાં કેળવણીખાતાં લોકોના પૈસા વડે જ ચાલે છે. તેમાં સરકાર થોડી જ કે કાંઈ જ મદદ કરતી નથી. એથી ઊલટું હિંદુસ્તાનનાં બધાં કેળવણીખાતાં સરકાર કે રાજાઓની ઉદારતાથી જ ચાલે છે. ભણનારના માબાપ તરફથી ફીને નામે એ ખર્ચમાં જે મદદ મળે છે તે ઘણી જ થોડી છે અને તે વડે કદી પણ એ કેળવણીખાતાંઓ ઘડીભર પણ ટકી શકે નહિ. દરેક છોકરા દીઠ ભણાવવાનો કેટલો ખર્ચ પડે છે તેનો વિચાર કરી જોઈશું તો આ વાત તુરત સમજાશે.

ગયા વર્ષના કેળવણીખાતાના રીપોર્ટ ઉપરથી ગુજરાતમાં જુદી જુદી જાતની નિશાળોમાં દરેક ભણનાર દીઠ કેટલો ખર્ચ થાય છે તે તથા દરેક કેટલી ફી ભરે છે તેનો કોઠો ઉપજાવી કાઢીએ છીએ. તેમાં મુંબઈની એલ્ફિન્સ્ટન કોલેજમાં કેટલો ખર્ચ થાય છે તે ઉમેર્યો છે. એમાં આનાપાઈ મૂકી દઈ રોકડા રૂપિયા જ માંડ્યા છે.

| નિશાળની જાત | છોકરા દીઠ દર વર્ષે ખર્ચ | એ અભ્યાસ કેટલા : વર્ષ ચાલે | બધા વર્ષનો ખર્ચ | સરાસરી વાર્ષિક ફી | બધાં વર્ષોની ફી | ફી બાદ કરતાં ખર્ચ | પાછલી કેળવણી ઉમેરતાં કુલ ખર્ચ |
|---|---|---|---|---|---|---|---|
| ગુજરાતી નિશાળ | ૬ | ૬ | ૩૬ | ૧ | ૬ | ૩૦ | ૩૦ |
| એ. વર્નાક્યુલર સ્કૂલ | ૨૧ | ૩ | ૬૩ | ૬ | ૧૮ | ૪૫ | ૭૫ |
| હાઈ સ્કૂલ | ૮૨ | ૪ | ૩૨૮ | ૧૨ | ૪૮ | ૨૮૦ | ૩૩૫ |
| એલ્ફિન્સ્ટન કોલેજ | ૪૭૫ | ૪ | ૧૯૦૦ | ૬૦ | ૨૪૦ | ૧૬૬૦ | ૨૦૧૫ |

આ ઉપરથી માલૂમ પડશે કે એક છોકરાને ઊંચી કેળવણી આપતાં એટલે એક બી. એ. તૈયાર કરતાં સરકારને ૨૦૧૫ રૂપિયા લાગે છે. ભૂલવું નહિ કે આ ગણતરીમાં તે જે ફી આપે છે તે બધી બાદ કરી છે. આ તો ખરેખરો સરકારને ખરચ ખાતે ૮ લખી વાળવાનો આંકડો છે. તેમજ હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કરનાર એટલે મેટ્રિક્યુલેટેડની પાછળ ૩૫૫ રૂપિયા, એંગ્લો વર્નાક્યુલર સ્કૂલના ભણનાર પછવાડી ૭૫, અને ગુજરાતી કેળવણી પાછળ ૩૦ રૂપિયા ખર્ચ લાગે છે. પણ ઊંચી ગુજરાતી કેળવણી અહીંયાં જ પૂરી થતી નથી. હવે અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં દર સ્કૉલર દીઠ દર વર્ષે ૧૮૬ રૂપિયા અને રાજકોટમાં ૧૫૭ રૂપિયા થાય છે,' તેથી એની સરાસરી ૧૭૩ ગણતાં ત્રણ વર્ષનાં ૫૧૯ ઉમેરતા ગુજરાતી ઊંચામા ઊંચી કેળવણી આપતાં ૫૮૯ રૂપિયા થાય છે. બે જ વર્ષનો મહેનાછ લઈએ તોપણ તેની પાછળ પણ ૩૭૬ રૂપિયા થાય.

હવે આટલો બધો ખર્ચ કરાવી ભણેલો માણસ દેશને બદલો આપવાને બંધાયેલો જ છે. તે દેશનો કરજદાર છે અને તે વાળવું જ જોઈએ. કદાપિ કોઈ કહેશે કે એ તો સરકારનો ઉપકાર છે. એમાં દેશને શુ છે? પણ એ જ મોટી ભૂલ છે. લોકોની એ સમજથી જ હિન્દુસ્તાનની ખરાબી થઈ છે અને થાય છે. સરકાર એ રૈયતની પ્રતિનિધિ છે. તે પૈસા વાપરે છે તે લોકોના જ, લોકોની તરફથી, અને લોકને વાસ્તે જ વાપરે છે. સરકાર વિદ્યાદાન કરે છે તે લોકો જ કરે છે. જેને વિદ્યાદાન મળેલું છે, તેણે લોકોનો જ ઉપકાર માનવો જોઈએ. પેલા ગામડિયા ખેડૂતનો ધિક્કાર કરવાને બદલે તેણે તેને નમીને કહેવું જોઈએ: માબાપ, તમે મને તમારે ખર્ચે ભણાવી ગણાવી હોશિયાર કર્યો છે, એ ઉપકાર હું ભૂલવાનો નથી, અને એ વિદ્યાથી તમારું મારાથી જેટલું ભલું થશે તે કરવાને જો હું ચૂકું તો મોટો લૂણહરામી કહેવાઉં. બેશક માબાપ આપણને ભણાવે છે તેનો બદલો વાળવાને બંધાયેલા છીએ, તે કરતાં પણ આપણે આપણા દેશ તરફ એમ કરવાને વધારે બંધાયેલા છીએ. દર વર્ષે દેશ લાખો રૂપિયા કેળવણીખાતા પછાડી ખર્ચ કરે છે અને તેનો

બદલો પોતાના ભણેલા પુત્રો પાછો વાળશે એમ આશા રાખે છે. તે આશા રાખવાનો તેનો સંપૂર્ણ હક છે. શું એકલપેટા સ્વાર્થીઓના સુખમાં વધારો કરવાને સારુ જ દેશ આટલા બધા રૂપિયા ખર્ચે છે? શું ફલાણાભાઈ બી. એ. થઈને બસો રૂપિયા કમાઈ મોજ મારે, કે એમ. એ. થઈ ધન એકઠું કરવા મંડી જાય તેને સારુ દેશે તેની પછાડી આટલા રૂપિયા બગાડ્યા છે! કદી નહિ. એનો બદલો વાળવો જ જોઈએ એમ તેનું અંતઃકરણ અને આખી આલમનું અંતઃકરણ પોકાર કરે છે. તે જ પ્રમાણે જેને જેટલી કેળવણી મળી છે તે પ્રમાણે તેણે પોતાનું ફરજ અદા કરવું જોઈએ. હિન્દુસ્તાનમાં હાલ આવું વિશેષ કારણ છે તે ન હોય, તોપણ સઘળા દેશના પુત્ર છે અને તેમણે પોતાના દેશની ઉન્નતિ કરવાને સારુ યથાશક્તિ મહેનત કરવી એ દુનિયામાં બધે એક સાધારણ ફરજ ગણાય છે. જો પોતાની વિદ્યા દેશનું ભલું કરવામાં ન આવી તો તે શા કામની? કહ્યું છે કે काकोऽपि किं न कुरुते चंच्वा स्वोदरपूरणम् એટલે પેટ ભરવું તો કાગડાઓ પણ શું ચાંચ વડે નથી કરતા?

૧૮૭૯

# ખરો દેશાભિમાન

દેશાભિમાન એ મોટો સદ્‌ગુણ ગણાય છે. એ વિના માણસમાં બીજા ગમે તેટલા સદ્‌ગુણ હોય, તો પણ તે નકામા મનાય છે. સઘળા સદ્‌ગુણો દેશાભિમાનથી ઝળકી ઊઠે છે, અને દેશાભિમાન વિના ઊંચામાં ઊંચા ગુણો પણ ઝાંખા દેખાય છે, એમાં કાંઈ સંદેહ નથી. દેશાભિમાની પુરુષોની સઘળે પ્રશંસા થાય છે, અને તે સર્વેની પ્રીતિ સહેજમાં સંપાદન કરે છે. દેશાભિમાનીમાં બીજા કાંઈ દુર્ગુણો હોય છે તે પણ આ સદ્‌ગુણના તેજમાં દબાઈ જાય છે. દેશાભિમાની પુરુષો પોતાના બંધુઓને સદા પ્રિય લાગે છે, અને તે યોગ્ય જ છે. કેમકે આપણા ઉપર જે પ્યાર રાખે તેના ઉપર આપણે પ્રેમ રાખવો એ આપણા મનનો સ્વભાવ જ છે. તેમજ દેશાભિમાન વિનાના પુરુષો સઘળે નિંદાય છે. તેના બીજા સારા ગુણો તથા કૃત્યો તરફ લોકો નજર કરતા નથી, અથવા કરે છે તોપણ આ એક મોટી ખામીની આગળ તેઓ બીજા કશાની કિંમત ગણતા નથી. અને એ વાત ખરી છે કે દેશાભિમાન વિના માણસ પોતાના દેશને ઉપયોગી થઈ શકતો નથી. એવો માણસ બધે તુચ્છ અને કંગાલ ગણાય છે. એને કોઈ ચાહતું નથી. ટૂંકામાં દેશાભિમાન એ દેશીઓના ઐક્યનું મુખ્ય સાધન છે, અને એ જ્યાં નથી હોતું ત્યાં ઐક્ય થઈ શકતું નથી.

બદલો પોતાના ભણેલા પુત્રો પાછો વાળશે એમ આશા રાખે છે. તે આશા રાખવાનો તેનો સંપૂર્ણ હક છે. શું એકલપેટા સ્વાર્થીઓના સુખમાં વધારો કરવાને સારુ જ દેશ આટલા બધા રૂપિયા ખર્ચે છે? શું કલાણાભાઈ બી. એ. થઈને બસો રૂપિયા કમાઈ મોજ મારે, કે એમ. એ. થઈ ધન એકઠું કરવા મંડી જાય તેને સારુ દેશે તેની પછાડી આટલા રૂપિયા બગાડયા છે! કદી નહિ. એનો બદલો વાળવો જ જોઈએ એમ તેનું અંતઃકરણ અને આખી આલમનું અંતઃકરણ પોકાર કરે છે. તે જ પ્રમાણે જેને જેટલી કેળવણી મળી છે તે પ્રમાણે તેણે પોતાનું કરજ અદા કરવું જોઈએ. હિન્દુસ્તાનમાં હાલ આવું વિશેષ કારણ છે તે ન હોય, તોપણ સઘળા દેશના પુત્ર છે અને તેમણે પોતાના દેશની ઉન્નતિ કરવાને સારુ યથાશક્તિ મહેનત કરવી એ દુનિયામાં બધે એક સાધારણ કરજ ગણાય છે. જો પોતાની વિદ્યા દેશનું ભલું કરવામાં ન આવી તો તે શા કામની? કહ્યું છે કે काकोऽपि किं न कुरुते चंच्वा स्वोदरपूरणम् એટલે પેટ ભરવું તો કાગડાઓ પણ શું ચાંચ વડે નથી કરતા?

૧૮૭૯

## ખરો દેશાભિમાન

દેશાભિમાન એ મોટો સદ્‌ગુણ ગણાય છે. એ વિના માણસમા બીજા ગમે તેટલા સદ્‌ગુણ હોય, તો પણ તે નકામા મનાય છે. સઘળા સદ્‌ગુણો દેશાભિમાનથી ઝળકી ઊઠે છે, અને દેશાભિમાન વિના ઊંચામાં ઊંચા ગુણો પણ ઝાંખા દેખાય છે, એમાં કાંઈ સંદેહ નથી. દેશાભિમાની પુરુષોની સઘળે પ્રશંસા થાય છે, અને તે સર્વેની પ્રીતિ સહેજમાં સંપાદન કરે છે. દેશાભિમાનીમાં બીજા કાંઈ દુર્ગુણો હોય છે તે પણ આ સદ્‌ગુણના તેજમાં દબાઈ જાય છે. દેશાભિમાની પુરુષો પોતાના બંધુઓને સદા પ્રિય લાગે છે, અને તે યોગ્ય જ છે. કેમકે આપણા ઉપર જે પ્યાર રાખે તેના ઉપર આપણે પ્રેમ રાખવો એ આપણા મનનો સ્વભાવ જ છે. તેમજ દેશાભિમાન વિનાના પુરુષો સઘળે નિંદાય છે. તેના બીજા સારા ગુણો તથા કૃત્યો તરફ લોકો નજર કરતા નથી, અથવા કરે છે તોપણ આ એક મોટી ખામીની આગળ તેઓ બીજા કશાની કિંમત ગણતા નથી. અને એ વાત ખરી છે કે દેશાભિમાન વિના માણસ પોતાના દેશને ઉપયોગી થઈ શકતો નથી. એવો માણસ બધે તુચ્છ અને કંગાલ ગણાય છે. એને કોઈ ચાહતું નથી. ટૂંકામાં દેશાભિમાન એ દેશીઓના ઐક્યનું મુખ્ય સાધન છે, અને એ જ્યાં નથી હોતું ત્યાં ઐક્ય થઈ શકતું નથી.

દેશાભિમાનનો ગુણ ઘણો જ ઉપયોગી છે. અંગજ્ઞાનથી જ માણસમાત્ર પોતાના પંડને સૌથી વધારે ચાહે છે. તેથી ઊતરતા પોતાના બંધુને ચાહે છે. પછી પોતાના સાથીઓને ચાહે છે. સાથીઓ કેડે પોતાની નાતજાતને, ગામના લોકોને ચાહે છે. એ પ્રમાણે ચડતાં ચડતાં માણસ પોતાના સમસ્ત દેશ ઉપર મમતા રાખતાં શીખે છે. દેશપ્રીતિમાં પોતાનો જ સ્વાર્થ કેવી રીતે રહેલો છે તે જ્યારે બરાબર સમજાય છે, એનાં રૂડાં પરિણામો એટલે સમસ્ત દેશનો ઉત્કર્ષ બધાના જોવામાં આવે છે, અને જ્યારે એ ગુણ અભ્યાસથી માણસોમા ઘણો કેળવાય છે, ત્યારે પાછળ કહેલી સઘળી પ્રીતિઓનુ જોર નરમ પડે છે, અને દેશપ્રીતિનું જોર ઝળકાટની સાથે બહાર પડે છે. માણસ ખુશીની સાથે દેશના હિતને સારુ ઘણી મહેનતે મેળવી રાખેલું ધન ઘડીમાં ખરચી નાખે છે. પોતાના બીજા સંબંધની મમતા છોડી દેશની સેવામાં એકનિષ્ઠાએ તત્પર રહે છે, અને પ્રસંગ આવે છે તો દેશને સારુ પોતાના પ્રાણનો પણ પરમ આનંદથી ભોગ આપે છે. આ વખતે આ ગુણ મોટો સદ્‌ગુણ થઈ બિરાજી રહે છે. આ વખતે સ્વાર્થબુદ્ધિ જઈને કેવળ પરમાર્થબુદ્ધિ જ વ્યાપી રહે છે. દેશાભિમાનની પ્રશંસા થાય છે તે આવા દેશાભિમાનની જ. આવો દેશાભિમાન માણસજાતનું એક મોટું ભૂષણ. અને સંસારની તેજીનુ મુખ્ય કારણ છે.

દેશપ્રીતિ જેટલી ઉપયોગી છે તેટલી જ સ્વાભાવિક છે. દેશપ્રીતિના જેવું બીજું કાંઈ સ્વાભાવિક નથી. પોતપોતાનુ સૌને સારું લાગે છે એ નિયમે માણસમાત્રને પોતાનુ ગામ કે દેશ વહાલો લાગે છે. ઊજડમાં ઊજડ મુલકના રહેનારને પણ તે જ મુલક વહાલો લાગે છે. ગમે તેવા ફળદ્રુપ, સુંદર, અને સુખસામગ્રીથી ભરપૂર દેશમા તે જાય છે તોપણ તેનું ચિત્ત અંદરથી પોતાની સ્વભૂમિ તરફ જ ખેંચાય છે, અને પરદેશના મોટા મોટા મહેલો અને બાગબગીચા જોતા છતાં પણ પોતાના મનની દૃષ્ટિએ તો સ્વદેશના ડુંગરા અને રાનો જ નિહાળ્યાં કરે છે. અંગ્રેજ કવિ સ્કૉટ કહે છે કે "એવો કોઈ પણ માણસ દુનિયામાં વસે છે કે જે પરદેશથી પાછો આવતાં પ્રેમના ઊભરાથી

એમ બોલી ન ઊઠ્યો હોય કે આ મારી પોતાની જન્મભૂમિ છે? અને જો કદાપિ કોઈ માણસ એવો હોય તો તે ચંડાળને ધિક્કાર છે, ધિક્કાર છે!" આ કહેવું ખરું જ છે. સ્વદેશપ્રીતિ એવી તો સ્વાભાવિક છે કે એ વિનાનો માણસ શી રીતે થઈ શકે તે પણ બરાબર આપણાથી સમજાતું નથી. સ્વદેશને ન ચાહવો એ સૃષ્ટિના નિયમ વિરુદ્ધ છે, અને એવા વિપરીત લક્ષણવાળાને જોતાં સ્વાભાવિક રીતે જ કંટાળો આવે છે. ખરું જોઈએ તો કેવળ દેશપ્રીતિરહિત માણસ હોઈ શકતો જ નથી. માત્ર કેટલાએકમાં દેશપ્રીતિ વધારે કેળવાયેલી અને જાગૃત થયેલી હોય છે, અને કેટલાએકમાં બીજા વિકારોના દબાણથી દબાઈ રહેલી હોય છે. પણ દેશપ્રીતિનાં બીજ મનુષ્યમાત્રના મનમાં છે અને તે યોગ્ય ખેતીની જ રાહ જુએ છે.

આ પ્રમાણે દેશાભિમાન સ્વાભાવિક, ઉપયોગી, તથા સ્તુત્ય છે. તોપણ એ સદ્‌ગુણ શુદ્ધ જોઈએ તેવી સ્થિતિમાં થોડે જ ઠેકાણે માલૂમ પડે છે. દેશાભિમાનના પડદામાં રહીને ઠગ લોકો પોતાના સ્વાર્થ સાધે છે, માનના ભૂખ્યા માન મેળવે છે, અને અધિકારના લોભી અધિકાર હસ્તગત કરી લે છે, તેની વાત અત્રે કરતા નથી. એ તો ખુલ્લો જ દુર્ગુણ છે. બીજા સદ્‌ગુણોનો વેષ ધારણ કરીને પાપી લોકો પોતાની મતલબ હાંસલ કરી લે છે, તેમજ આ સદ્‌ગુણનું પણ તેઓ કરે એમાં કંઈ નવાઈ નથી. અત્રે તો દેશાભિમાનની ખોટી સમજ તથા તેના ખોટા ઉપયોગ વિષે અમે બોલવા માગીએ છીએ. ઘણા લોકો દેશાભિમાનનો અર્થ બરાબર સમજતા નથી, અને તેનો ઉપયોગ જોઈએ તેવી રીતે કરી જાણતા નથી.

દેશ ઉપર પ્રીતિ રાખવી અને તેનો ખોટો અભિમાન રાખવો એ બેમાં બહુ ફેર છે. દુનિયાના ઘણાખરા માણસો પોતાના દેશની ખોટી તારીફ કરવામાં, અને બીજા દેશની નિંદા કરવામાં જ દેશપ્રીતિ આવી રહેલી હોય એમ સમજતા દેખાય છે. પોતાના દેશનું તે સારું અને પરદેશનું તે ખોટું એવી એ લોકોની સાધારણ સમજ છે. આવી સમજથી જ્યાં જાય છે ત્યાં તેઓ વાત કરતાં લડી પડે છે અને વખતે મારામારી પર પણ આવી

જાય છે. આવી સમજથી છતી આંખે આંધળા થઈને ફરે છે અને રાતને દિવસ કહેતાં જરા પણ આચકો ખાતા નથી. આપણા લોકોમાં પણ આવો ખોટો અભિમાન ઘણો જ જોવામાં આવે છે. આપણી તે પવિત્ર ભૂમિ અને બીજા બધા મુલકોના રહેનારા તે મ્લેચ્છ. આપણો દેશ સારો, આપણી વિદ્યા સારી, આપણો આચાર સારો, આપણી રીતભાત સારી અને આપણું સઘળુંયે સારું એમ સાધારણ લોકો પણ સમજે છે. એ વાત ખરી કે આજકાલ પરદેશીઓના પરાક્રમ અને કળાકૌશલ્યનાં કામો જોઈને એ અભિમાન ઓછો થવા લાગ્યો છે, તોપણ ધર્મ અને આચારની બાબતમાં તો હજી એટલો જ અભિમાન કાયમનો કાયમ છે. આપણામાં તો વિશેષે કરીને દેશાભિમાન શબ્દે એ ખોટા અભિમાનમાં ઘણો વધારો કર્યો છે. એ શબ્દ પ્રથમ ઘડનારે દેશપ્રીતિ રાખ્યો હોત તો વધારે સારું થાત; એમાં કેટલોએક અભિમાનનો ભાગ રહેલો છે ખરો, તથાપિ પ્રીતિનો ભાગ એમાં વધારે છે. તે છતાં એ શબ્દ એટલો પ્રચારમાં આવ્યો છે કે અમે પણ તેનો ત્યાગ કરી શકતા નથી.

આવી રીતે ખોટા અભિમાન રાખવાથી દેશને કંઈ પણ ફાયદો નથી. જે વાત અપણામાં નઠારી હશે તેને જાણીને કે અજાણમાં આપણે સારી કહીશુ તેથી કદી પણ તે સારી થવાની નથી. આપણે સારી કહીશું માટે બીજા લોક કદી સારી કહેવાના નથી. જાણીજોઈને નઠારી વાતને સારી કહેવી એના જેવી બીજી મૂર્ખાઈ નથી. નઠારી વસ્તુને સારી માનવાથી મોટામાં મોટું નુકસાન એ છે કે તેને કોઈ વખત પણ સારી થવાનો સંભવ રહેતો નથી. આપણા શરીરમાં રોગ થયો હોય અને આપણે અભિમાનથી એમ જ માની બેસીએ કે આપણે આરોગ્ય છીએ, તો નિશ્ચય એ અભિમાનનું પરિણામ મરણ સિવાય બીજું કદી પણ થવાનું નહિ. આપણે નિર્ધન છતાં ધનવાન છીએ એમ માની મદમાં ફર્યાં કરીએ તો અપણે દરિદ્રતામાં સબડ્યા જ કરીએ એમાં શું આશ્ચર્ય ? આપણને એક પણ અક્ષર ન આવડતો હોય છતાં મહાપંડિતનો ગર્વ રાખીને ફરીએ તો તેથી શું કદી પણ વિદ્યાના જે લાભ છે તે મેળવવાને શક્તિમાન થઈશું ? જેવું એક

માણસનું તેવું જ દેશનું પણ સમજવું. દેશનો ખોટો અભિમાન દેશીઓ રાખે, તેનાં દૂષણો તરફ નજર ન કરે, દૂષણો દેખે તો પણ તેને ભૂષણરૂપ માની લે, દેશની ખરાબી થતી દેખે તો પણ બડાઈને સારુ બહુ આબાદ છે એવા તડાકા મારે, તો બેશક તે દેશ પાયમાલ થયા વિના રહે નહિ. એવા મિથ્યાભિમાનીઓને દેશાભિમાની કહેવાને બદલે દેશના ખરેખરા દ્રોહી કહેવા જોઈએ. તેઓમાં દેશપ્રીતિ નથી, પણ મૂર્ખાઈના ઘરનો બહુ જ નાશકારક ગર્વ છે.

જે માણસમાં ખરો દેશાભિમાન છે તેની સમજ તથા વર્તણુક આથી બિલકુલ જુદી જ છે. તે બડાઈને માટે પોતાના દેશની ઠાલી પતરાજી કરતો નથી. તે પોતાના દેશની ખામીઓ તરફથી નજર દૂર કરવાને બદલે તેને ખંતથી ખોળી કાઢે છે. પરદેશીઓના મહેણાં તેને બહુ જ લાગે છે; પણ તેની જોડે તે સારુ શબ્દયુદ્ધ મચાવવાને બદલે પોતાના મનમાં વિચાર કરે છે કે એ મહેણાંનું વાસ્તવિક કારણ છે કે નહિ, અને જો કાંઈ યોગ્ય કારણ દીસે છે તો તે ખોડ બતાવનારની સાથે નકામી તારી મારી કરવાને બદલે તે ખોડ શી રીતે દૂર થાય તેના ઉપાયની યોજનામાં સદા તત્પર રહે છે, કદી પણ કોઈ કલંકનો ઢાંકપિછોડો કરવા ચાહતો નથી, પણ એથી ઊલટો કાંઈ કલંક જાહેર થાય છે ત્યારે મનમાં પ્રસન્ન થાય છે કે ઠીક થયું, હવે એ ટાળવાનો આપણને પ્રસંગ મળશે. એને પોતાના દેશનો અભિમાન થોડો છે એમ નથી. એને જેટલો એ વિષે અભિમાન છે તેટલો તો બીજા કોઈને નથી. પોતાના દેશનું ધસાતુ સાંભળીને એના કલેજામાં જેટલો ઊંડો ઘા પડે છે તેટલો કોઈના પણ કલેજામાં પડતો નથી. પોતાના દેશની વાહવા સાંભળીને એનુ મન જેટલું પ્રફુલ્લિત થાય છે તેટલું કોઈનું પણ થતુ નથી. એને પોતાના દેશનો બહુ જ અભિમાન છે, પણ તેની સાથે તે વાજબી, ડાહ્યો, અને પરિણામે લાભકારક અભિમાન છે. તે પોતાના દેશનો અભિમાન રાખે છે, પણ તેની સાથે તે પોતાના દેશને અભિમાનયોગ્ય જોવાને બહુ જ ખંતી છે. તે પોતાની જાતનો જેમ ખોટો અભિમાન રાખતો નથી તેમ તેને પોતાના દેશની ઠાલી પતરાજી કરવી ગમતી નથી.

તે જાતે માનને યોગ્ય થવાને મથે છે, અને તેમજ પોતાનો દેશ પણ માનને યોગ્ય થાય એમ નિરંતર ઇચ્છે છે. ખોટું માન તે જાતે અપમાન સમજે છે, અને તેથી પોતાના દેશને સારુ ખોટા માનનો કદી પણ દાવો કરતો નથી.

સ્વદેશાભિમાન કેવો મોટો સદ્‌ગુણ છે તે તો વાંચનારને સહેજે માલૂમ પડશે. આપણા આર્ય પૂર્વજોમાં આ જાતનો ઉત્તમ દેશાભિમાન હતો. તેઓ સઘળો સ્વાર્થ છોડીને રાત-દિવસ દેશનો ઉત્કર્ષ કરવામાં મંડ્યા રહેતા હતા. તેઓ ધર્મનો, અર્થનો, અને કામનો દેશમાં ઉત્કર્ષ કરવાના વિચારમાં ને વિચારમાં સદા નિમગ્ન રહેતા હતા. તેઓ પોતના શરીરનું કે કુટુંબનું કાંઈ પણ સુખ ઇચ્છતા ન હતા, વનમાં જઈને વસતા, વલ્કલ પહેરતા, અને ઘણા જ સાદા ખોરાક ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા હતા. તેઓનું સુખ દેશના સુખમાં જ રહેલું હતું. એવી રીતે આશ્રમમાં બેઠા બેઠા જ્યારે સંસારસુખના તેઓ મોટા પાયા નાંખવાને શક્તિમાન થતા હતા, ત્યારે જે તેઓના ઉદાર દિલમાં આનંદનું પૂર ઊઠતું હતું તેનો કદી પણ આજકાલના મતલબી અને ટૂંકી નજરના હિંદુને ખ્યાલ આવવાનો નથી. વનમાં બેઠા બેઠા દેશીઓને સારુ કાયદા બાંધતા હતા, ધર્મનો બોધ કરતા હતા, અને શાસ્ત્રોના ગ્રંથ રચતા હતા. જો કોઈ અધર્મી રાજા શાસ્ત્રોનુ ઉલ્લંઘન કરી રાંકડી પ્રજાને સંતાપતો માલૂમ પડતો હતો તો તેઓ એકાંતવાસમાંથી દેવની પેઠે આવીને પોતાના નામના પ્રતાપ વડે તે અસુરને પદચ્યુત કરતા હતા, અને તેની જગો ઉપર કોઈ ધર્મજ્ઞ રાજપુત્રને બેસાડી પાછા કેવળ નિર્લોભપણે અલોપ થઈ જતા હતા. દેશકલ્યાણનો વિચાર કરવો, અને બધાને તે કલ્યાણમાર્ગનો બોધ કરવો એ જ તેઓનું કામ હતુ. ક્ષત્રિય આદિ બીજી વર્ણો પણ એ જ પ્રમાણે દેશાભિમાનથી ભરપૂર હતી. પોતાના એક પંડના હિત કરતાં સમસ્ત જનમંડળીના હિત તરફ બધાનું લક્ષ વધારે રહેતું હતું, જનમંડળીના હિતને સારુ પોતાના પ્રાણનો ભોગ આપવાને હજારો તૈયાર થતા હતા, અને તેમાં જેને પ્રાણ આપી દેશની સેવા બજાવવાનો પ્રસંગ મળતો હતો તેને સઘળા મહા ભાગ્યશાળી

સમજતા હતા. જનસેવામાં હજારો રૂપિયા ખરચીને શ્રીમંતો કૃતાર્થ થયા એમ સમજતા હતા. જનોપયોગી કામ કરવામાં જન્મ્યાનું અને રળવાનું સાર્થક છે એમ સઘળા સમજતા હતા.

આવી જ્યાં દેશનાં ઘણા માણસોની સમજ ત્યાં તે દેશ ઉન્નતિને પહોંચે એમાં શી નવાઈ? આપણો દેશ એ કારણથી એક વાર ઘણી ઉન્નતિને પહોંચ્યો, અને જ્યાં ત્યાં તેની વિદ્યા, કળા તથા સંપત્તિનાં વખાણ થવા લાગ્યાં, દેશદેશના પંડિતો અત્રે ભણવાને આવતા, અને દશબાર વર્ષ ગુરુને ત્યાં નમ્રપણે રહી પોતાના દેશમાં વિદ્યાનાં બીજ રોપવાને સારુ લઈ જતા. અહીંયાંના વેપાર અને લક્ષ્મીએ તો એક વખત આખી દુનિયાને ગાંડી જ કરી મૂકી હતી. દૂર દૂર દેશના લોકો હિન્દુસ્તાનમાં આવવું અને શ્રીમંત થવું એ એકરૂપ જ સમજતા હતા. હિન્દુસ્તાન જીતવાને પરદેશીઓનો શો આગ્રહ? હિન્દુસ્તાનમાં જવાનો જળમાર્ગ શોધી કાઢવાને સારુ કેટલી કેટલી મહેનત, કેટલો આગ્રહ અને શોધી કાઢ્યા પછી પોતાના હાથમાં રાખવાને સારુ કેટલી તજવીજ અને કેટલી મારામારી? પણ બધો વખત ફરી ગયો! હાલ તેમાંનું કાંઈ રહ્યું નથી! કીર્તિને ઠેકાણે જ્યાં ત્યાં એની અપકીર્તિ થાય છે. લોકો સઘળું પુરપાર્થ ખોઈ બેઠા છે. જગતમાં વહેમી અને મૂર્ખની છાપ પડી છે. લક્ષ્મીએ યુરોપમાં વાસ કીધો છે અને તેને ઠેકાણે આપણા દેશમાં નિર્ધનતાની આણ ચાલવા લાગી છે. આ સમયે ખોટું અભિમાન રાખવું એના જેવું બીજું કાંઈ ખોટું નથી. આ સમયે ખામીઓને છુપાવી મોઢેથી બડાઈ મારવી એના જેવું દેશદ્રોહનું બીજું કાંઈ કામ નથી. રોગી માણસને નીરોગી માની લેવાથી કદી પણ તે જીવે એમ આશા રાખવી નહિ જોઈએ. એ સમયે ખરા મિત્રનું તો એ કામ છે કે એ રોગને જોવો કે ઓળખવો, અને ઘટતો ઉપાય કરવો. એ ઉપાય કદાપિ અણગમતો હોય, કદાપિ ઓસડ કડવું હોય, અને તેથી તે દરદી ન માનતો હોય, તો તેને પકડી બળાત્કારે પણ પ્રીતિભાવથી ઇલાજ કરતાં આંચકો ખાવો નહિ જોઈએ. કદાપિ એ પોતાની ઘેલછામાં ચિડવાઈને લાત મારે, ગાળ દે, દુશ્મન ગણવા તૈયાર થાય તો પણ પેલો તેનો ખરો

તે જાતે માનને યોગ્ય થવાને મથે છે, અને તેમજ પોતાનો દેશ પણ માનને યોગ્ય થાય એમ નિરંતર ઇચ્છે છે. ખોટું માન તે જાતે અપમાન સમજે છે, અને તેથી પોતાના દેશને સારુ ખોટા માનનો કદી પણ દાવો કરતો નથી.

સ્વદેશાભિમાન કેવો મોટા સદ્‌ગુણ છે તે તો વાંચનારને સહેજે માલૂમ પડશે. આપણા આર્ય પૂર્વજોમાં આ જાતનો ઉત્તમ દેશાભિમાન હતો. તેઓ સઘળો સ્વાર્થ છોડીને રાતદિવસ દેશનો ઉત્કર્ષ કરવામાં મંડ્યા રહેતા હતા. તેઓ ધર્મનો, અર્થનો, અને કામનો દેશમાં ઉત્કર્ષ કરવાના વિચારમાં ને વિચારમાં સદા નિમગ્ન રહેતા હતા. તેઓ પોતના શરીરનું કે કુટુંબનું કાંઈ પણ સુખ ઇચ્છતા ન હતા, વનમાં જઈને વસતા, વલ્કલ પહેરતા, અને ઘણા જ સાદા ખોરાક ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા હતા. તેઓનું સુખ દેશના સુખમાં જ રહેલું હતું. એવી રીતે આશ્રમમાં બેઠા બેઠા જ્યારે સંસારસુખના તેઓ મોટા પાયા નાખવાને શક્તિમાન થતા હતા, ત્યારે જે તેઓના ઉદાર દિલમાં આનંદનું પૂર ઊઠતું હતું તેનો કદી પણ આજકાલના મતલબી અને ટૂંકી નજરના હિંદુને ખ્યાલ આવવાનો નથી. વનમાં બેઠા બેઠા દેશીઓને સારુ કાયદા બાંધતા હતા, ધર્મનો બોધ કરતા હતા, અને શાસ્ત્રોના ગ્રંથ રચતા હતા. જો કોઈ અધર્મી રાજા શાસ્ત્રોનું ઉલ્લંઘન કરી રાંકડી પ્રજાને સંતાપતો માલૂમ પડતો હતો તો તેઓ એકાંતવાસમાંથી દેવની પેઠે આવીને પોતાના નામના પ્રતાપ વડે તે અસુરને પદચ્યુત કરતા હતા, અને તેની જગો ઉપર કોઈ ધર્મજ્ઞ રાજપુત્રને બેસાડી પાછા કેવળ નિર્લોભપણે અલોપ થઈ જતા હતા. દેશકલ્યાણનો વિચાર કરવો, અને બધાને તે કલ્યાણમાર્ગનો બોધ કરવો એ જ તેઓનું કામ હતું. ક્ષત્રિય આદિ બીજી વર્ણો પણ એ જ પ્રમાણે દેશાભિમાનથી ભરપૂર હતી. પોતાના એક પંડના હિત કરતાં સમસ્ત જનમંડળીના હિત તરફ બધાનું લક્ષ વધારે રહેતું હતું, જનમંડળીના હિતને સારુ પોતાના પ્રાણનો ભોગ આપવાને હજારો તૈયાર થતા હતા, અને તેમાં જેને પ્રાણ આપી દેશની સેવા બજાવવાનો પ્રસંગ મળતો હતો તેને સઘળા મહા ભાગ્યશાળી

સમજતા હતા. જનસેવામાં હજારો રૂપિયા ખરચીને શ્રીમંતો કૃતાર્થ થયા એમ સમજતા હતા. જનોપયોગી કામ કરવામાં જન્મ્યાનું અને રળવાનું સાર્થક છે એમ સઘળા સમજતા હતા.

આવી જ્યાં દેશનાં ઘણા માણસોની સમજ ત્યાં તે દેશ ઉન્નતિને પહોંચે એમાં શી નવાઈ? આપણો દેશ એ કારણથી એક વાર ઘણી ઉન્નતિને પહોંચ્યો, અને જ્યાં ત્યાં તેની વિદ્યા, કળા તથા સંપત્તિનાં વખાણ થવા લાગ્યાં, દેશદેશના પંડિતો અત્રે ભણવાને આવતા, અને દશબાર વર્ષ ગુરુને ત્યાં નમ્રપણે રહી પોતાના દેશમાં વિદ્યાનાં બીજ રોપવાને સારુ લઈ જતા. અહીંયાંના વેપાર અને લક્ષ્મીએ તો એક વખત આખી દુનિયાને ગાંડી જ કરી મૂકી હતી. દૂર દૂર દેશના લોકો હિન્દુસ્તાનમાં આવવું અને શ્રીમંત થવું એ એકરૂપ જ સમજતા હતા. હિન્દુસ્તાન જીતવાને પરદેશીઓનો શો આગ્રહ? હિન્દુસ્તાનમાં જવાનો જળમાર્ગ શોધી કાઢવાને સારુ કેટલી કેટલી મહેનત, કેટલો આગ્રહ અને શોધી કાઢ્યા પછી પોતાના હાથમાં રાખવાને સારુ કેટલી તજવીજ અને કેટલી મારામારી? પણ એ વખત ફરી ગયો! હાલ તેમાંનું કાંઈ રહ્યું નથી! કીર્તિને ઠેકાણે જ્યાં ત્યાં એની અપકીર્તિ થાય છે. લોકો સઘળું પુરુષાર્થ ખોઈ બેઠા છે. જગતમાં વહેમી અને મૂર્ખની છાપ પડી છે. લક્ષ્મીએ યુરોપમાં વાસ કીધો છે અને તેને ઠેકાણે આપણા દેશમાં નિર્ધનતાની આગ ચાલવા લાગી છે. આ સમયે ખોટું અભિમાન રાખવું એના જેવું બીજું કાંઈ ખોટું નથી. આ સમયે ખામીઓને છુપાવી મોટેથી બડાઈ મારવી એના જેવું દેશદ્રોહનું બીજું કાંઈ કામ નથી. રોગી માણસને નીરોગી માની લેવાથી કદી પણ તે ઊઠે એવી આશા રાખવી નહિ જોઈએ. એ સમયે ખરા મિત્રનું તો એ કામ છે કે એ રોગને જોવો કે ઓળખવો, અને ઘટતો ઉપાય કરવો. એ ઉપાય કદાપિ અણગમતો હોય, કદાપિ ઓસડ કડવું હોય, અને તથા તે દરદી ન માનતો હોય, તો તેને પકડી બળાત્કારે પણ પ્રીતિભાવથી ઇલાજ કરતાં આંચકો ખાવો નહિ જોઈએ. કદાપિ એ પોતાની ઘેલછામાં ચિડવાઈને લાત મારે, ગાળ દે, દુશ્મન ગણવા તૈયાર થાય તો પણ પેલો તેનો ખરો

તે જાતે માનને યોગ્ય થવાને મથે છે, અને તેમજ પોતાનો દેશ પણ માનને યોગ્ય થાય એમ નિરંતર ઇચ્છે છે. ખોટું માન તે જાતે અપમાન સમજે છે, અને તેથી પોતાના દેશને સારુ ખોટા માનનો કદી પણ દાવો કરતો નથી.

સ્વદેશાભિમાન કેવો મોટો સદ્‌ગુણ છે તે તો વાંચનારને સહેજે માલૂમ પડશે. આપણા આર્ય પૂર્વજોમાં આ જાતનો ઉત્તમ દેશાભિમાન હતો. તેઓ સઘળો સ્વાર્થ છોડીને રાત-દિવસ દેશનો ઉત્કર્ષ કરવામાં મંડયા રહેતા હતા. તેઓ ધર્મનો, અર્થનો, અને કામનો દેશમાં ઉત્કર્ષ કરવાના વિચારમાં ને વિચારમાં સદા નિમગ્ન રહેતા હતા. તેઓ પોતના શરીરનું કે કુટુંબનું કાંઈ પણ સુખ ઇચ્છતા ન હતા, વનમાં જઈને વસતા, વલ્કલ પહેરતા, અને ઘણા જ સાદા ખોરાક ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા હતા. તેઓનું સુખ દેશના સુખમાં જ રહેલું હતું. એવી રીતે આશ્રમમાં બેઠા બેઠા જ્યારે સંસારસુખના તેઓ મોટા પાયા નાંખવાને શકિતમાન થતા હતા, ત્યારે જે તેઓના ઉદાર દિલમાં આનદનુ પૂર ઊછળતું હતું તેનો કદી પણ આજકાલના મતલબી અને ટૂંકી નજરના હિંદુને ખ્યાલ આવવાનો નથી. વનમાં બેઠા બેઠા દેશીઓને સારુ કાયદા બાંધતા હતા, ધર્મનો બોધ કરતા હતા, અને શાસ્ત્રોના ગ્રંથ રચતા હતા. જો કોઈ અધર્મી રાજા શાસ્ત્રોનુ ઉલ્લંઘન કરી રાંકડી પ્રજાને સંતાપતો માલૂમ પડતો હતો તો તેઓ એકાંતવાસમાંથી દેવની પેઠે આવીને પોતાના નામના પ્રતાપ વડે તે અસુરને પદચ્યુત કરતા હતા, અને તેની જગો ઉપર કોઈ ધર્મજ્ઞ રાજપુત્રને બેસાડી પાછા કેવળ નિર્લોભપણે અલોપ થઈ જતા હતા. દેશકલ્યાણનો વિચાર કરવો, અને બધાને તે કલ્યાણમાર્ગનો બોધ કરવો એ જ તેઓનું કામ હતુ. ક્ષત્રિય આદિ બીજી વર્ણો પણ એ જ પ્રમાણે દેશાભિમાનથી ભરપૂર હતી. પોતાના એક પંડના હિત કરતાં સમસ્ત જનમંડળના હિત તરફ બધાનું લક્ષ વધારે રહેતું હતું, જનમંડળના હિતને સારુ પોતાના પ્રાણનો ભોગ આપવાને હજારો તૈયાર થતા હતા, અને તેમાં જેને પ્રાણ આપી દેશની સેવા બજાવવાનો પ્રસંગ મળતો હતો તેને સઘળા મહા ભાગ્યશાળી

પોતાનું માથું આપતાં પણ આચકો ખાય નહિ. તેથી બીરબલની આ દીનતા જોઈ ફક્કડ જગન્નાથે પોતાના કાન ફફડાવ્યા અને કહ્યું કે "પાદશાહ, બીરબલ ખરું કહે છે. આવું છેક અર્થરહિત જે જે બોલે તેના દોષ બતાવવા એમાં જ શરમ છે." આ સાંભળી બધા ચમક્યા. શું એ એમ કહેવાની તાકાત ધરાવે છે કે પાદશાહનો એવો પ્રતાપ નથી? મિયાં લબ્બે તો છલકાઈને પૂછવા લાગ્યા કે ત્યારે મારો અર્થ શો ખોટો છે તે કહો. એણે જવાબ વાળ્યો, "મિયાં, પાદશાહની રજા હોય તો તૈયાર છું." પાદશાહે કહ્યું, કહો, રજા છે. જગન્નાથ પંડિત બોલ્યા, "પૃથ્વિપતે, મિયાં લબ્બે શું કહેવાના હતા, પણ ત્રણ ભુવનના લોકો જાણે છે કે આપના અપૂર્વ પ્રતાપને બળે આપની પ્રજા સુખી છે અને હમેશાં નિરાંતે ઊંઘે છે. પણ અફસોસ! એ અર્થ આ દુહાની સાથે લાગતો જ નથી. જો એને પ્રજાની ઉક્તિ ગણીએ, તો समरक्षक ને બદલે हमरक्षक કહેવું જોઈએ. આનો ઉત્તર વાળવાનો વિચાર તો કર્યો પણ મિયાં લબ્બેના બોલ મોંમાં જ પાછા ગેબ થઈ ગયા, કેમકે એણે ધાર્યું હતું કે એ પાદશાહનો પ્રતાપ ના પાડશે, પણ જગન્નાથે તો વ્યાકરણદોષથી જ એનું ચરણ ઉડાવી દીધું. બીરબલે હસીને કહ્યું, "मियां लब्बे, पंडितराजने तो आपका चरनसे मूलहि काटके उडा दिया." એણે જવાબ આપ્યો "वनचर, तेरे चार चरन तिझेहि मुबारक हो. आदमीको तो दोहि बस हे" "सच वात, मेरे प्यारे, लेकिन हे तिन चरनोंवाले तूं तो नहि आदमी और हैवान किसीमें रहा! इसका करना क्या?"

આટલી જરા ટપાટપી થઈ રહ્યા પછી પાદશાહે માનસિંગના સામું જોઈ કહ્યું, રાજાસાહેબ, આપ એ સમસ્યા શી રીતે પૂરો છો? રાજા માનસિંગે તો સલામ કરી નમ્રતાથી આટલું જ કહ્યું.

वादशाह *बडवख्त

આ સાંભળી કેટલાકે તો એમ ધાર્યું કે "હે મહા ભાગ્યવાન પાદશાહ" એમ કહી રાજા અકબરશાહ સાથે કાંઈ બોલવા જાય

* મોટા નસીબવાળો, ભાગ્યશાળી.

છે, પણ જ્યારે એટલું બોલી તે ચૂપ રહ્યા ત્યારે બધાએ જાણ્યું કે એ તો સમસ્યાનું ચોથું ચરણ થયું. એનો અર્થ બધાએ એ પ્રમાણે કર્યો: મારા સુભટ સરદારો મહા બળવાન છે અને મારી રક્ષા કરવામાં રાત્રદિવસ જાગૃત ઊભા છે એમ જાણી નસીબવાળા રાજાઓ સદા નિરાંતે સુએ છે. પણ આત્મબળ ઉપર આધાર રાખનારા શૂરા અકબરને આ અર્થ કેમ રુચે? એણે કહ્યું, રાજા સાહેબ, આપના જેવા સરદારોની તો એમાં ખૂબી છે, પણ પાદશાહોને માટે એ કાંઈ સારી રાજનીતિ કહેવાય નહિ. એમ કહી અબુલફ્ઝલના સામુ જોયું કે તુરત તે ચતુર કારભારી બોલ્યો, બંદેનવાજ, દાલડાલનો ફરક મોટા મોટા મુનશી પણ ગણતા નથી, માટે આપે પણ ન જ ગણવો જોઈએ. એમ કહી એણે રાજા માનસિંગના ચરણનો અર્થ નીચે પ્રમાણે ઊથલાવી નાખ્યો.

### बादशाह *बदबख्त

અબુલફ્ઝલના આ શબ્દચાતુર્યથી પાદશાહ વગેરે સઘળાનાં મન પ્રસન્ન થયાં, પણ રાજા માનસિંગને તો બહુ જ માઠું લાગ્યુ. એ રાજા કાંઈ હાલના જેવો અણીણી કે ગંડુ ન હતો. તે ખબરદાર, વિચારવંત, થોડાબોલો, અને જે બોલે તે પ્રતિપાદન કરી શકે એવો હતો. તેથી આ પ્રમાણે પોતાના બોલનું ખંડન થવાથી તેને ગુસ્સો લાગ્યો અને બોલી ઊઠ્યો કે મારી સમસ્યાપૂર્તિમાં ઉત્તમ રાજનીતિ રહેલી છે અને જો તે આ સભામાં કોઈથી નહિ સમજાય તો તે સમજાવવા તૈયાર છું. અકબરે જોયુ કે માનસિંગને ખોટું લાગ્યુ અને તેથી કહ્યું કે રાજાસાહેબને તસ્દી લેવી પડે એ તો ઠીક નહિ. આ સભામાં કોઈ એમના વાક્યનો ગૂઢાર્થ સમજાવો. બધા એકબીજાના મોં તરફ જોવા લાગ્યા. પાદશાહે જગન્નાથ પંડિત ભણી નજર કરી, એટલામાં બીરબલે હિંમતથી બોલવું શરૂ કર્યું. "સાહેબ, એ

* ખરાબ નસીબવાળો.

દુહાનો પ્રસંગ સમજાવ્યા વિના એની ખૂબી નહિ સમજાય. આપના જેવા એક પ્રતાપી પાદશાહ વિક્રમાજિત એક સમે નગરચર્ચા જોવા નીકળ્યા. અંધારપિછોડો ઓઢી શયનગૃહમાંથી નીકળે છે તેવા જ બારણા આગળના રખેવાળોએ 'કોણ એ' કરી ગર્જના કરી. તેમ જ મહેલની આસપાસ સો સો સુભટો હાથમાં નાગી તરવારો લઈને પહેરો ફરતા હતા તે પણ તેવા જ જાગૃત માલૂમ પડ્યા. તેથી પોતે અદૃશ્ય થઈને નગરચર્ચાએ ચાલ્યા. જ્યાં જુએ ત્યાં ચોકીદારો ખડા ને ખડા. બારે દરવાજે ફરી વળ્યા પણ કોઈ રખવાળને ઊંઘતો કે બેઠેલો જોયો નહિ. તેથી તેમણે પ્રસન્ન થઈ બારમા દરવાજા આગળ પહોંચતાં પહોંચતાં આ પ્રમાણે કહ્યું.

अहो ! रात्र जागृत खडे मम रक्षक महाभक्त !

શબ્દ સાંભળતા જ ત્યાંના ચોકીદારો તે શબ્દને અનુસાર તેના ઉપર વાઘની પેઠે કૂદી પડ્યા અને કાંડું ઝાલી બંધન કરવાની તૈયારી કરવા લાગ્યા. હું પાદશાહ છું એમ સૂચવવાને માટે ઉપલી લીટી પોતે ફરીથી બોલ્યા. ચોકીદાર સમજ્યા તો ખરા પણ સ્પષ્ટ બોલાવવાને સારુ તેમણે જવાબ આપ્યો કે:

यों कह सुखे सुवे सदा, बादशाह बडबख्त.

મતલબ અમારો પાદશાહ એમ સમજે છે તેથી તો તે નિરાંતે આ સમે સૂતો હશે અને તમે તો કોઈ ચોર જ છો. અમારા પાદશાહને પોતાના સરદારોનો આટલો વિશ્વાસ ન હોય એમ વ્યંજના કરી પોતાની જાગૃતિ બતાવી. વિક્રમ રાજા ખુશ થઈ ગયા અને તેમને સભામાં બોલાવી સવારે ઘણો શિરપાવ આપ્યો. માટે, મહારાજ, આ રીતે પ્રસંગ સમજતાં આ દુહામાં રાજનીતિનો કાંઈ દોષ આવતો નથી. એમાં સરદારોની ભક્તિ તથા પાદશાહની કદરદાની જ વર્ણવી છે."

પાદશાહે કહ્યું, સાબાશ! રાજાસાહેબ, તમારું બોલવું બહુ ગૂઢ છે. ઘણાને તો બીરબલ જેવાની સહાયતા વિના ભાગ્યે જ સમજાય. વારુ, હવે કોઈ બીજાને આ સમસ્યા પૂરવાનું મન છે?

એ ઉપરથી વિષ્ણુસ્વામી કરીને એક ગોસાઈ ત્યાં બેઠો હતો તેણે કહ્યું :

आस्थास्थहरिभक्त

'હરિ' નું નામ સાંભળી પેલા ઝનૂનુદ્દીન મુલ્લાં ચીડવાયા. કોઈ ભલા મુસલમાને કહ્યું, કે હરિ કહો કે રામ કહો પણ અર્થ તો અલ્લા જ થાય છે. વસ્તુ એક છે તો નામને માટે શું કામ લડવું જોઈએ? આ સાંભળતાં જ મુલ્લાંજી હાથથી ગયા. मुल्ली–ई! तुं क्या समजताहै? दीनमे वस्तु है हि किधर? नामकीहि सब तकरार है. આ બોલવાથી ઝનૂનુદ્દીનમાં ઝનૂન સિવાય ખરા દીનની કાંઈ સમજ નહોતી એ સાફ જણાઈ ગયું, અને તેથી શાણા લોકો કાંઈક કંટાળાની સાથે હસી એને તુચ્છ ગણવા લાગ્યા. પણ એના મનમાં તો એ મહા ડહાપણની વાત હતી અને દીનને નામે બાદશાહનું અપમાન કરવું તેને તો એ ગાઝીપણું સમજતો હતો. તેથી બોલ્યો, पादशाह, तुं मुसलमीन है कि काफिर? अफसोस! अफसोस! मं अब मेरे जैफ *चश्मोसें क्या देखता हों। બીરબલે ધીમે રહીને જાણે જવાબ દેતો હોય તેમ કહ્યું કે "कुच नहि देखते हो, अल्लाको नहि तो फिर दुसरा क्या देखोगे?" બીરબલનું આ ટૂંકું સાંભળીને તથા મુલ્લાં ચશ્માં ચડાવેલી આંખે ડોળથી આસપાસ રોલું રોલું જોતા હતા તે જોઈને સભામાં ચોપદારથી તે બાદશાહ સુધી સર્વેને ખડખડ હસવું આવ્યું.

એવામાં રાજા તોડરમલ્લ સભામાં આવી પહોંચ્યા. એ હિંદુ દીવાન બીજા સભાસદોના જેવો જ ચતુર અને વિદ્વાન હતો, પણ પોતાના મહેનતભરેલા જમાબંદીના કામમાં એટલો બધો ગૂંથાયેલો રહેતો હતો કે એને આવી વિદ્યાવિનોદની મંડળીઓમાં આવવાનો કવચિત જ અવકાશ મળતો હતો; તેથી બાદશાહે એને વિશેષ આવકાર દીધો, અને અત્યાર સુધી જેટલી સમસ્યા-પૂર્તિ થઈ હતી તે કહી સંભળાવીને પુછ્યું કે રાજા, તમે શું કહો છો? તોડરમલ્લ પ્રથમ તો પોતાની દીનતા બતાવી આનાકાની

* આંખો.

જ કર્યાં કીધી પણ એમ કરતાં જ્યારે વિચારનો પૂરતો વખત મળી રહ્યો ત્યારે નીચે પ્રમાણે ચોથું ચરણ ઊભું કર્યું:

बालक भूप सुभक्त

અકબરે હસીને કહ્યું કે, દીવાન સાહેબ વિના સરવાળો કોણ બાંધી આપે? રાજા તોડરમલ્લ, તેં ખૂબ કરી! સઘળાની વાત તારામાં આવી ગઈ, અને કોઈની તકરાર રહી નહિ. જોઈએ, હવે બીરબલ શું કહે છે. બોલ, તારું શારદાકૃત ચરણ શું છે?

બીરબલે નમ્રતાથી ઘણી ઘણી કુર્નિસો બજાવી ઉત્તર આપ્યો કે જહાંપનાહ, જ્યાં આવા આવા વિદ્વાનો ભેળા થાય છે ત્યાં તેમના તેજથી શારદાદેવી અહોનિશ હાજર જ હોય છે અને તેથી ત્યા જે નિર્ણય થાય તે કેમ ખોટો હોય? તથાપિ મારું ચરણ કાંઈક એથી જુદું છે, પણ ઝાઝો ફેર નથી. રાજા તોડરમલ્લ સાહેબ "બાળક" કહે છે તેને ઠેકાણે મારા પાઠમાં બાલકુ છે. બાદશાહે પૂછ્યું, એ બે શબ્દોના અર્થમાં કાંઈ ભેદ છે? તોડરમલ્લે જવાબ આપ્યો, નાજી, પણ બાલકું એ જૂનું અને કાંઈક વધારે રસિક રૂપ છે તેથી મારા કરતાં એ સમસ્યાપૂર્તિ સારી છે એમ હું કબૂલ કરું છુ.

બીરબલે રાજા તોડરમલ્લને સલામ કરી કહ્યું, આપ લાયક આદમી છો એટલે વિવેક કરો એમાં કાંઈ નવાઈ નથી. પછી બાદશાહ તરફ નજર કરી બોલ્યો કે, પૃથ્વીપતિ, રાજાસાહેબની સમસ્યાપૂર્તિ યથાર્થ છે. મારા અને એમના શબ્દાર્થમાં કાંઈ ભેદ નથી. પણ મારો શારદાકૃત દુહો છે તેથી વિચારીને જોશો તો કાંઈ બીજી પણ ચમત્કૃતિ નીકળી આવશે. બાદશાહે ચોતરફ જોયુ કે કોઈ બીજી ચમત્કૃતિ એમાંથી કાઢી આપે છે. મિયાં ફૈઝીએ કહ્યું, હાજી, આ દુહાની ખૂબી એ છે કે રાજા માનસિંગ અને મુલ્લાં અબુલફઝલની સમસ્યાપૂર્તિમાં જે વિરુદ્ધતાઓ આવી હતી તે બંનેનો સમાવેશ એમાં થઈ જાય છે. જો

वाल, कुभूप, सुभक्त

એમ શબ્દ તોડીને વાંચીએ તો જુદો અર્થ નીકળે અને નહિ તો સાધારણ રાજા લોકોને પસંદ પડતો જ અર્થ દેખાય:

बालक, भूप, मुमक्षु ।

બાદશાહ આ સાંભળી ઘણો પ્રસન્ન થયો અને સર્વેનાં વખાણ કરવા લાગ્યો. એણે કહ્યું કે મારી સભામાં આવાં રત્નો પરમેશ્વરે આપ્યાં છે તેથી હું તેનો ઉપકાર માનું છું. વારુ પંડિતરાજ, તમે કાવ્યશાસ્ત્રી છો, તેથી નિર્ણય કરો કે આ સઘળાં ચરણોમાં સૌથી સારું કોને ગણવું. મારી નજરમાં તો એ સઘળાં સારાં લાગે છે. જગન્નાથપંડિતે ઉત્તર આપ્યો કે બધાંયે ચરણ રસિક છે ખરાં, તોપણ કવિકૃતતો બીરબલનું જ કહેવાય.

ફૈઝીએ પૂર્વપક્ષ કર્યો કે રસ છે તો કવિતા છે અને કવિતા કહી તો પછી તે કવિકૃતિ થઈ જ ચૂકી. જગન્નાથે હસીને કહ્યું, મિયાં ફૈઝી, આજે તમે સંક્ષેપમાં વાદ ઠીક ગોઠવ્યો છે. वाक्यं रसात्मकं काव्यं, એ આધાર ઉપર તમે કુદતા હશો પણ રસ શબ્દનો અર્થ તમે સાધારણ લોકની પેઠે સમજો છો તેવો નથી, અથવા રસનો અર્થ તેમ જ તમારે કરવો હોય તો હું કહું છું કે કાવ્યમાં રસ કરતાં પણ કાંઈ બીજી વસ્તુની જરૂર છે.

આ સાંભળી બધા પંડિતરાજના સામું જોવા લાગ્યા. એમાં કોઈને કાંઈ સમજાયું નહિ, અને ખુલાસો માગવાની હિમ્મત ચાલે નહિ. ત્યારે પાદશાહે કહ્યું કે તમારું બોલવું ઘણું ગૂઢ છે તેથી મને વિસ્તારથી સમજાવો. "ઠીક સાહેબ" એમ કહી જગન્નાથે આ પ્રમાણે ખુલાસો કર્યો. હર્ષશોકાદિ નાના પ્રકારના મનોવિકારને સાધારણ રીતે રસ કહે છે. જો એવો રસ જે વાક્યમાં હોય તેને કવિતા કહીએ તો બહુ વિપરીત થશે. પ્રાણી-માત્રમાં મનોવિકાર છે અને તેથી વિકારી સ્થિતિમાં જે બોલે તેને કવિતા કહેવી પડશે. કૂતરું ચીડવાઈને ભસવા લાગે તો તે વીરરસ કહેવાય. અને કોઈ પોતાના બાપની પછાડી પોકશ્રાદ્ધ કરતો હશે તે કરુણરસની કવિતા કરે છે એમ કહેવું પડશે. પ્રિયમરણના શોકથી એ જે વિલાપ કરતો હશે તેમાં કરુણરસ કદાપિ હશે ખરો પણ એ કરુણરસની કવિતા કરે છે એમ તો નહિ જ કહેવાય. એમ હોય તો પ્રાણીમાત્ર સુખદુઃખને સમે કવિ છે

અને કવિમાં કાંઈ વિશેષ રહેતું નથી. અર્થાત્ પોતાના જ અનુભવની વાત કરનારો ગમે એવું રસમય બોલે તો પણ તે કવિ છે એમ નહિ કહેવાય. જો તેની વાણીમાં રસ છે, તો તે માત્ર રસિક છે એટલું જ સિદ્ધ થાય છે. *કવિ તો તે જ કે પોતાના અનુભવ બહારની કથા વર્ણન કરતાં પણ તદ્રૂપ રસને દર્શાવી શકે.

આ સમસ્યાપૂર્તિ જે જે લોકોએ કરી છે તેનો નિત્ય ભાવ વિચારી જોશો તો આ મારું કહેવું વધારે સમજાશે. વળી બાળકની લીલા અવલોકવી અને તેની પ્રીતિમાં મસ્ત રહેવું એ માતાનો ધર્મ જ છે. તે પ્રમાણે રાણી સાહેબે વત્સરસ મૂકીને આ દુહો પૂરો કર્યો એમા કાંઈ આશ્ચર્ય નથી. તેમજ રાજા માનસિંહ જેવા શૂરા સરદાર પાદશાહના સંરક્ષણ પછાડી મંડી રહ્યા છે તેને એમ લાગે કે અમે છીએ ત્યાં બાદશાહને કાંઈ પણ ફિકર રાખવાની જરૂર નથી એ સ્વાભાવિક અને નિત્યનું જ કર્મ છે. અબુલફઝલ જેવા દીવાન જેનું કામ હમેશાં સારી મસલત આપવાનું છે તેને એમ જ લાગે કે ગમે એવા સરદાર હોય પણ તેના ઉપર ભરોસો રાખી બેસી રહે તો તે "बादशाह बदबख्त" જ જાણવો. વિષ્ણુસ્વામી ભક્ત છે એટલે એમને પરમેશ્વર ઉપર અચળ આસ્થા રાખવાનું જ સૂઝ્યું. એ પ્રમાણે એ સર્વે જણે તો પોતપોતાના નિત્ય વ્યવહારની જ ધાત કહી એમાં કાંઈ કવિતા કરી એમ કહેવાય નહિ. તોડરમલ રાજા બડા હિસાબી છે એટલે આ બધાની વાત સાંભળી માત્ર તેનો સરવાળો જ કરી આપ્યો. પણ બીરબલ જેને એમાંનો એકે અનુભવ નહિ તેણે એ બધાનો અનુભવ રસમય વાણીછટાથી દર્શાવ્યો માટે એ જ કવિ. એની જ વાણી શારદાપ્રેરિત એવો મારો તો અભિપ્રાય છે.

બાદશાહે રાજી થઈ બીરબલને "કવિરાય"નું પદ આપ્યું, અને તે દિવસથી એને એ જ નામે બોલાવવા લાગ્યો.

---

* અંગ્રેજીમા-Subjective and Objective Poetry કહેવાય છે તેવો કોઈ ભેદ પાડી Objective ને ઉત્તમ ગણવી એવો જગન્નાથ પંડિતનો આ ઠેકાણે આશય જણાય છે.

૨

## શબ્દાલંકાર

કવિઓનો બીજો મેળાવડો પંદરેક દહાડા પછી થયો, કેમકે એ દરમિયાન પાદશાહ ભારી ધર્મચર્ચામાં ગૂંથાયો હતો. એ ધર્મસભામાં પણ બીરબલ પાદશાહની હજૂરમાં ને હજૂરમાં જ રહેતો, અને વખતે લાગ જોઈ બધાને હસાવતો, તો પણ કવિતારંગ ઉડાવવાની હિંમત ચાલતી નહિ. જગન્નાથ, ફૈઝી વગેરે જે સઘળા વિષયમાં કુશળ હતા તે તો ધર્મચર્ચાના જ રંગે ચડ્યા હતા. તેથી પાદશાહને આજે કવિતાવિનોદનું મન થઈ આવ્યુ હતું.

સભા મળ્યા પછી બાદશાહે કહ્યું, તે દિવસે જગન્નાથે બહુ સારો દુહો કર્યો હતો. ફૈઝી ઉમળકાથી બોલી ઊઠ્યો કે એમાનુ “हर्ख अर्घ दे अर्क को” એ ચરણ તો મારા કાનમાં રમ્યાં જ કરે છે અને કોણ જાણે એમાં શો ચમત્કાર છે તે કહી શકાતું નથી. પાદશાહે કહ્યું કે ત્યારે તમે સઘળા રસશાસ્ત્રીઓ મળી એનો વિચાર કરો.

પેલા જોશી કવિએ કહ્યું કે મારી નજરમાં એમ આવે છે કે એમાં ત્રણ પ્રાસનો થડકારો આવ્યો છે તે કારણથી એ ચરણ મનોહર લાગે છે.

ફૈઝીએ કહ્યું કે એમ તો નથી. શબ્દના જોડાવાથી કાંઈ આટલો રસ જામે નહિ, એ તો બાળખેલ કહેવાય. જોશીએ કહ્યું કે એમ શા માટે? શબ્દાલંકારની પણ મજા ઔર છે. ફૈઝી કહે, એ બધું ખરું, તોપણ ઝડઝમકના ઝમકારાથી તો બાળક હોય તે જ રીઝે. જોશીએ ચીડવાઈને જવાબ દીધો કે એમ હોય તો વિદ્વાનો એને અલંકારમાં શા માટે ગણે છે.

આ રીતે તકરાર વધી જવા આવતી હતી, પણ એટલામાં જગન્નાથ પંડિત બોલ્યા કે અકેકાના મુદ્દા સમજ્યા સિવાય નકામા શું કામ વઢો છો. ફૈઝી કહે છે તે પણ ખરું છે અને જોશીબાવા કહે છે તે પણ ખરું છે. ખરું વિવાદસ્થળ જ એ છે કે અર્થ વિના રસની ઉત્પત્તિ હોય જ નહિ અને તે છતાં શબ્દાલંકાર શા

માટે કાવ્યને શોભાવે છે, એ પ્રશ્નનું વિવેચન કરવું જોઈએ. આ સાંભળી બધાએ જોયું કે વિવાદસ્થળ તો ખરેખરું એ જ છે, પણ તેનું સમાધાન શું તે કોઈને સૂઝે નહિ. જગન્નાથ પંડિત તો આટલું કહી જોઈને જ ચૂપ ચૂપ બેઠા હતા. પાદશાહે બીરબલને કહ્યું કે તું કેમ કાંઈ આ વિષે બોલતો નથી.

બીરબલ બોલ્યો : મહારાજ, હું શાસ્ત્રબાસ્ત્રમાં તો કાંઈ ઝાઝું સમજતો નથી. પણ એ ચરણ મને સારું લાગે છે તેનું કારણ મારા મનમાં તો એ છે કે "हर्ख अर्घ दे अर्क को" એવો ત્રિપુટ પ્રાસ સાંભળતાં જ બ્રાહ્મણો ત્રણ અર્ઘ આપે છે તે મારી આંખે દેખાઈ જાય છે.

જગન્નાથે કહ્યું, શાબાશ સંસ્કારી બીરબલ, તું તો હસવામાં અને સહજ જાણીને બોલે છે પણ એ જ 'શબ્દાલંકારના શાસ્ત્રનું હાર્દ છે. પૃથ્વીપતે, રસિક દૈત્રી કહે છે તેમ જ ઝડઝમકના ઝમકારા જાતે કાંઈ કામના નથી, અને તેથી બાળક સિવાય કોઈ પણ રીઝે નહિ. પરંતુ જ્યારે તે શબ્દના ધ્વનિ ઉપરથી કાંઈ અર્થની વ્યંજના નીકળે ત્યારે તે રસનું કારણ થઈ પડે. ઘણા માણસ એવી વ્યંજના સ્પષ્ટ સમજી શકતા નથી, તો પણ તેના અંતરમાં કાંઈ એનો આભાસ પડે છે અને તેથી એને આનંદ થાય છે. જે શબ્દના ધ્વનિમાં કાંઈ વ્યંજના રહેલી નથી તે માત્ર બાળખેલ જ છે. એ જ કારણથી એક કવિની ઝડઝમકોથી વિદ્વાનો રીઝે છે અને બીજાની ઝડઝમકો એવી હોય છે કે તે સાંભળી હસવું જ આવે છે. શબ્દાલંકાર સારો કયો ને નઠારો કયો એ ઓળખવામાં બહુ બારીક બુદ્ધિનું કામ પડે છે, અને તેથી ગામડિયાઓ તો ચાર ચચ્ચા મમ્મા વધારે મેળવેલા હોય તો તે જોઈને જ વધારે રાજી થાય છે.

આ પ્રમાણે જગન્નાથ પંડિત વ્યાખ્યાન કરે છે એટલામાં આકાશમાં વાદળ ચડી આવ્યું અને ચોમેર ઘનઘોર થઈ રહ્યું. આ જોઈ સઘળાનાં મન રાજી થયાં, કેમકે ઉનાળો જઈને ચોમાસું બેઠું હતું અને લોકો ક્યારના વરસાદની ફિકર કરતા હતા. સઘળા હરખથી આકાશ ભણી જોવા લાગ્યા. બાદશાહે કહ્યું કે દૈત્રી, તું કાંઈ આ પ્રસંગને અનુસરતી કવિતા કર.

ફૈઝીનું અંતઃકરણ આ ઈશ્વરલીલા જોઈને ઊભરાઈ રહ્યું હતું અને તેથી તે નીચે પ્રમાણે બોલ્યો:

तृषित धराके शिर धग, अधर उठाके आन;
सागर खारा छर मिठा, धन्य धनी भगवान.

ભાવાર્થ: આખી પૃથ્વી તૃષાતુર થઈને પાણી પાણી કરી રહી હતી તેથી પરમેશ્વરે અદ્ધર ઉઠાવીને તેના માથા ઉપર દરિયાને જ લાવીને મૂક્યો અને વળી તે ખારો હતો તેને મીઠો કર્યો. ધન્ય છે સૌના મહા દયાળુ ધણી ઈશ્વરને!

બાદશાહ બોલ્યા કે ફૈઝીએ બહુ મઝેની વાત કહી. બીરબલ કહે, મહારાજ, એ સાહિત્યનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. એમાં જે કહ્યું તે બોલેબોલ ખરું છે અને તે બોલેબોલમાં રસ છે. દરિયામાંથી પાણી મીઠું થઈને ઊંચે ચડે છે અને અદ્ધરનું અદ્ધર આપણે માથે આવીને ઊભું રહે છે એમાં કાંઈ ખોટું નથી. ખરી કવિતાવાળી ઈશ્વરસ્તુતિ તે આનું જ નામ!

એવામાં મંદ મંદ પવન આવવા લાગ્યો અને મેઘરાજા લાવલશ્કરની સાથે પધાર્યા. એ મજા લેવાને બાદશાહ ઝરૂખામાં જઈ બેઠા, અને બીજાઓ ફરતા ફરતા ત્યાં ઊભા રહ્યા. સઘળાના જીવમાં આનંદ આનંદ થઈ રહ્યો અને થોડા વખત સુધી કોઈને કાંઈ પણ વાત કરવાનું સૂઝયું નહિ. પછીથી રાજા ટોડરમલ બોલ્યા કે વાહવા! દુનિયાં આબાદ થઈ ગઈ! અકબરશાહે કહ્યું કે "રાજા તો મેઘરાજા, ઔર રાજા કાયકા" એમ જે કહેવાય છે તે ખરું જ છે. બીજા કોની મગદૂર છે કે એક પલકમાં દુનિયાને આ પ્રમાણે આબાદ કરી શકે.

જગન્નાથે કહ્યું કે, મહારાજ ખરું કહો છો. રાજનીતિમાં પણ મેઘરાજાને જ વખાણ્યો છે.

कैसो राज चलावनो, मे'सो शीख सुजात;
ले सो लगे न लोगकों', दे सो सुख साक्षात.

અર્થ:—હે, ઊંચા કુળના રાજપુત્ર, રાજ કેમ ચલાવવું તે તું મેઘરાજાની પાસેથી શીખ. તે લોકો પાસેથી લે છે તે કોઈને કાંઈ પણ જણાતુ નથી અને આપે છે તે તો બધાને સાક્ષાત્ સુખરૂપ માલૂમ પડે છે.

ટોડરમલ્લે કહ્યું, એ બરાબર વાત છે. મેઘરાજા વરાળરૂપે બધા પાસેથી પાણી ખેંચી લે છે તે કોઈને કાંઈ જ જણાતું નથી, પરંતુ જ્યારે વૃષ્ટિરૂપે તેનું તે પાણી જગતને પાછું આપે છે ત્યારે વાહવા થઈ રહે છે. વજેવેરા ઉઘરાવવાની ખરી રીત એ જ છે. એનો પહેલો નિયમ એવો છે કે સઘળા પાસેથી લેવા અને પક્ષાપક્ષીથી કોઈને બાતલ રાખવા નહિ. એ બાબત તો પંડિતરાજે પ્રથમ જ કહ્યું હતું કે, "दरिआ अरु कुआत" સૌની પાસેથી મેઘરાજાની મહેસૂલ લેવાય છે. બીજો નિયમ એ છે કે બધા પાસે લેવું ખરું પણ જેવી જેની શક્તિ. આ નિયમ પ્રમાણે બરાબર કોઈ રાજાથી વર્તી શકાતું નથી. પણ સૂર્યનારાયણના હાથમાં તો અદલ કાંટો છે. સાગરમાંથી સાગર પ્રમાણે, ને ગાગરમાંથી ગાગરના પ્રમાણમાં જ વરાળ ઊંચે જાય છે. ત્રીજું ને ખરું કહીએ તો મુખ્ય વાત એ છે કે સઘળા વજેવેરા લેવા તે લોકના લાભને માટે જ લેવા એ વાતમાં પણ મેઘના જેવું પરમાર્થપણું કયા રાજનું નીકળવાનું હતું? ચોથો નિયમ એ છે કે શક્તિ પ્રમાણે મહેસૂલ લેવું એટલું જ નહિ, પણ કકડે કકડે એવું લેવું કે કોઈને જરાયે ભારે પડે નહિ. એ વાતમાં પણ મેઘરાજાની બરાબરી કોઈ કરી શકે એમ નથી. એ એટલું થોડું લે છે કે કોઈથી દેખાતું નથી. મતલબ કે જેમ જેમ વિચાર કરીએ છીએ તેમ તેમ મેઘરાજાની નીતિ સર્વોપરી માલૂમ પડે છે. એ બાબત કોઈ કવિ કહે છે કે:

सागर गागर सर्वकी, शक्तिवत सुख मूल;
अल्प अल्प अदृश्यरुप, मेघ लेत मे'सूल.

૧૮૭૯–૮૦

# મેઘદૂત કાવ્ય

(૧૮૭૦)

આ કાવ્ય મહાકવિ કાળિદાસનું રચેલું છે. કાળિદાસનો સમય નિર્માણ થયો નથી, અને એ નામના બે કવિ થઈ ગયા છે એવું ધારવામાં આવે છે. તોપણ આ કાવ્ય તો શકુંતલા નાટકના કર્તાએ જ કીધું છે એમ બધા વિદ્વાનો માને છે. આ કાવ્ય અગર જો નાનું છે, તોપણ એના સરસ ગુણને લીધે મહાકાવ્ય કહેવાય છે. એનું બંધારણ આ પ્રમાણે છેઃ યક્ષલોકોનો અધિપતિ જે કુબેર, તેણે પોતાની વાડીનું રક્ષણ કરવાનું કામ એક યક્ષને સોંપ્યું હતું. એ યક્ષ એક દિવસ પોતાના કામમાં ચૂક્યો, અને તેથી કુબેરે ક્રોધે ભરાઈને શાપ દીધો કે, તું બાર માસ સુધી તારી સ્ત્રીના વિયોગમાં રહેજે. તે પૃથ્વી ઉપર આવીને આશ્રમ કરી રહે છે, અને વિરહદુઃખમાં બળ્યાં કરે છે. વર્ષાઋતુના આરંભમાં એક વાદળું એની નજરે પડે છે, અને તે જોતાં જ વિયોગની પીડાથી ઉન્માદ અવસ્થા આવી રહી છે, તેમાં પોતાની પ્રિયાને એ વાદળા જોડે સંદેશો કહાવવાનો તરંગ ઊઠે છે. એ પ્રમાણે તરત જ તેને કહેવા માંડે છે. પ્રથમ ચિત્રકૂટ પર્વત, જ્યાં એણે આશ્રમ કીધો હતો, ત્યાંથી કૈલાસ જવાનો માર્ગ બતાવે છે. એ માર્ગ ખરેખર સ્વચ્છંદે કલ્પ્યો નથી, પણ સૃષ્ટિના અચળ નિયમ પ્રમાણે વાદળાંને જવું પડે છે તે જ છે. આ માર્ગ દર્શાવતાં વચમાં જે

જે પવિત્ર અને પ્રસિદ્ધ સ્થળો આવે છે તેનું વર્ણન સંક્ષેપમાં ઉત્તમ કવિને શોભે એવી રસિક રીતે કીધું છે. વળી પોતાની સ્ત્રીની ત્યાં કેવી અવસ્થા હશે તેનું ચિત્ર આપતાં તો હદ જ વાળી છે. એ ચિત્ર સાક્ષાતવત્ સાચું અને રસથી ભરપૂર છે. અંતે જે સંદેશાને માટે આ કાવ્ય રચાયેલું છે તે સંદેશો આવે છે. મેઘદૂતનો અર્થ એ કે, જે કાવ્યમાં મેઘ કહેતાં વાદળાંને પોતાની પ્રિયા તરફ દૂત કરીને મોકલ્યો છે તે. આ મહાકાવ્ય આ દેશમાં એવું તો ઉત્કૃષ્ટ ગણાયેલું છે કે કેટલા કવિઓએ સંસ્કૃતમાં હંસદૂત, ઉદ્ધવદૂત, પદાંકદૂત ઇત્યાદિ કાવ્યો એના જેવા બંધારણ ઉપર રચ્યાં છે, અને તેઓ જાતે સારાં છે તોપણ કોઈનું એની સાથે સરખાવાય એવું નીકળ્યું નથી એમ કહેવાની જરૂર નથી. યુરોપિયન વિદ્વાનોમાં પણ એ કાવ્ય એટલું જ વખણાય છે.

સંસ્કૃતમાં એ કાવ્ય મંદાક્રાંતા વૃત્તમાં જ બધું લખેલું છે. એ વૃત્તની તારીફ હોરેસ વિલસન આ પ્રમાણે કરે છેઃ "એ વૃત્તમાં માધુર્ય અને પ્રૌઢી અજાયબ રીતે ભરેલાં છે, અને એ બંને બાબતમાં પ્રાચીન કે અર્વાચીન ગમે તે ભાષાના સારામાં સારા આખા કાવ્યમાં વપરાયેલા છંદો સાથે સરખાવતાં આ વૃત્ત સરસ માલૂમ પડશે." આ બે ગુણ પ્રાકૃત કવિતામાં આણવા એ કામ કંઈ સહેલું નથી. અક્ષરછંદોમાં પ્રૌઢી આવે છે ખરી, પણ ગુજરાતીમાં તે ક્લિષ્ટ થઈ જાય છે એ સૌને જાણીતું જ છે. અક્ષરછંદોમાં બીજો દોષ એ છે કે ગુજરાતમાં શાસ્ત્રીઓ સિવાય (જેમને ગુજરાતી પદ્ય વાંચવાનો જ અભાવ છે) જૂના લોકો બિલકુલ એથી અજાણ્યા છે, અને નવામાંના પણ થોડા જ બરાબર વાંચી શકે છે. દોહરા, ચોપાઈ, છપ્પા, સવૈયા, કવિત, અને બીજા એવા વ્રજભાષામાંથી આવીને ગુજરાતીમાં હાલ સાધારણ થઈ ગયેલા છંદોમાં અત્યંત સરળતા છે, ત્યારે પ્રૌઢી નથી. હિંદુસ્તાની બાનીમાં ફક્કડાઈ છે ખરી. ગુજરાતની દેશી બદ્ધ રીતિઓમાં કોમળતા બહુ જ છે, પણ તેમાં ગાંભીર્ય ક્વચિત જ આવી શકે છે, અને શાસ્ત્રીય શૈલીથી તો લખવું અશક્ય જ છે. પ્રેમાનંદ સરખા કવિની ચતુરાઈ જેટલી રસ મૂકવામાં છે તેટલી જ પ્રસંગને અનુસરતી દેશીઓ ચૂંટી કાઢવામાં રહેલી છે

જો પ્રેમાનંદે નળાખ્યાન અક્ષરવૃત્તામાં લખ્યું હોત તો કદી પણ તે પ્રસિદ્ધ ન થાત, અને એક જ છંદમાં આખું કાવ્ય સંસ્કૃત, ગ્રીક, લેટિન, અને બીજી ઉત્તમ ભાષાઓની કવિતામાં થાય છે તેમ જો લખ્યું હોત, તો અમને નિશ્ચય છે કે તેમાં આવો રસ આવત નહિ, અને વાંચનાર બેશક કંટાળી જાત. આ ગૂંચવણુ મટાડવાને અમે આ કાવ્યને અનુકૂળ જાણી મેઘ છંદની યોજના કીધી છે. એમાં માધુર્ય અને પ્રૌઢી એ બન્ને ગુણ મનમાનતા આવેલા છે. એ નામ અજાણ્યું છે, પણ એ ઢબની કવિતાઓ ગુજરાતમાં બહુ જ પ્રસિદ્ધ છે. "તારું ગોકુળ જોવાને આવરે મથુરાના વાસી," "પ્રેમચંદાની બલિહારીરે રસિકજન જોયે," જે રીતે ગવાય છે તે રીતે જ આ ગવાઈ શકાશે, અને એનું બંધારણ બિલકુલ સરખું જ છે. તેમાં એક ટેક અને ઉપલી બે કડીઓ વારે વારે બેવડાયા કરે છે તેમ આ છંદમાં થતું નથી, કેમકે વાર્તિક કાવ્યમાં એ શોભે પણ નહિ અને અર્થને હંમેશાં નડ્યાં કરે. તેની જગો ઉપર જુદાં ત્રણ ચરણો આવે છે એનું માપ નીચે બતાવ્યુ છે.

૨ ૧ ૧ | ૨ ૧ ૧ | ૨ ૧ ૧ | ૨ ૧ ૧ | ૨ ૧ ૧ | ૨ ૧ ૧ | ૨ ૧
એક કુ | બે ર ત | ણો ગણ | ર ક્ષ ણ | રોજ ક | રે કુ લ | બાગ =૨૭
૨ ૧ ૧ | ૨ ૧ ૧ | ૨ ૧ ૧ | ૧ ૧ ૧ ૧ | ૨ ૨ | ૨ ૧ ૧ | ૨ ૧
જે ગુણ | વં ત સુ | જા ણ ચ | તુ ર ર સ | રંગી | પ્રેમોં અ | થાગ =૨૭
૨ ૧ ૧ | ૨ ૧ ૧ | ૨ ૨
સં ગીં ત | રૂપ સ | લૂણો =૧૨

૧ ૧ | ૨ ૨ | ૨ ૧ ૧ | ૩ ૧ | ૨ ૨ | ૨ ૧ ૧ | ૨ ૨
નિજ | પત્ની | પદ્મિનીં | નાર | નું પા | ળે વ્રત | પ્રેમે =૨૬
૨ | ૧ ૧ ૧ ૧ | ૧ ૧ ૨ | ૩ ૧ | ૨ ૨ | ૨ ૨ | ૨ ૨
છે | સહજ સુ | ગમ રૂહે | વું સ | દા પ્રી | તિના | નેમે. =૨૬

પહેલા અને બીજા ચરણમાં કુલ માત્રા સત્તાવીશ, ચતુષ્કળ તાળ સાત, અને સોળમી માત્રા પછી યતિ છે. ત્રીજા ચરણમાં ૧૨ માત્રા અને ત્રણ તાળ છે. એ ચરણ ઉપલા ચરણની જોડે જ લાગલાગટ બોલવામાં આવે છે. ચોથાં અને પાંચમાં ચરણ સરખાં જ છે. એમાં ત્રીજી માત્રાથી તાળ શરૂ થાય છે, કુલ માત્રા

૨૬ છે, અને ત્રીસ ૭ છે. ત્રીજા તાલની પછી કિંચિત્ વિરામ આવે છે. પ્રહેલા, બીજા, ચોથા અને પાંચમા ચરણમાં ત્રીજા તાલમાં એક માત્રાનું તાન થઈ શકે છે (જેમકે આ છંદમાં 'ના' તથા 'વું' અક્ષરો આગળ થયું છે) અને છેલ્લા તાલમાં તો હમેશાં જ થાય છે માટે તેને ગણવામાં લીધું નથી. સંગીત-કવિતામાં એ સિવાય ઘણે ઠેકાણે તાન કરાય છે અને તેથી બેશક માધુર્ય વધે છે, પણ લાંબા કાવ્યમાં તે ઉચિત લાગતું નથી. મંદાક્રાંતાના પ્રત્યેક પદમાં ૨૭ માત્રા આવે છે તેથી તેનું અને મેઘ છંદનું માપ ઘણુંખરું પાસે પાસે જ આવી રહે છે. આવા સરખા માપના છંદમાં સંસ્કૃત સરખી અતિ સંક્ષિપ્ત વાણીમાંથી શ્લોકેશ્લોક ઉતારવા એ કેટલું અઘરું છે તે અનુભવીઓ જ જાણે છે; પણ ભાષાંતર કરતી વખતે એ ધોરણ નજરમાંથી જવા દીધું નથી.

આ છંદને મેઘ નામ લાયક જ છે કેમકે એ ગવાતી વખત મેઘના જેવી જ સૂરની ઘટા જામી રહે છે.

[ નીચે આ ભાષાન્તરના નમૂનારૂપ થોડી કડીઓ આપી છે. ]

## પૂર્વ મેઘ

* * *

એક સમે નિજ ધામ ગયો ત્યાં લાગી સમાધિ પ્રેમ,
ભાન રહ્યું ન શરીરનું તો મન ધનપતિ સાંભરે કેમ
કે તેની વાટિકા?
એવે ઐરાવત ત્યાં આવીને ફરિ વળિયો વાડી,
ફુલછોડ ખુંદી ચૂરો કર્યાં, કોપ્યો ભંડારી. ૩
'યક્ષ! અલક્ષ થયો સેવામાં તું જે જુવતી કાજ,
તે જુવતીથી દ્વાદશ માસ તું રહેજે વિયોગમાં જ,
જા મદમસ્ત હરામી!'
સુણી શાપ અસહ્ય જ વજ્રથી તે ચિત્તે પ્રજળી
નિસ્તેજ થયો પડ્યો પૃથ્વી પર બેશુદ્ધ થઈ. ૪
ઠેઠ ચિત્રકૂટ ઘાટ ઉપર તે જઈ પડિયો, જ્યાં ઘટ્ટ
વૃક્ષ ઘટા ઘટ છાઈ રહી, ને છે ગોદાવરી પટ્ટ
પુનિત જ સીતાસ્નાને:

ત્યાં આશ્રમ કરી દિન દોહ્યલા એ જયમ ત્યમ કાપે,
પડ્યું નિકળી કનક કડું હાથથી ઝૂરી ઝૂરી બળાપે. ૫

એમ કરતાં માસ અષાઢે સાંજે મેઘપ્રચંડ,
સૂર્યકિરણથી સુવર્ણવર્ણો જાણે વક્રજતુંડ
ગજ ટીંબાસંગ ક્રીડે;
એ અદ્રિને આલિંગતો દીઠો વિરહીએ
દિલડામાં દાઝી દુઃખણી આતુર દષ્ટિએ. ૬

ઉભરાયું હૈડું, પણ રાખ્યાં યત્નથી થંભી નીર,
કામપ્રદીપન ઘન સન્મુખ તે ઉભો નયન કરી થીર.
કોટિક કલ્પના કરતો;
"થઈ જાય વિહ્વળ સંજોગી પણ ઘનદર્શન એવું,
ઉત્કંઠિત કંઠાલિંગને વિરહીનું શું કહેવું!" ૭

સમાચાર શુભ માહરા રે તરુણી પ્રાણાધાર
એ લઈ જાશે, એમ વિચારી ઘનપૂજન ઉપચાર
ચૂંટચાં કુટજ ફુલ ચારુ;
કીધી પૂજા યથાવિધિ મેઘની પછી મસ્તક નામી,
નિજ નારીને સંદેશડો કહાવે છે કામી. ૮

ધૂમજ્યોતિજળવાયુથી ઉપજ્યું વાદળું તે શી પેર,
વાણીવિદગ્ધ સુપ્રાણી સંગ પણ મોકલવો મુશ્કેલ
સંદેશો લઈ જાએ,
એ અંદેશો એ તો તજી જાયે જીમૂતને;
નિર્જીવ સજીવ છે સરીખડાં સહજે મોહિતને. ૯

જન્મ પુષ્કરાવર્તકેરે ત્રિભુવનચાહન કુળ,
રૂપ વિચિત્ર ચહો તે ધર્તા, ઇંદ્રપ્રધાન અતુલ્ય
છોજી તમે તે જાણી
દુર્ભાગ્યે બંધુવછૂટડો હું જાચું છું તમને;
ભલું અફળ સુજનને જાચવું, ભૂંડું સફળ અધમને! ૧૦

બળતાંનો વિશ્રામ તું સાચો તેથી, પયોદ! સુવેણ
કુબેર ક્રોધે વછોડી છેટે નાંખેલાનાં કહેણ
જા તું પ્રિયાપ્રતિ લઈને;
યક્ષેશ્વરની અલકાપુરી, જ્યાં ભવન રૂપાળાં
પુર બા'ર વિરાજિત બાગ શિવશિરચંદ્રે ઉજાળ્યાં. ૧૧

સ્વાર પવન પર થઈ તું સંચરીશ ત્યારે પથિકપિયુનાર
કેશ ખસેડી કપાળથી તુને વિરહવિડારણહાર
ધારી નિરખશે હરખે;
વરસાદની સાથે કોણ ઘર પાછો નથી વળતો?
રે! માત્ર પરાધીન હું સમો કોક જ જન બળતો! ૧૨

કર મંગળ, શુભ શકુન થાય છે! મંદ મંદ અનુકૂળ
પવન વહન કરવા આ આવ્યો; ચાતકે ચિત્ત પ્રફુલ્લ
વામ અલાપ ઉચાર્યો;
બગલાંની હારો આવશે, સલૂણા! તુજ સામી
સુખ લેવા ગર્ભાધાનનું મન આનંદ પામી. ૧૩

સુચિહ્ન છે, અવિચ્છિન્ન જઈશ જો તો જિવતી, ઓ ભાઈ!
દેખીશ તું હજી નિશ્ચય તારી પતિવ્રતા ભોજાઈ
ગણતી દિવસ અવધિના;
છે પ્રેમી પુષ્પ સરીખડાં અબળાનાં હૈડાં,
ઝટ ફાટી વિજોગે જાય પણ રહે આશાબંધાં. ૧૪

* * *

ઉત્તર મેઘ

* * *

પાળે પાનાં જડેલું ત્યાં છે એક તળાવ રસાળ,
કનકનાં પત્ર ને વિદૂરમણિની ચળકતી કાળી નાળ
એવા કમળે ઢંકાયું,
નીર નિર્મળ જેનાં જોઈને બહુ હંસ વસ્યા છે,
ચોમાસે પણ નહિ પાસેનું માનસરોવર વાંછે. ૧૫

મારી પ્રિયાની પ્રિયા રંગટેકરી ત્યાં છે તળાવને તીર,
કનકકદલીવન ચોગમ ચળકે, નીલમણિમય, વીર,
શિખર સરસ શોભે છે.
તે સાંભરી આવે છે હવાં ચિત ચમકિત હોઈ,
ચોબાજુ ઝબુકતી વિજળીઓમાં તુજને જોઈ. ૧૬

માધવી વેલનો માંડવો ત્યાં, ફરતા કુરબક છોડ.
પાસે લાલ અશોક પ્રણમતું પલ્લવે ધરીને કોડ;
ને ચિતચોર બકુલ છે.
એક ઇચ્છે મારૂં ચરણ, બીજું મુખની મદિરાને,
મુજ પેઠે તુજ ભાભીના રે દોહદને બા'ને. ૧૭

લીલા વાંસ સમાન પ્રકાશિત, લીલાં રત્ન જડિત,
સ્ફાટિકના પાયા પર શોભે સ્તંભ સુવર્ણનો નિત્ય
એ વૃક્ષોની વચમાં;
નીલકંઠને થન થન નચવે જ્યાં સાંજે શામા રે,
કર કોમળે તાલ બજાવતી કંકણ ઝણકારે. ૧૮

એ લક્ષણ રક્ષણ કરી ઉરમાં, દક્ષ દયાળુ મિત્ર,
શંખ પદ્મ વળી ચીતર્યાં દ્વારે દેખી પરમ પવિત્ર
મંદિર મારું ઓળખજે.
નિસ્તેજ થયું નિશ્ચે હશે હમણાં મુજ પાખે !
રવિ આથમે તો અંભોજ નહિ નિજ આભા રાખે ! ૧૯

તુર્ત તું તુર્ત ઉતરવાને ધર લઘુકરી કેરું રૂપ;
પ્રથમ કહી જે રમણ ટેકરી તેના રમ્ય અનુપ
શિખર ઉપર જઈ બેસી
વીજરૂપી નજર તું ઘરમાં રે ફેરવ ચોપાસે,
હોય આગિયાની ઓળ એવારે અતિ અલ્પ આભાસે. ૨૦

ત્યાં નિરખીશ તું પદ્મિની રે સ્ત્રીમણિ રૂપનિધાન,
નાજુકડી જોબનભરી, જેના પાકાં બિંબ સમાન
અધર સરસ શોભે છે:
ઝીણી દંતુડિયો અણિયાળી છે કળી કુંદની જાણે;
છે લોચન રમણિક રાંકડાં ચોંકી હરણી પ્રમાણે; ૨૧

કટિ પાતળી મુઠ્ઠીમાં માતી; નાભિકમળ ગંભીર;
પીન પયોધર મદભર પૂરાં, જેને ભારે શરીર
કાંઈક નીચું નમ્યું છે;
ધીમે ધીમે ચરણ ચલાવતી નિતંબને ભારે:
શું વર્ણવું? વિધિએ પ્હેલી રે રચી પૂર્ણ:પ્રકારે! ૨૨

તે જ ગૂમ થઈ ગયલી ગોરી જાણ બીજો મુજ પ્રાણ,
રોજનો સાથી હું દૂર પડેથી જાણે ચક્રી સુજાણ
હોય એકલડી પડેલી.
ઝૂરી ઝૂરી અરે વિજોગમાં આ લાંબે દહાડે,
રૂપ વર્ણ્યું બધું વણસ્યુ હશે જયમ પંકજ ટાઢે! ૨૩

જળ ભર્યું, ઝાંખું, અર્ધ છવાયુ, જાણે ચંદ્રનું બિંબ;
તેમજ છૂટી લટોમાં લપાયું વ્હાલીનું વદન, આલંબ
કોમળ કર પર કરતું;
હાય હાયની ઊની ઝાળમાં હોઠ સુકા પડીને
રૂપ રંગ રહિત થયા; સૂઝ્યાં બહુ નેત્ર રડીને. ૨૪

× × ×

# બાળલગ્નબત્રીશી

( ૧૮૭૬ )

[ બાળલગ્નથી કેવાં કેવાં નુકસાન પ્રત્યેક વ્યક્તિને તથા સમસ્ત દેશને થાય છે તે વિષે સ્વ. નવલરામભાઈએ બત્રીશ ગરબીઓ રચીને તેઓ અમદાવાદ હિંદુ બાળલગ્ન નિષેધક સભાના મંત્રી હતા ત્યારે છપાવી હતી. તેમાંથી નમૂના તરીકે ચાર અહીં આપી છે. ]

**ગરબી ૧ લી**

"સુણો શામળા હું તુજ માટ ઘેલી થઈ જો." એ રાગે

સ્મરૂં સૃષ્ટિનું હું આદિ કારણ શ્રી હરી જો,
માગું માગું હું મનવેધિ વાણી કરગરી જો. સ્મરૂં૦ ૧
મોટિ આશે હું પરમાર્થ અર્થે નીકળ્યો જો,
પ્રભૂ તૂં વિના તે શું કરૂં હું એકલો જો? સ્મરૂં૦ ૨
અરે તૂં વિના તે ન્યારો હું તે ક્યાં રહ્યો જો?
મેં તો કર્તા હર્તા તને ત્રિવિધે લહ્યો જો. સ્મરૂં૦ ૩
પ્રભૂ તૂં વિના ન હાલે એકે પાનડું જો,
પ્રભૂ તૂં વિના મંડાણ આ બધું મિંડું જો. સ્મરૂં૦ ૪
તારે આશરે સંસાર આ થંભી રહ્યો જો,
તારા આશરાનિ આશે હું ઉભો થયો જો. સ્મરૂં૦ ૫
નહિ જ શાહેરોનિ લાહેરી હું આ લવું જો,
આ તો ઊંડિ અંતર આરતે જ હું રતવું જો. સ્મરૂં૦ ૬

અંતર્યામિને અજાણ્યું તે શું છે અરે જો?
મારૂં ભિતર આ ભડકે બળે નિરંતરે જો. સમરૂં૦ ૭
મારા દેશનાં દુઃખ દેખિ હું દુખ્યો દુઃખે જો,
નથી લાગે છે તેવું કહેવાતું મુખે જો. સમરૂં૦ ૮
માટે વાણિ સબળ આપ એવિ ઓ ધણી જો,
દેશિ બંધુ મારા જાગિ જોય ઘરભણી જો. સમરૂં૦ ૯
લાગિ લાહ્યને ઘરબાર બળે આપણાંજો,
જાગો! જાગોને! ઓ દેશિ મારા દામણાં જો! સમરૂં૦ ૧૦
નથી જાગતા જ એ તો જરા કંઈ કરે જો!
કોણ જાણે શા સુખે ઊંઘે છે એ અરે જો? સમરૂં૦ ૧૧
પણ ઓ જગતના જિવન તું તારૂં કંઈ જો,
નવલવાણિમાં બળપ્રેરે, સૌ થાએ સહી જો. સમરૂં૦ ૧૨

## લગ્નનું કામ કેવું મોટું છે?

### ગરબી ૩ જી

"ઓધવજી છે અળગીરે કે વાત એક પ્રેમતણી" એ રાગે.

જેને બાળ પોતાનાંરે વ્હાલાં કાંઈ પણ હોએ,
તે ચિત ચોટાડીરે આ સુણજો સહુ કોએ ૧
મૂળ શાસ્ત્રને મળતુંરે, અકલને અનુસરતું,
શુદ્ધ ધર્મને ધરતુંરે સુધારો બધો કરતું. ૨
હિત બાળનું થાએરે, એવું હું ભાખું છું;
દુ:ખ દેશનું જાએરે તેવું હું દાખું છું. ૩
બાળ લગન બત્રીશારે હું ગાઊં છું ગુણ ભરી;
ગુણી જન ગુણ ગ્રહેજોરે વિવેક અનેક કરી. ૪
છે કેવી જ વસ્તુરે લગન તે વિચારો;
સંબંધ લગનનોરે કેવો છે તે ધારો. ૫
એકવાર કણમાંરે પડ્યું તે પડ્યું જ પાણી;
એકે ઉપાય જ રે નથી હણવા હાણી. ૬
સંસારમાં સૌથીરે મહાભારત ભારે
છે લગનનું કારજરે જોખમ બહુ જેમાંરે ૭

એ સામટો સહીરે બાધાં ભવના સુખનો,
સુખ તો સુખ નહિ તો રે શુમાર નહિ જ દુઃખનો. ૮
આવું કાર્જ કરતાંરે ઉતાવળ કયમ કરિએ ?
વારંવાર વિચારીરે એ વીરા ડગ ભરિએ ૯
જન જનમ સુધીનાંરે ન દુઃખ દરિયે ધરિએ,
જન્મ આપી જણ્યાંનાંરે ન શત્રુ પુરાં ઠરિએ. ૧૦

આગગાડીમાં જોડેરે ઘડી બે ઘડી રહેવું;
તોય બેસો તપાસીરે પાસેનું જન કેવું ૧૧
જન્મારો સારો રે લેવો જખ મારિ જોડે;
તે જોડું તો જોડતાંરે કરો આંધળિયાં કોડે ૧૨

અરે લોક લવેછેરે આપ્યાં ધર્મે તમને,
હવે કર્મે ખાજોરે. ન દોષ દેશો અમને. ૧૩
બ્રહ્મજ્ઞાન આ ભારેરે ભણ્યા ક્યાં કહો ભાઈ?
સંભાર્યું સવેળાજરે મરે બાળક જયાંઈ. ૧૪
કર્તાપણું ક્યારનુંરે મુકી બેઠા છો તમો ?
શેર શાક તો શોધવારે દુકાને દુકાને ભમો ! ૧૫

પાન પાઈનાં લેતાંરે પાકાં કાચાં બહુ જ કરો ?
દમડીનો દોરોરે લેતાં બહુ તાણિ મરો ! ૧૬
એમ જૂજ જણસ પણરે જઈની લો જ્યારે,
ખોળી ખોળિ તપાસીરે તોળી તોળી લો ત્યારે. ૧૭

ને બાળનો બગડેરે બધો ભવ જે કરતાં,
ત્યાં તો બ્રહ્મજ્ઞાનીરે ભાઈ થઈને ફરતાં ! ૧૮
શિદ દૈવ ને દૈવનારે બનાવો છો બહાનાં ?
અરે ચોખું જ કહોનેરે લ્હાવો અમે લેવાનાં. ૧૯

પછી પુત્ર કે પુત્રારે મરે તો છો મરતાં;
છો લાગે તો લાગેરે કલંક નથી ડરતાં; ૨૦
અમે ધર્મ અધર્મજરે નથી મનમાં ધરતા;
અમે શાસ્ત્ર ને બાસ્ત્રનીરે નથી પરવાહ કરતા; ૨૧
અમે બાળ લગનનોરે લ્હાવો તો લેવાના ?
તો કવિજન કોપીરે કહે છે તમે મરવાના; ૨૨

## બાળલગ્ને બાયલા કર્યા.

### ગરબો ૨૩મો

( રાગ પ્રભાત)

"ઉઠી પ્રભાત સમરીયેજી શ્રી ગણેશ દેવા" એ રાગે;

અંગ્રેજો રાજ કરે દેશી રહે દબાઈ!
એમાં શી નવાઈ? જોને એનાં શરીર ભાઈ! ૧
પેલો પાંચ હાથ પુરો, પુરો પાંચસેંને;
પડે એવો હૃષ્ટ પુષ્ટ નજર ન્યાળી લેને. ૨
રગે રગે રાતુ લોહી ઘૂમી રહ્યું જ રોજે;
મોટાં મોટાં કામ કરે એ તો સહજ મોજે. ૩
ચાલ એની ઉછળતી, જો, શા કરે ધમકારા,
થર થર થર એ ધ્રુજાવે છે જ સકળ ધારા! ૪
આંખ તો ફાટેલીને બીજાજ કડક હાહાડી,
સંદે હોય તો છેડી જોજો વાંક કાંક કાહાડી! ૫
સ્વરાજથી કંઈ થાતું હશે તોય કહું હું સાચું
મગજ તો બીજાજી એનુ એમાં કાંઈ ન કાચું. ૬
એ તો છે અલમસ્ત ને મદમસ્ત સમસ્ત અંગે,
પાહાડને પણ પાહુ મારે, જબરદસ્ત જંગે! ૭
હાડકાં જ એનાં બહુ લાંબાં પોહોળાં દીસે,
રીશે જો ભરાયો, તો તો વાઘે એથી બ્હીશે! ૮
બે હાથે પણ એનો પંજો તમથી નહી ઝલાએ,
બાળલગ્ને બાળી મૂક્યા તેથી તેથી શું થાએ? ૯
વીર્ય બાળ્યું બાળ્યું બળ જ બાળી દેહ બાધી,
વણઅરીણે અરીણે જેવા હાલ લીધા સાધી. ૧૦
મુખ થકી ન માખી ઉડે દૂબળા દેદારો,
જુદ્ધનું તો નામ સુણી છુટે છે કંપારો. ૧૧
ચાલ્યા હાલ્યાનો જ બહુ દીલથી કંટાળો,
કીર્તિનો તો કોડ મૂળે કાસળ જાણી ટાળ્યો. ૧૨
પરાધીનપણાનો કાળો ચાંદલો કપાળે,
છે હજાર વર્ષ થયાં ચોંટ્યા તે કુણ ટાળે? ૧૩

ચેતો ચેતો, દેશી મારા, દુઃખનું મૂળ વાઢાડો,
બાળલગ્ન બંધ કરો, મચાવો અખાડો. ૧૪
કેળવી તન મન બનો બાવન વીર વીરા,
શુરાની જ સૃષ્ટિ છે એ, સુણો સજન ધીરા ! ૧૫
શૌર્ય તો બ્રહ્મચર્ય વણ ન વિશ્વમાં કંઈ જાણ્યું,
અંગ્રેજે પાળ્યું તો ફળ જો તેણે જ માણ્યું ! ૧૬
આર્યનો સંસ્કાર સારો છોડી તમે દીધો,
ત્યાં થકી જ સેહેજે શુદ્ર ભાવ માગી લીધો. ૧૭
બાળલગ્ન રીતિ છે વિપરીત જુઓ વિચારી,
લગની તો લાગ્યા વિના શાં લગ્ન એ નરનારી ? ૧૮
લગની તો લાગેરે જ્યારે જાગે જોબન અંગે,
જોબન અંગે જાગે, ત્યારે લગન કરોને રંગે. ૧૯
શાણા શાણા શે ન સમજો ? પુછે નવલરામ,
રામા રસીલીનું શું છે બાળકને કહો કામ ? ૨૦

### બાળલગ્નનાં તમામ નુકસાનનો ઉપસંહાર
### ગરબી ૩૨મી

"હાંરે લાલા તમે પુરુષ અમે નારી" એ રાગે

હાં રે નામ બાળલગનનું બાળો !
બાળો કે ખાડામાં ઘાલો રે ! નામ બાળ૦ } ટેક૦

બાળલગનનું નામ જ સૂણતાં, આવે મને કંટાળો રે; નામ૦
બાળલગનનું દુઃખ દેખીને, દેશ થઈ ગયો કાળો રે; નામ૦
બાળ બિચારૂં શું સમજે એમાં ? ઠાઠ શો માંડયો ઠાલો રે; નામ૦
દૈવ ઉપર શીદ દોષ મૂકો છો ? પ્રકૃતિ વિરુદ્ધ જ ચાલો રે; નામ૦
બાળલગનની ભૂંડી રૂઢિ, આંખ ઉઘાડી ભાળો રે; નામ૦
ભૂંડી રંડાએ સુકવી નાખ્યો, સુંદર દેશ રસાળો રે; નામ૦
બાળલગનથી તે બાળકબળનો, પાયો પૂર્ણ પ્રજાળ્યો રે; નામ૦
ઉદ્યમ હોંશ પરાક્રમ આદિ, સ્હેજે બળી ગઈ ડાળો રે; નામ૦
બાળલગનથી તો વિદ્યાવૃદ્ધિનો, મારગ મૂળથી ખાળ્યો રે; નામ૦
"ભટ્ટ ભણ્યા તો કે પરણ્યા છીએ, ધનમાં આ ઉભી ધાડો રે"; નામ૦
બાળલગને બળબુદ્ધિ હરીને, સુખનો સંભવ ટાળ્યો રે; નામ૦

કુન્નરકુળામાં પાછળ પાડી, પૈસો વિધાતે વાળ્યો રે; નામ૦
બાળલગનથી હોય કજોડાં, દુઃખ દુઃખ જેમાં હજારો રે; નામ૦
બાળલગને હડહડતો આણ્યો, કળજુગ કાળ કરાળો રે; નામ૦
બાળકનાં માબાપ બને છે, બાર વરસનાં બાળો રે; નામ૦
બાળલગને તો ઢીંગલા ઢીંગલી, સરખાં બન્યાં નરનારો રે; નામ૦
ભર જોબનમાં ઘડપણ આણ્યું, આણ્યો મરણનો વારો રે; નામ૦
બાળલગન બન્યો બળહીન બીકણુ, આપણો સબળો રસાળો રે; નામ૦
બાળલગને અરે બાયલો કીધો, ભરતનો ખંડ યશાળો રે; નામ૦
બાળલગને દુઃખ સકળનું મૂળ જ, કળિજુગ એ જ વિચારો રે; નામ૦
બાળલગન તજી, નવલ સ્વજન સૌ, દેશને ડૂબતો તારો રે; નામ૦

## બાળગરબાવળી

### ઈશ્વરનું સ્તવન

### ગરબી

(ચોછક્કા)

જે આ જગતને નિભાવે, ભજું તે જ ભાવે;
ખલક પલકમાં બનાવે, ભજું તે જ ભાવે. ૧
ચાહે ત્યારે ઝટ ડુબાવે, ભજું તે જ ભાવે;
તે તો વિશ્વનાથ કહાવે, ભજું તે જ ભાવે. ૨
જે આ સૂર્યને શોભાવે, ભજું તે જ ભાવે;
જે આ ચંદ્રને ચળકાવે, ભજું તે જ ભાવે. ૩
ઘુમટ ગગનનો ટેકાવે, ભજું તે જ ભાવે;
અસંખ્ય ગોળાઓ ગબડાવે, ભજું તે જ ભાવે. ૪
જડને ધર્મ જે ધરાવે, ભજું તે જ ભાવે;
મનને મુક્તિસું ચડાવે, ભજું તે જ ભાવે. ૫
જે છે પ્રાણનો આધાર, ભજું તે જ ભાવે;
જે છે સારમાંનું સાર, ભજું તે જ ભાવે. ૬
જે છે ડાહ્યો દયાવંત, ભજું તે જ ભાવે;
જેને નહિ જ આદિ અંત, ભજું તે જ ભાવે. ૭

સકળ શક્તિનો જે ભૂપ, ભજું તે જ ભાવે;
જે છે એક ને અનુપ, ભજું તે જ ભાવે. ૮
જે છે અકળ ને અરૂપ, ભજું તે જ ભાવે;
જ્યાં મનવાણી હોય ચૂપ, ભજું તે જ ભાવે. ૯
જેને **નવલ** કહે શું જ ! ભજું તે જ ભાવે;
તે તો તું જ, તું જ, તું જ, ભજું તે જ ભાવે. ૧૦

## માતૃસ્તવન

### ધોળ

(ચોપાઈ)

જ્યારે હું હતુ પશુ અજ્ઞાનરે,
નહોતું ખાન કે પાનનું ભાનરે;
ત્યારે કોણ મારી સંભાળ,
કરતું ધરી વા'લ? તે તો તું જ માવડી!
કોણ ઊંઘતું હેતે ઊંઘાડીને,
કોણ અંગનું હીર ધવડાવીને;
થતુ હુંથી અધિક પ્રસન્ન,
પોતાને મન! તે તો તું જ માવડી!
માથું મારી ઉછાળી હું લાત રે,
ધાતું તેમ તેમ થઈ રળિયાત રે;
કોણ મીઠડાં લેતું મુખ,
પામી મહાસુખ? તે તો તું જ માવડી!
મને કોણ ઉઠાડી બેસાડતું?
મને કોણ રિઝાવી રમાડતું?
કોણ ગાતું ઊંઘાડવા ગીત,
પ્રફુલ્લિત ચિત્ત? તે તો તું જ માવડી!
જરા માથું દુઃખે કદી સાહરે,
કોણ ચોંકી થતું દેખી બ્હાવરે?
કરી* કરીને કડવા કવાથ,
પીતું ખુશી સાથ? તે તો તું જ માવડી!

* પથ્ય.

કોણ શીખવતું બોલતાં ચાલતાં,
કોણ કહેતું મનોહર વારતા?
દીઠે ક્રો'ડી અસંખ્ય જ દોષ,
તોયે ન કર્યો રોષ. તે તો તું જ માવડી!
તારા પ્રેમના પાર પમાય ના,
તારાં કર્યાં તે કોયે કરાય ના;
અરે તેં મળમૂત્ર અથાગ,
વહ્યાં લહ્યાં ભાગ્ય! ધન! ધન! મારી માવડી!
તારો પાડ શું વાળું? વળાય ના,
મૂકી માથું ખોળામાં હું માયના;
બોલું નવલ ગગળો થઈ વાણ,
"તારું છે કલ્યાણ!" જય! જય! મારી માવડી!

## ગુજરાતની મુસાફરી

### ગરબી

( આઠસસ ચોકો, રૂપક તાલ )

દક્ષિણમાં છે દમણગંગા, ત્યાંથી નીકળીએ પ્રવાસ રે;
અમલસાડ, વલસાડ, નવસારી, જોજો ફણુસ અભ્યાસ.
રમીએ ગુજરાતે રે. ૧

શાં શોભે કદળીવન શીતળ, શી બહેકે લીંબુવાઈ રે;
આંબા *ફિકાના અમૃત સરખા, હરખી કહે દેશાઈ.
રમીએ ગુજરાતે રે. ૨

સુરત શે'રનું સુંદર સ્ટેશન, સુંદર રસ્તા સાસ રે;
સુંદર નાજુક લોક વિલક્ષણ, શોખી સફાઈ કરનારા.
રમીએ ગુજરાતે રે. ૩

ઓ! આવી અરઈની દુકાનો, ઉભા રહો રુચ લાગે રે!
પાપડી પણ આપણ આ ટાણે, પામ્યા પૂરણ ભાગ્યે!
રમીએ ગુજરાતે રે. ૪

જરૂર નાતમાં જમવા જઈએ, જમણ આવાં નથી નીરખ્યાં રે!
ચિનાઈ સાડી ચપડા ચમકે, સર્વ લખેશ્રી જ સરખાં.
રમીએ ગુજરાતે રે. ૫

---

* એ પાસના — એ મુલકમાં 'આફૂ' ને બદલે ફિકા કહે, એ.

મેળા, ખેળા ને વરઘોડા, નાચ ને રંગ ઠામઠામ રે;
હસતાં રમતાં દીસે સદા સૌ, કરતાં હશે શું કામ?
રમીએ ગુજરાતે રે. ૬

આગળ આ હતું હિંદુસ્તાનમાં, સાથી બંદર મોટું રે;
નામીચું દુનિયામાં તે કેમ, છેક થયું હશે ખોટું?
રમીએ ગુજરાતે રે. ૭

તાપી નાહી, લઈ લાહે ગજી, ઝીનખાબ કિનારી ચાલો રે;
નરબદાનો નિરખી નર પૂલ, નરનાં નરપણું[1] ભાળો.
રમીએ ગુજરાતે રે. ૮

ભરૂચની ટેકરી બહુ બાંકી, ટીબાં ચડજો તપાસી રે;
ટેડી પાઘડી ફફડતાં કપડાં, રૂમાલ તો ફરમાસી.
રમીએ ગુજરાતે રે. ૯

ભાંગ્યુ ભાગ્યુ પણ એ છે ભરૂચ જ, ભૃગુનો આશ્રમ કહાવે રે,
શે'ર જુનું ગુજરાતે આજે પણ, રૂ બહુ રેલ[2] ચડાવે.
રમીએ ગુજરાતે રે. ૧૦

ત્યાં કબીરવડ જોવા જાજો, જગમાં જે છે નવાઈ રે;
જોઈ ડભોઈ પાછા વળજો, માળમાં[3] માલ ન કાંઈ.
રમીએ ગુજરાતે રે. ૧૧

મેલ્યું ભરૂચ કે આવ્યુ કા'નમ, કાળી ધરતી રસાળી રે;
જ્યાં ચોમાસે જાય કળી પગ, કણબી કન્યા દે ગાળી.
રમીએ ગુજરાતે રે. ૧૨

મિયાંગામ ઈંટોલા આવે, આવે ઝાડનાં ઝુંડ રે;
ઝાડે ચારે તળ ચરોતરનું, ગોદરું આ છે પ્રચંડ.
રમીએ ગુજરાતે રે. ૧૩

વડોદરે નિર્ભ્રાન્ત ઉતરજો, નથી મલ્હારરાવ બેસો રે;
દાણનું દુઃખ તો છે હજી કાયમ, ગાંઠડી હેઠે મેસો.
રમીએ ગુજરાતે રે. ૧૪

---

૧ મરદાઈ, પરાક્રમ.
૨ રૈલવેને માર્ગે.
૩ પંચમહાલનો માળ પ્રદેશ.

લક્ષ્મીવિલાસ ને મોતીબાગ ને, નજરબાગનો મિનારો રે;
જો જો સવારી સાઠમારી ને, નૃપ નવીન પ્રમાણો.
રમીએ ગુજરાતે રે. ૧૫

બાન ને પર્વળ લઈ પરવરીએ, શો ઉંચો પૂલ મહીનો રે;
"આવી મહીને ચિંતા થઈ!" એ ઉખાણો હતો અહીંનો.
રમીએ ગુજરાતે રે. ૧૬

આપે જણાય છે આવ્યું ચરોતર, બોલી ને બુદ્ધિ જ્યાં જાડી રે;
જાડી પણ ગાઢી કસવાળી, ધંધેકાસરે[1] હદ વાળી.
રમીએ ગુજરાતે રે. ૧૭

હોય જવું વડતાલ કે ડાકોર, તો વચમાંથી વિચરજો રે;
કપડવંજે કાચ ને સાબુ, જોઈ સુધારો કરજો.
રમીએ ગુજરાતે રે. ૧૮

આવી આનંદે પાછા આણંદે, કે નડિયાદે મળજો રે;
મહમદશાહનું શે'ર જોઈને, અમદાવાદે વળજો.
રમીએ ગુજરાતે રે. ૧૯

અમદાવાદે આદે હતી બહુ, ગાદી મોટી પાદશાહીરે;
જ્યાં ત્યાં મસીદ ને તોડા તે હજી, યાદ આણે છે ભાઈ!
રમીએ ગુજરાતે રે. ૨૦

જુમામસીદ તો છે શી મોટી, મહમદશાહનું સેન સમાય રે;
જુમામસીદ જોતાં તે વખતની, ઝાંખી આજે થાય.
રમીએ ગુજરાતે રે. ૨૧

ભદ્રની શોભા છે બહુ સારી, ત્રણ દરવાજે કમાન રે;
હઠીસીંગને દહેરે આરસ, ઓપે હીરા સમાન.
રમીએ ગુજરાતે રે. ૨૨

શાહઆલમ, સરખેજની શોભા, શી રીતે વર્ણાય રે!
અસલી ઇમારત હુન્નર આગળ, ઇજનેરી લજવાય
રમીએ ગુજરાતે રે. ૨૩

---

૧. કરકસર કરવાનો ગુણ

રાજનગરના જન ઉદ્યોગી, કોડીલા કસરની સાથે રે;
વિવેકી ને વળી પરગજુ પણ, તન, મન, કણ[1] ત્રણ વાતે.
રમીએ ગુજરાતે રે. ૨૪

રસમાં છે અહીં છાપા શામળ, કવિનાં પૂરણ કામ રે;
જેમ સુરતમાં પ્રેમાનંદ ને, વડોદરે દયારામ,
રમીએ ગુજરાતે રે. ૨૫

ગઈ પાદશાહી ઘણા દિવસથી, પણ શાહે[2] રંગ રાખ્યો રે;
આંધી સાડાત્રણ તાંતણે શે'રને, ધંધો ધીકો દાખ્યો.
રમીએ ગુજરાતે રે. ૨૬

ધોતીજોટા, પીતાંબર, સાડી, જે જોઈએ તે લેજો રે;
બાર બોલાવે બો'તેર આવે, કોક દલાલને કહેજો.
રમીએ ગુજરાતે રે. ૨૭

આવે દલાલ ને લાવે લટકતા, વેપારી ટોળેટોળાં રે;
લઢે વઢે, દે ગાળ, એંચે, સમ ખાય, કરે કાગારોળ.
રમીએ ગુજરાતે રે. ૨૮

આવી અગાડી ગાયકવાડી, ઘોડા કરે સદમાતા રે;
વડનગર અને વીસનગરે, જાવું પણ નથી જાતા.
રમીએ ગુજરાતે રે. ૨૯

સરસ્વતીતીર સુંદર સિધપુર, કપિલ મુનિનું ધામ રે;
પાટણ પ્રાચીન રાજધાનીને, અહીંઆંથી જ પ્રણામ.
રમીએ ગુજરાતે રે. ૩૦

કાઠિયાવાડે હાલ નથી ભો, હાલો+ તે ભાળી જઈએ રે;
દેશી રાજનાં દુખડાં દેખી, દિલમાં દુખિયાં થઈએ.
રમીએ ગુજરાતે રે. ૩૧

રેલ ગઈ ને પાં'ણા આવ્યા, ઝાડનું દેખું ન નામ રે;
ખરે સૌરાષ્ટ્ર તો ખનિજ ખજાનો, ખોલ્યાનો ખરો કામ.
રમીએ ગુજરાતે રે. ૩૨

---

૧. ચપટી દાણા

+ ચાલો

૨. વેપારી વાણિયાઓ

પ્રથમ જુનાગઢ ચાલો જોઈએ, નરસિંહ મે'તાનો ચોરો રે;
છતુ કર્યું ગુજરાત સપૂતે, એનો પાડ ન થોડો.
રમીએ ગુજરાતે રે. ૩૩

જામનગર મચ્યું રાગ ને રંગમાં, ભાવનગર ભળપણમાંરે;
પહેલા વર્ગનું ચોથું ધ્રાંગધ્રા, પોરબંદર હાલ ગણુમાં.
રમીએ ગુજરાતે રે. ૩૪

સુદૃઢ, તીખા, શોખી, શાણા, મતલબી ખટપટવાળા રે;
મીઠા તો મધથી પણ અદકા, લોક આણીકોર ભાળ્યા.
રમીએ ગુજરાતે રે. ૩૫

જોવા લાયક રાજ્ય રહ્યાં બહુ, પણ કહોને શું કરીએ રે!
રાજાધિરાજની રાજધજા જ્યાં, રાજકોટે જઈ ઠરીએ.
રમીએ ગુજરાતે રે. ૩૬

દરેક બીજાં રાજ બધાં ત્યાં, આવી પ્રસંગે જાશે રે;
જોઈ રહ્યા કે વળશું પાછા, પ્રવાસ પુરો થાશે;
રમીએ ગુજરાતે રે. ૩૭

રહી ગયું જોવું દીવ બંદર, ને ધોલેરું ધોધું રે;
ખારેઘોડે ખૂટે ન મીઠું, પાણી પણ જ્યાં મોઘું.
રમીએ ગુજરાતે રે. ૩૮

પશ્ચિમે દ્વારિકા, પૂર્વે કાળી, ઉત્તરે અંબા માત રે;
દક્ષિણે કુંતલેશ્વર એ છે, ચારે ચોકી ગુજરાત.
રમીએ ગુજરાતે રે. ૩૯

ઉના પાણીના કુંડ લસુંદ્રા, ગોધરા, ને ઉનાઈએ રે;
ગંધક તો ગંધાય છે ખુલ્લો, રામ સુધી શીદ જઈએ?
રમીએ ગુજરાતે રે. ૪૦

વિમળશાહનાં દેરાં બળેલાં, લાવા રસમાં+ દટાયાં રે;
જોતાં જાણે જવાળામુખીનું, જોર જે જન છે ડોલ્યા
રમીએ ગુજરાતે રે. ૪૧

---

+ પૃથ્વીની અંદર જે બળતો રસ છે, તે જવાળામુખી ફાટે ત્યારે બહાર આવે છે

આપે જન્મ જ જગતને, પાળે પૂરણ પ્રીત !
એના જ નામ આધારથી, કહાવે ઈશ્વરી અંબા ખચીત !

સજ્જન સં૦ ૩

મીઠું બોલી મન હરે, ટાળે તન પરિતાપ;
આફતમાં ધીરજ ધરી, ધીર આપે એ નરને જ આપ.

સજ્જન સં૦ ૪

ઘરુણી ઘરનો સ્તંભ છે, ઘરનું ઘરુણી જ મામ;
ઘરુણી ઘરનુ ઘરેણું છે, ઘર ઘરુણી વિનાનું સ્મશાન.

સજ્જન સં૦ ૫

ઘડપણમાં ઘરુણી સમી, સેવા કોથી ન હોય;
સ્વર્ગે પણ સંગે ગઈ, તે તો નારી જ ! નર નહિ કોય.

સજ્જન સં૦ ૬

ધન ધન નારી નામને, પ્રેમી પરમ અપાર !
પાળે પ્રેમે સર્વને, એનો આદ્ય શક્તિ અવતાર.

સજ્જન સં૦ ૭

નિંદા એની જે કરે, તે પાપી ગુણચોર;
દુર્ગુણને દરીએ ડૂબે, તો એ દિલડે દયાનું જ જોર.

સજ્જન સં૦ ૮

ગોરી ફૂલ ગુલાબનુ, સૂકે કે કરમાય;
કે કોહે વણ કાળજી, તો એ જાતિ સુગંધ ન જાય.

સજ્જન સં૦ ૯

શાસ્ત્રી, પુરાણી, પંડિતો, શાણા સજ્જન સર્વ !
સાચેસાચું હું કહું, તમે માનો મૂકી મનગર્વ.

સજ્જન સં૦ ૧૦

દીસે દુર્ગુણી આજ બહુ, નથી એની કંઈ ના જ;
પણ એ દુર્ગુણી મૂર્ખ કે, જે છે તે તમારાં જ કાજ.

સજ્જન સં૦ ૧૧

આદે દમયંતી, સીતા, દ્રૌપદી આદિ અપાર;
થઈ ગઈ બહુ ગુણવંતીઓ, તે હતી નારી જ નિરધાર.

સજ્જન સં૦ ૧૨

ધર્મે કર્મે ન કેળવો. ના'પો કંઈ પણ જ્ઞાન;
રાખો જો હેવાન તો, ક્યમ હોય ન એ હેવાન ?

સજ્જન સં૦ ૧૩

હા ! અબળાઓ હાય રે ! હાલ છે જ હેવાન;
ખાવું પીવું ખેલવું, એ ત્રણનું જ જેને ભાન.

સજ્જન સં૦ ૧૪

જ્યાં હેવાન જ નારનો, સઘળો સુંદર સાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ નવલ ઓ નાથ !

સજ્જન સં૦ ૧૫

## વસંતવર્ણન

### હોરી—દીપચંદી

પચરંગી પટકુલ ધારી,
દીપે કુદરત આ રતે ન્યારી.

કુમળાં ચળકતાં વૃક્ષે સજ્યાં નવ પલ્લવ જુનાં ઉતારી,
આંબે મોર અથાગ જ ઝૂકે, જાણે કલગીઓ સારી;
વસંતની આવી સવારી ! દીપે૦ ૧

વીંટી વળી વેલી સૌ સૌ ને, વૃક્ષે હસ્ત પ્રસારી,
ફૂલનાં ઝુમખે ઝુમખાં જે પર, રંગબેરંગી અપારી !
ઝૂલે ઝાડી ફૂલ ભરી ભારી ! દીપે૦ ૨

ફૂલભરી ડાળો ડોલે, ખરે ફૂલ, પથરાઈ ફૂલની પથારી,
ભ્રમર હજારો ગુંજાર કરંતાં, સુગંધી લેતાં ગયા હારી !
બહુ રહું બહેક જ્યાં મારી ! દીપે૦ ૩

ફૂલભરી ડાળો ડોલે હિંચોળે, બેઠાં પોપટ મેના પ્યારી,
ને નવરંગી અવર બહુ પંખી, મધુર કરે રવ તારી;
કોયલની છે બલિહારી ! દીપે૦ ૪

કોયલો કૂહૂ કૂહૂ કૂહૂ કરી રહે, પંચમ સૂર અનુરાગી,
ઘટ્ટ ઘટામાં પડઘા પડે ને, કુંજ દીપી રહી સારી;
મનોહર કામણગારી ! દીપે૦ ૫

દ્રાક્ષને માંડવે લાખો દરાખ, લીલી લોચનહારી!
કુમળા બપોરના તાપે તરુણ્યાના હાથ શોભાવનારી;
કંઠે ઠંડક કરનારી! દીપે૦ ૬

ખીલ્યા ગુલાબ, ને આવી ગુલાબી, ટાઢની તો હવે વારી!
વાયે સવારમાં મંદ સુગંધિત, શીતળ સમીર સુખકારી;
અંગે ઉમંગ વધારી! દીપે૦ ૭

રંગ્યાં ઉમંગ્યાં પશુ, પંખી, નર, નાર, કુમાર, કુમારી,
સર્વે સજોડે રમે, જમે કોડે, સર્વ કરે મજાદારી;
મુખે મીઠી હોરી ઉચ્ચારી! દીપે૦ ૮

હોરીના સૂર ઘૂમી રહ્યા ચોગમ, ચોગમ લગન છે જારી,
લગનસરા તો વસંતે જ સોહે, વસંત છે લગન આચારી!
જેણે રચી અજબ તૈયારી! દીપે૦ ૯

એ રીતે આ રતે પાચે ઇંદ્રિયો, ને હૃદય રીઝયાં સંસારી,
હોળીરમણ, આ હરખભરણની, રીત સ્વાભાવિક ધારી;
ગણો ચાલ ગંદી નઠારી! દીપે૦ ૧૦

સંત સ્તવે ભગવંત વસંતે, ઉચ્ચ સ્વરે લલકારી,
જેણે જગતમાં ચોગમ ફરતી, આવી અનુપ ઉપકારી;
લલિત લીલા વિસ્તારી દીપે૦ ૧૧

જય! જય! જય! સચરાચર સુંદર, જય ચિદ્રૂપ ભયહારી,
જય! જય! એક અકળ, બ્રહ્માંડ, અખંડ અખિલ વિહારી;
નવલ તનમનના ધારી. દીપે૦ ૧૨